ઇરાની દુન્યાના બારમકીઓ સખાવતે કેટલા બ્હાદુર, રમુજી, ચંચળ, ઇનસાફી વગેરે હતા, તે પણ આજના પુસ્તક પરથી વાચનારને જણાશે. જે પ્રમાણે કલીફ હારૂનનું નામ યાદગાર રહ્યું છે તે પ્રમાણે એના એ વઝીરોનું નામ પણ સનાકાલ યાદગાર રહી જવાનું.

નામવર હારૂનની ચાલચલણ, મલતાવડો સ્વભાવ, રીતભાત, ઉદારતા, વગેરે ગુણોથી વાંચનાર વાકેફ થયા ઉપ્રાત એના વખતના આરબો વગેરેની રીતભાત તથા વેહેમનો પણ સારો ખોરાક આ પુસ્તકના શરૂઆતના પાનાંઓ પુરો પાડે છે; ટુંકમાં, આજના પુસ્તકમાં આવેલી બાબદોનો અતી મોટો ભાગ ગુજરાતી વાંચક વર્ગને તદન નવોજ માલમ પડશે. જુજ ફકરાઓ અને "ગુલામી વેપારીઓની લુચ્ચાઇ" વાર્તા શીવાય ૯ થી ૧૦૪ પાના સુધીની બાબદો જાણીતા લેખક મારા જોડીદાર લખનાર મી૦ રૂસ્તમજી હોરમસજી ખરશેદજીની મેહેનતનું પરીણામ છે, જયારે ઉપલા શીવાય બાકીના સર્વ પાનાઓ આ અદના કલમથી લખાયલાં છે. એમા કેટલી ફતેહ મળી છે તેનો તોલ વાંચનારેજ કરવો.

ગુજરાતી આનુ રીતીથી ઉલટી રીતે સાંભળ્યુ વગેરે બાનદો બનતાં તુલીક અનુક્રમનીકા પ્રમાણે ગોઠવી છે, જે ગોઠવણ વાચનારને પસદ પડશે.

થોડાક માસ પર પ્રગટ થયના મારા છેલ્લાં પુસ્તક નામે "નવી અરેબ્યન વાર્તાઓ" વીશે જે સઘળાં પત્રો વગેરેએ તેમની વીચાર શકતી પ્રમાણે અપક્ષપાતપણે અભીપ્રાય દરશાવી ઉત્તેજન આપ્યુ છે તે સઘળાઓનો આ ટકે હું ઉપકાર માનુ છુ, જે મનો કાંઇ પણ કાપકુપ વગર તેઓએ છાપી બાહેર પાડેલા દીવસના અનુક્રમે ૨૪૩ થી ૨૫૮ પાનાઓમા ઉતારી લીધેલાં વાચનારને જણાશે.

આજનુ આ ચીત્રો સાથનુ તમામ પુસ્તક મુબઇના છાપાકલાના એક નમુના દાખલ છે. આ પુસ્તક માટે જેઓએ મને મદદ કીધી છે તેમનો હું આ ટકે ઉપકાર માનુ છુ.

મારાં સઘળાં આગલાં પુસ્તકોની પેઠે આ પુસ્તકની પણ ભાષા તથા ઇબારત ખામખા તદન સાદી રાખી છે.

આ પુસ્તક સાથે સબધ ધરાવનારાં બાકીના બે પુસ્તકો નામે "પરસ્યન નાઇટસ" અને "અરેબીક નવી કથાઓ" જો ખુદાનુ ચાહવું હશે તો ટુંક મુદતમાં બાહેર પડશે.

૬૨૦, ગીરગામ રોડ,<br>મુબઇ.

માણેકજી એદલજી વાછા.

## સાંકળયુ.



# કલીફ હારૂન-અલ-રશીદ

અને

## એ નામદારને લગતા દિલપસંદ કીસ્સા.

**બાગદાદની તારીફ.**

બાગદાદના આરાસ્તા કીધેલા સર ઉઠાવેલા રોનકદાર મેહલો. તેના લીલી હલ્યારી ને કલ્યારીથી ભરપુર તરોતાજગી બક્ષનાર ફળફુલોના ઝાડોથી લચ-કતા મધમધતા પમરતા ઉમદા બાગો, બુલબુલ કંઠવાલી નાજુક ચેહરેનમુન ગુલછડી જેવી તડી ઉમદા મેહબુબ અને નખરાદાર નાજનીનો, મોજમજાહને માટે તત્પર એવા તેના ભરી છાતીના ઉડાવદાર જવાનો, સાકુીઓના અણુકા ટણકાદાર ઠઠ્ઠા મશકરીએ ઉભાઇ જતાં ઘટમદાર લટકાળાં જુથ ડાઓ, કાળા સીદી હબસાણ્યા લાલ નેણુની ખુન્નસીથી દીનમા ત્રાસ ઉપજાવનાર ભયકર ગુલામોનાં ટોળાઓ, દાનાઇની દુરઅદેશીમા કપાળે કરચલી વાળી બુજરગીના બોજથી જુમાઇ પડતા ઓલમાઓ, મરદાનગાની મહસ્તી અને કસરતની કામેલ્યતમા જીદગી ગાળી નાખનારા જોદ્ધા લડવૈ-યાઓ, કુરાનના પઢનાર અને ફનવાના દેનાર તથા દીનના ચાભલામાં ખપનાર આબરૂદાર કાઝીઓ, પત્રાજ ને મીજાજના સત્તાદાર તાન ને ગુમાનમાં છકેલી પાદશાહણીઓ ને ઇમરાણીઓ, સારી આલમનો દર્યો ખેડતા નાખોદાઓ તથા દેશ પરદેશ અને જગલ મગલ કરતા કાફલાઓના સરદાર સોદાગર સાહેબજાદાઓ જાણે ખુબનમુન માથા ઉપર લેહરદાર ચીરો અથવા સમડો પાડયો હોય એવી રાહતની દેનાર નદીની નેહરો, અને જુવાનીના જોશમાં જમકીને પોતાની સરકશ ગરદનનો તોર ને મરોડ ઉરાડનારા આબાદાની ભરેલા ફુવારાઓથી કોણ અજાણ્યુ હશે? કોઇજ. અકુસા જેવા ઉખરા અંકુસ હોય તેજ પણ એ સવલાની વચ્ચે કીર્તીમા આફતાબની ટક્કર લેનારો, બીજના ને પુનમના બને ચાંદાની જુમબેશ ઝીલનારો, અને સીતારાઓની સીફતની સુફયાણીપર સખુનનો દાવ લઇ જનારો એવો જે મુખ્ય મોહટા પુરૂસ તે ઇસ્લામનો ખલીફ઼ા, મુસ્લીમ પેગંબરની દીનનો દોસ્ત, જુલમગાર જીઆ-ગાર વર્ગનો ત્રાસ, અને દર્યાવ દેલનો બક્ષીશનો કરનાર દોલતનો ખાવદ કલીફ **હારૂન-અલ-રશીદ, અલ્લાનો યાર હતો.** જન્મ. હીજરી શને **૧૪૫; મરણુ. ૧૯૩.**

**કીતાબની મહામણ**

કીતાબોમા એ નખાયનો છે કીતાબમા ગનનો છે દફતરે નોધાયો છે, યાદદાસ્તમા મેઢાયો છે આખી અંજમનમાથી ઇતીહાસ અને તવારીખ જો અસબાબ ઉઠાવી ચાલ્યા જશે તો એની યાદદાસ્ત ગુમ થશે એના નામની આસપાસ વાર્તા અને કીસ્સા કાહાણીઓની મનપસંદ વૃટીને ગોયા ચોમાસામા મેઘનાની ઝીણીઝીણી ઝરમર બુંદની વૃટી જેવી ઠંડકાર, સુખદાયક, દીલગમતી, મનોરંજક લાગે છે તવારીખે જો એને અમર કીધો છે, તો 'અરબાણી કીસ્સા' (" નવી અરેબ્યન વાર્તાઓ " 'પરસ્યન નાઇટ્સ', " અરેબીક નવી કથાઓ તથા 'અરેબ્યન નૈટસ') ની લખામણી ને વચામણી એના નામનો ઝુંડો અહણુ ખુનદીએ ફરાડે છે મોમીન કહો, ઇસ્લામ કહે કે મુસલમાન કહો, તેમને મનસે એ કલીફનુ નામ પનોતુ ને પ્યારૂ છે તેની યાદદાસ્તપર તેઓ જાનનો સદકો ને શીદા ગીરી કરવા તૈયાર કેમકે જેમ તેનુ નામ કલીફ છે તેમ તેનુ કામની કલીફ છે એવા નામદાર નરને લગતા જેટલા નુકતા કે ટુચકા કે કીસ્સા વાયક વગની જાહેજ જાણમા ન આવેલા હોય તે સઘને ધારેની હદમા એકઠા કરી બાહેર લાવવાનુ કામ આજે આરંભે છીએ તેમા સર્વ શકતીવાન ખુદા તાલાની રેહમ અને તે સાહેબના બખસાર નામની મુબારક બરકત પોહચો

"અલ રશાદ" નો અર્થ

કલીફ હારૂનનો ઇલ્કાબ " અલ રશીદ " નો હતો " અલ રશીદ " એટલે ઇનસાફી તેની સતા અનહદ હતી કરોડો દૈલત, દેશદેશના મુલક તથા અબજોની રકમથી લખાતી માલમીલકત અને આબાદાનીનો પોતે મુખત્યાર માલેક હતા તેનો ઇનસાફ વાજબી હતો—શીવાય કે જ્યા દીનધર્મની એના ધરમમાર્ગી ખ્યાલાતી કે અગત્ય મોભા કે લાગણીની વાત આવી હોય તે વખતમા કલીફ હારૂન કોઇનો નહી, બલકે પોતાના સગા બાપનો પણ નહી મીજાજમા એવો તપી જાય કે એના પુરાના ગીરેબાનીતા દરબારીઓ, અને નામીચા વજીરોથી પણ તેની તાબેશ ન રાખી શકાય ઉજાતા પુખ્તી થઇ જઇ તેઓ ધીક્કાયુ ને હીનાઢ્ય થાય ને થરથર થથરે "અલ રશીદ" નો અર્થ "અસલ ઇમાન" નો પણ થાય છે

**ઈરાન અને ઈસ્લામ**

પ્યારૂ ઇરાન ઉતરયુ ને ઇસ્લામ ચઢ્યુ જમાનાઓની કુદરતાએ ઓપાયતુ પ્યારૂ ગુલજાર દેશ જરથોસ્તી બાદશાહ અને દસ્તુરોના કુસપે ગયુ, ને અરબસ્તાનથી ઉત્રી આવેલાં હીમતવંત અને લડાયક ટોળાઓના હાથમા આવ્યુ ઇરાન અથવા 'આર્યન' દેશનુ રાજ તારાજ થયુ, તાજ મોહતાજ થયુ, બળવાન કયાન્યાન શાહીઆની ઝુંડો લુટાયો સપીતાઓએ કુમપીઓને

માર્યા. નમનતાઇવાળાઓએ મગરૂરોને હરાવ્યા. લંપટાઇની ખરાબીમાં વીંટલાઇ વળેલા એશીલા ઇરાનીઓને દીનપર આંખ વીચીને મરી ફીટનાર આરબોએ ફટકાવ્યા. અધર્મીઓપર ધર્મીઓની ફતેહ થઇ. જમાનાઓ સુધી દુન્યાનો દોર કરનાર અને કોરડો ફેરવનાર ઇરાન બચ્ચાઓ આજેજ થયા. તેમનું તીરમાલખાંપણામાં ગુમરાહ થયલું સર દબાવી તથા નમાવીને આરબ તેમનો સરદાર થયો. જમાનાની ગીરદેશ. આજે તેજ આરબ ઇરટંખુલતા તુરક સુલતાનનો તાબેદાર છે, અને એક વખતના જાહોજલાલી ભરેલા સુલતાનોની ઓલાદ આજે રીંછ સરખા "રૂસ"ની મેરબાની ને મુરબ્બીગીરીની મોહતાજદાર છે. દીનની એક કેતાબના એક દરજ્જાને દરમ્યાન એવાં વચન આવ્યાં છે કેઃ—

તમને શું દેખાતું નથી રે? કેટલી ઓલાદની એની આગલ પણ અમે આખરી આણી હતી. તે લોકને તો અમે ધર્તીપર તેવો ઠાર આપ્યો હતો કે જેવો અમે તમને તો હજીએ નથી આપ્યો. આકાશપરથી પુશકળતા ભરેલાં ઝાપટાંઓનો વર્સાદ અમે તેમનાપર રેડયો. તેમના પગ નીચે આબાદીનાં પાણીની રેલાછેલ વેહતી કીધી. પછી તેમનાં પાપ કીજેથી અમે તેમનો નાશ કર્યો, તથા તેમની પાછળ બીજી ઓલાદો ઉછેરી.

**દીકરીની સુગ**

આરબોમાં દીકરીને નામની અજબ જેવી સુગ. દીકરો જન્મે તો આખા ગામમાં ડંકો વગાડે તેટલો આરબ બાપ ખુશી થાય. પણ દીકરી આવી તો જોઇજ શો તેનો ગુસ્સાદાર કીનો. તે તેને એબ ગણશે. ભવાં ચઢાવીને હુકમ કરશે કે એની ઉપર "વાઅદ અબ બેનાત"ની ક્રીયા કરો. એટલે જીવતી દાટી દેઓ. કેહવત એવી ચાલતી આવેલી કેઃ—ઘોર જેવો સરસ જમાઇ બીજો નહીં. આ બદી સામે ઇસ્લામી પેગબર મહમદ ઘણી લડત લડયો. તેણે કહ્યું કે રોજે રસ્તાખેજે તમારીપર ધાડ ગગડશે, કે જ્યારે અલ્લાહ તમારી બાળક બેટીઓને પુછશે કે બચ્ચા શી તકસીર કરવા કીજેથી તને જીવતી ડાટીને મારી નાખી; ત્યારે તમે ધ્રુજશો ને તમારાં કર્તુકનાં ફળ ચાખશો.

**ખલીફા**

"ખલીફા"નો અર્થ "વારસ." પેહલા અસલ ખલીફા ચાર. અલી, અબુ બકર, ઉમર, ને ઉશમાન. મોહટાં શેહનશાહતો પર તેમને નામની હાક પડતી, ધાક રેહતી, ને દમામ ચાલતો. તોય તેઓ પોતે તો ઘણા સાદા માદા ફરતા. નીખાલાના વણેલા કામલાનો "આબા" ને નામે જણાયલો જબો પેહરતા. અગર ખભાં પર મેંઢાંનાં ચામડાંનો ટુંકો ડગલો ઓળવતા. ચામડાંના

પઠાકયા પગે પેહરતા, અને ગામમાં ચોપદાર, છડીદાર કે હજુરીયાઓ વગર એકલજાતે પોતે ફરવા નીકળતા. જુમ્મા મસ્જીદમાં જુમ્માને રોજે એટલે શુકરવારે નીમાજ પણ ભણાવતા. એવા કેટલાક કલીફા થયા.

**હારૂનની ધર્મપર આસથા.**

હારૂન જનમ્યો રે શેહરમાં. શુમાર તા૦ ૨૦ મી મારચ ૭૬૩ ઇસ્વી. બાવીશ વર્ષે તખતે આવ્યો. એનુ આખું નામઃ હારૂન ઇબને મોહમદ ઇબને અબદલ્લા ઇબને મોહમદ ઇબને અલી ઇબને અબદલ્લા ઇબને આબાસ. એનામા ઇસ્લામતુ એકીન ને ઇમાન ચુસ્ત હતાં. દરેક કામમાં ને હરેક વાતમાં તે દીનના ફરમાનો ને યાદ કરી તે પ્રમાણે ચાલતા કે તેમને માન આપતાં ચુકતો નહી. ધર્મના ક્રીયા ક્રમો ખરી દીલદારીથી બજા લાવવાને તે ગમે એવે સમયે ચુકતો નોતો. દર આતરે વર્ષે, એટલે એક વરશ વચમાં ખાલી જાયને બીજે વર્ષે, તે પાતો મક્કાની હજ પોતે કરવા જતો, અથવા અનાયાસે યા દસ્તેફાકે જવાને ન બની શકે તો ઇસ્લામના જે દુશમનો હોય તેમના ઉપર "જેહાદ" એટલે પવીત્ર લડાઇ ઉઠાવતો. હજ કરવા હમેશ પાંઉ પ્યાદો નીકળતો બગદાદ ને મક્કાની વચેનો બધોળી કહણુ રસ્તો તાજુબી ભરેલી તેજીથી અને પાછો ન હટે તેવી હઠીલી ખટીલાઇથી માપતો. કહે છે કે એ એકલોજ કલીફ હતો કે જેણે તે મુશકેલ રાહની એટલી જેહેમત ઉઠાવી વળી નીમાજ કરતા સો ફેરનીશ કરવાની તકલીફ લેતો. દીનના દાવર જેવા ધર્મના કાનુન જાણનારા સો આલમાઓને તથા તેમના બધાના દીકરાઓને પોતાને ખરચે દર વખતે હજે લઇ જતો. પોતાથી હજ કરવાનું જે ટાકણે ન બની આવે તે ટાકણે ત્રણસે ઇસલામીને પોતાને ખરચે હજે મોકલાવી તેનુ પુન હાસલ કરતો.

**મદાયન.**

જુઓ કે મનનો તરગ પોતાના આપરગીલો ઘોડો દપટાવતોજ કે આપણને કયાના કયા લઇ જઇ મેલે છે બગદાદને મુકીને આપણે મદાયનપર ચાલ્યા ચાલ્યા ઉતરી પડયા. એ મદાયનનું શેહર તે છે કે જેને માટે ગવાયુ છે કે:—

શીરીનને ખુશરોની જોડી રે, શીરીનને ખુશરોની જોડી,
મદાયનનો શેહઝાદોને એરમનની ગોરી.

મદાયન પડયુ ને બગદાદ વધ્યું. લડન ટાઇમ્સનુ ચીસ્રોમ ગેઝેટીયર કહે છે કે બગદાદની દક્ષીણ પુર્વે એકાવન મેલને ફાસલે મદાયન હવે બીજી વાત ઇરાનના ફારસી બાદશાહોનું માનીતું મદાયન તેમના અઘ્ઘામાંથી

ઉતર્યું. એટલે બાદશાહ નોશેરવાન આદીલે લાગનું ટાઇગ્રીસ નદીને કીનારે એક બારી તરાહદાર બધા બાગોના સરદાર સરીખો બગીચો બનાવીને તેમાં એક બાદશાહી મેહલનું રાજ મકાન ઉઠાવ્યું તેમાં પોતાનો વખત ઉનાલાની ગરમીમાં ગુજારવા ઠરાવ્યું. એ બાગનું નામ એ સરફરાજ અને મુબારક ફાલના બાદશાહે આગદાદ એટલે "ઇનસાફનો બગીચો" એવું રાખ્યુ એમ જસ્ટીસ અમીરઅલી લખે છે. ઇરાનની સલતનત ગુમ થવા સાથે એ જગતપ્રસીદ્ધ બાગબી નાબુદ થયો. પણ દમાસ્કશના તોફાની લોકથી કંટાળેલા કલીફ મનસુરનું ધ્યાન એ ખુબસુરત શેહર તરફ ખેંચાયુ. એ કલીફ મનસુર તે કલીફ હારૂન અલ રશીદના બાપનો બાપ. એના પછી એનો દીકરો મહમદ માહદી તખ્તનશીન થયો. તે બાદ તેના દીકરો હાદી ગાદીએ આવ્યો, અને હાદી પછી તેનો બાઇ હારૂન.

**ઝોબીદા**

હારૂન અલ રશીદની નામીચી રાણી ઝોબીદા, મનસુરના દીકરા જાફર, તે મોસલના હાકમની બેટી. તે ૧૪૬ હીજરીની સાલમાં જન્મી. એણીનું ખરૂં નામ અમ્મત ઉલ અઝીઝ. પણ એને બપાવે લાડમાં "ઝુબદા" એટલે મલાઈનો લપકો કરી નામ આપ્યું.

**મનસુરની નશીહત.**

મનસુરની અજલ આવી અને વાકો થવાનો વખત પુગ્યો, ત્યારે તેણે તાકીદથી પોતાના ગાદીવારસ શાહઝાદાને બોલાવી કેટલીક ઉમદા નશીહત દીધી. તેમાંની કેટલીક આ:—"આજે થાય તે કાલપર ના છોડતો. સજા આપતાં મધ્યમપણાંની હદ કદી પણ વટાવી ના જતો. ખજાનાખાતું કદી ખાલી ના રાખતો. પોતે કરવાનું કામ કણુખી બીજાને ના સોપતો. કામ બજાવે તે આખાં તનમન ધન અર્પણ કરી દીલોજાનીથી બજાવજે. અક્કલ આપનાર એલમીઓની સંગત રાખજે. સગાંને મીત્રોની હમેશ દરકાર કરજે. મુલકની સરહદ જીવથી જાળવજે. દુરઅંદેશી પુગાડયા વના કોઇ કારભાર હાથમાં ના ધરતો. નીમકહલાલી બતાવ્યાથી ખુદાની કરમ બક્ષેશ તારા ઉપર જારી રેહેશે. માફી બક્ષવાથી સતા તારા હાથમાં રેહશે. પ્યાર અને હેત મેળવ્યાથી તાબેદારી તારા તરફ ઢળશે. નમનતાઇ રાખવાથી અને ઝેરદસ્ત થયલા દુશ્મનો તરફ મેહર બતાવ્યાથી ફતેહ તારા હાથમાં રેહશે. પરેઝગારીથી તું પાક ગણાશે. ઇનસાફથી રૈયતને સુધારશે, પણ જે શખ્સ જબરદસ્ત બનીને પોતાના આસરા હેઠળ પડેલાંઓને સતાવી હાડમાર કરતો હોય તેને કદી પણ સજામાંથી છટકવા ના આપતો." મનસુરે બાવીશ વર્ષ રાજ કર્યું. તે કદમા હતો ઉચો, પતલો, સફેદ ચામડીનો, સોહામણો, ઘણો નીતીવંત. સવારે દરબારનું કામકાજ આરોપે, અને રાજકાજના હુકમ આપે પાછલા પોહરે બચા છોકરાંમાં વખત ગુજારે. પછી સાંજે દસ્તાવેજ વંચાવે, જવાના દસ્તાવેજો લખાવે, વજીરોને મસલત કરે, દશ વાગે બીછાણે જાય, ને ચબોરાંમાં ટટાર થઇ નીમાજ માટે તૈયાર થાય. લશ્કરની કવાયદ તથા કીલેબંદીની તપાસ જાતે લેય, સરકારી મુતસદીઓ પાસે હીસાબ તો એટલો બારીકે બારીક લેય કે તેમાં દમડી નાસરીભી કસર નહીં ચુકે. તેથી એનું નામ દમડી નાસરી પડયું. એવા આદમીનો વંશવેલો પરાક્રમી નીકળે તેની નવાઇ કેવી.

**માહદી.**

હારૂનનો બાપ મોહમદ માહદી દશ વર્ષ રાજ કરી ત્રેતાલીશ વર્ષની વયે ગુજર્યો. હરણનો શીકાર કરવા ગયો, ત્યાં શીકારધામાં તેનો ઘોડો ઘણો તેજી

પર આવી ગયો, અને યાકુબ દોડનાં એક ખડેર થયના પડનલ મેહલના દરવાજાપર ધસી જઇ, તેના સાથે પોતાપરના બાદશાહી સવારને અફાળ્યો. એથી માહદીના બરડાની કરોડ તુટી ગઇ, અને તેજ દીવસે તે હક થયો.

**હાદી**

માહદીનો દીકરો હાદી ગાદીએ આવ્યો, ત્યારે તેની ઉમર ચોવીસ વર્ષની તેણે ફક્ત બે વર્ષ રાજ્ય કર્યું પોતાના બાપનુ ફરમાન ઉલધીને એની મતલબ એવી થઇ કે મારી પછીનો મારા ભાઇ હારૂનનો ગાદીનો હક ડુબાડી, તેની જગે મારા દીકરાને પટાભીષેક હકવાના દાખલ રચાપુ આમા પડી ગઇ પચાત હારૂનના મેહેટગી યાહયા એબને ખાલીદ બારમકીને હાથમા લેવાનો એણે કસદ કીધો પણ બારમકી ઇરાનના આતશમેરામના પારસી દસ્તુરની ઓલાદનો તેણે પોતાના ખાવીંદ તરફ નીમકહરામ થવા સાફ ના પાડી એટલે યાહયાને હાદીએ નાખ્યો કેદમા, ને હારૂનનો નીકાલ કરવા આગમચ તેની મા ખેઝરાનને જેહર દેવા યુકતી રચી ખેઝરાન હતી ચબરાક તેણીએ હાદીની કેટલીક ગુલામડીઓને જબરી રૂશ્વત આપી તેથી પેલીઓએ છત્રપલગે પોઢેલા પોતાના નીદ્રાવશ બાદશાહને ગલચી ભચરડી ગુગલાવી નાખી મારી નાખ્યો એ બનાવ બન્યો પ્રોફેસર પામરના લખવા પ્રમાણે તા૦ ૧૫ સપ્ટેબર સને ૭૮૬ ઇસ્વી.

**શેહેરની ગોઠવણ**

આરબ ભુગોલ ઉસ્તાદ યાકુતના પુસ્તક પ્રમાણે જોતા કલીફ મનસુરે બાગદાદ આબાદ કરવાનો પલાન રચ્યો અને શેહર વસા યુ તે નીચલી વીગતે શેહરનો આકાર ગોળ, આસપાસ બેવડો કોટ, ને તેની ફરતી ખાહી કોટને પોલાદના ચાર દરવાજા, ગોળાઇની અધવચે નદી કાંઠે બાદશાહી મેહલ, તેને સોનાનો દરવાજો નજદીકમાજ જુમા મસ્જીદ, તથા અમીર ઉમરાવોની હવેલીઓ, હથ્યારખાનાનુ મકાન, સરકારી ટીજોરી અને બાદશાહી ખાતાઓની આફીસો એ આખી ગોલાઇનો અર્ધ ચદ્રકાર ભાગ આવ્યો ટૈગ્રીસ નદીને એક કીનારે ને બીજો બીજે કીનારે શેહરનો કુલ ઘેરાવ બાર મૈલ તેના પરાઓ, બગીચાઓ વીસ્તારવાળા કમ્પાઉડો, ફરવા હરવાના ચોગાનો, ઉમદા માલ વણજ મેવા ફુલ ખોરાકી પોશાકીથી તરેહવાર નમુનદાર ચીઝોથી ખીચોખીચ ભરેલી તવગર દુકાનોના બાઝારો, મીનારાઓની રોણકથી અને મેહેરાબોની મરોડથી સણગારાયલી મસ્જીદો, થાકેલા મગજને તેજી કરનાર તથા સુસ્ત દીલને જાગુત કરનાર નેના નામીચા હમામખાનીઓ, લશકરી સીપાહોના મકાનોની હારોહાર લાગેલી બરાખો, સોદાગરજાદા અને શાહ વેપારીઓના ઉમદા એવાનો અને સુદર મકાનો, નદી ઉપર રગબેરગીન રાવટીઓવાની

એગ્રૂં આરાસ્તા કીધેલી ને રોશનીઓની ઝગઝગથી દીપતી બોટો, મોજ મારતા ફાંકડા અફડયાગોનાં ટોળાંઓ, બાજ પખવાજ સાથે નખરાંની નાચગે ખુશ હલકે અને પગગવનારા સરોદ ગાતી રામશગરો. બાઝારે ખાશ મનમોહન આફતાબ તથા માહ મુખી ખુબસુરત પરીજાદીઓનાં થનાં વેચાણો અને ત્યાં આગળ અમીર ઉમરાવો તથા ઉમરાવજાદીઓ વગેરેની ભારે ઠઠ, અત્તર ખુશબોના દરંગથી લાધેલી અત્તારીની દુકાનો, નાણાંની તવંગરીમાં માતબર બનેલા રોકડયા શરાફોની સોના રૂપાના સીક્કાઓથી ભરેલી દેલીઓ ધરાવનાર પેઢીઓ, દોલતના ડુંગર સમાન હીરા મોતી માણેકના ઢગલાઓનાં સાહેબ ઝવેરીઓ, ચોકીબાની કરવાની કોટવાલની પુલીસ, શેહરની સફાઈ સુઘડાઇ રાખનાર કચરાપટીઓના વસવાટ—એ સર્વને અનુકુલ પડતી જગાઓ મુકરર કરી ઠેકાણે પાડવાને ઘણોજ ફક્કડ બલકે વખાણવા લાયક બંદોબસ્ત કીધો હતો. મોટા મોટા મોહલ્લાઓ લાંબા ને લાંબા ચાલ્યા જતા. કેટલાકના રસ્તા ચાલીશ ચાલીશ હાથ જેટલા પોહલા ને કુશાદે. દરેક મહોલ્લાને માથે એક ચોકીદાર. જે સર્વ વાતે સુલેહ તથા સફાઇ જાલવવાનો જોખમદાર. મોહલ્લાને બેઉ નાકે સંત્રીનો પોહોરો. શેહેરને આવજા કરવાના સત્તર મુખ્ય દરવાજા. બાદશાહના મેહેલની સામે જે જંગી ચોગાન ને લશકરની કવાયદમાં કામ આવતું. ત્યાં ચોગાન દડીદાવ રમવાની છટાની રમત, તથા શરતના ઘોડા દોડાવવાની આરબી ગમત થતી. દરેક કોમનો એક મુખી ઠરાવેલો. કામ પડતા ને તરત આસામીઓને સારી મસ્લાહ આપતો; પોતાની કોમના આદમીઓની સારી ચાલ વીશે સરકારને જવાબદાર ગણાતો. બાગદાદ આજના ભલા ધનેતરના મકાનોને ટક્કર મારે તેવુ પારસ પાહણની લાદીઓથી બાંધેલું મેહેલોથી ભરેલુ શેહર હતું. એકેક મકાનને ઘણા મજલા; બાંધણી, રોનક, ને છબછબ દશાની રેલી. ગીલીટની ને ઉસ્તાદી કલા બાજીથી તેમજ તરાહદાર ગાલીચાઓથી અને કસબી કીનખાબના તથા ચીકનદોરી ભરતના રેશમી પડદાઓથી હવેલીઓને શુશોભીત ઘટમદાર છોકદાર જરદાર ને માલદાર બનાવેલી. કીમતી ટેબલો, મરોડદાર ખુરસીઓ, અઢેલવાના ફરાગત કોચો, ખરી ચીનીના ખણખણ અવાજ કરતાં પ્યાલાંરકાબીઓ, અને સોના રૂપાંની સમેદાની, જુમ્મર, તથા ચેરાગદાન, પાનદાન, પીકદાન, ફુલદાન, ગુલાબદાન, અત્તરદાન. બાદશાહી મેહેલમાં તો એક અયવાને ફીરદોસ યાને બેહસ્તનુ દીવાનખાનું હતું. ત્યાં જેમાં જોવો તેમાં હીરા મોતી માણક પોખરાજ ને ઝવેર. દીવાલમાં ને રીલીંગમાં વડીક ઉમદા જવાહીરો જડેલાં. સેવટે એક આખું મોહું ઝાડ બનાવેલું, જેનાં પાંદડાં-ફુલ, ફલ, મોહર, કલી, ડીંડવાં, સર્વ ઝવેરનાં. તેના પરનાં પક્ષી પણ ઝવેરનાં. કીરગી કારીગરોએ કરામત એવી લગાવેલી કે સંચાની કમાનથી ઝાડ હાલતું જીવતું દેખાય ને

પક્ષીઓ પાખ ફરફડાવતા, ટોચથી ચીંચી કરતા જાય, અગર ખુશ લહેમરે ગીત ગાય હુકમમા, ગોયા ફરિનશાહ મામાની ખુશાગેને આખો બન્તનો. તેની ઓલાદના કુન્ત પદર વરસની નાહની વયે ગાદી પર આવેલા ગીરદેશના મારેલા નમીરા ગઝ ઝરદની હાર થતા પછી ઇનામીઓને હાથ જઈને હયા પ્રદર્શનની માફક જોના મુનાયો હોય તેવો દેખાવ નદીના છલનાતા પાણી સુધીનો મકાનોની ગજે મરમરની લાદીઓ જડેલી ગીરદીના પગથીયા ઉમેલા ઓર ને મછવાઓની ધામધુમ વેપારના મોગમોગ બારનો જાની અડાસે લગર કરી લાવેલા તેમના વચ્ચે ઉચા તખ્ત દમામથી ખડા રહેતા ખલીફના લડાયક વહાણનગી કીના એ બધા વચ્ચે પુલીસ બોટ ફરતી તકેદારી ને નેગેહદારી રાખતી શેહરમા નામીચી મસ્તમો, મહાખાનાઓ અને ઈસ્પી ટાલો નરમાર જુદી, નારી માર એનાહેદી તેમનો વહીવટ રનાર હકીમો જેમની દેખરેખ તથા ચોકીગી રાખતા એક દનીર અથવા હકીમેનો હકીમ જરીના કમજ્જ મોનેરી માહુયા, કીમતી કમરબન્ધ, નામચીન સરપેચ, અને ઉમદા હથીયારોથી સજ થયેલા જોરાવર સીપાહ બચ્ચાઓ તેજી આરબી ઘોડાઓ પરના ચીનદોરી અને જરતારી જીન પર સ્વાર થઈ હાથમા સોના રૂપાની લગામો પકડી, તથા નાગી ઝુબખાર ચમકતી શમશેરો ઉઠાવી, ખલીફના રક્ષક ચોકીબનો તરીકે તેના રસ્તામા દપટાવતી ઝડપે દોડયા જતા ઝુંડે બગદાદ ઝુંડ ઉચા ડીડી વાગતા નકારા અને પડઘમોના ડંકા બજતા કરનાયની ફીરીઆરીમો પડતી પેન લશકર મફદર મફ નીલના દરયાવની મીસાન વધુયુ આવતુ તેમના વચ્ચે ઇદ એક દથ જેવા સફેદ રગના ઉમદા ઘોડા ઉપર સ્વાર થયેલો, ખાસા પેહરેલો, શાલનો ફેંટો ગરે વીંટાલેલો, કમરે નામીચા જવાહીરોના ઝુમખાવાળા ખંજરનો પટો પેહરેલો ખભે એક ઉંચો જબ્બો ઓઢેલો મરપર ડાગી પરાણી કુલાહ પેહરેલો, ગળે ઉમદા નગોનો બેબીમન હાર ધારેલો, તથા પેગબરની મોહર અને ચાગ માથે લઈ નીકળેલો, એવો જુમા મસ્જીદમા નીમાજ પઢવા જતો

**ઈરાની તરીકો**

ઈરાની શેહનશાહને જેમ ‘ખાસ’ અને ‘આમ’ વચ્ચે ફરક જાળવેલો, તેમ ખલીફાઓએ પણ પોતાની દરબારમા કર્યું એની નકલ પાછળથી ગીમર, હીંદ, ઈરાન તુરાન વગેરેના દરબારી ગજોમા થઇ “આમ” મલકની મુલાકાત કીજે “દીવાને આમ’ જુદુ, “ખાસ’ વર્ગના મોનેસર નોક માર “દીવાને ખાસ’નુ દીવાનખાનુ જુદુ દીવાનખાનાના દરવાજાઓ પર કીમતી બરતમામના બેનમુન પરદા લટકતા !! દરબારી દાખલ થતા વખતે તે પડદો “બાદશાહી દરબાર’ નામનો મોટો અફસર ઉંચકીને મુલાકાતે આવનારને અંદર જવાની નાતો કરી આપતો કંઈક ઉમદા મોહગના

જડાવથી મઢાયલાં આફતાબની માફક ઝલેક મારતાં તખત પર બેઠેલો. બેકીમત પોશાકથી સજાઈને શોભી રહેલા એકેશો બાહદૂર લાયક બચ્ચાઓ નાગી શમશેર ખેંચી તેની આસપાસ નીગેહબાનીમાં અને ફરમાબરદારીમાં ખડા રહેલા. ક્લીફની જમના અને કાવા શાહજાદાઓ, વઝીરો, જંગી અફસરો અને સીપાહસાલારો, તથા મોટા મોટા સલતનતના સરસુબા અને અમલદારો, પોતાની દમામકશીના તોડ મરોડમાં પણ બાદશાહની સનમુખ અદબ અંદાઝાને મલાહેજે ઉભેલા. જે ધણી મુલાકાતે આવતો જાય, તેનું નામ બાગેબુલંદ પોકારાય. તે ધણી પોતાની છાતીએ જમનો હાથ મુકે, પોતાનું સર અને થોડુંક અંગ નમનમાં ઝુંકાવે, હાથ કપાલ પર સલામમાં લઇ જાય, અને પછી જ્યાં મુલાકાત લઇ રહેલાઓ માટે જગ્યા દીવાનખાનામાં મુકરર કરી રાખી હોય, ત્યાં જઇ તેઓ સાથે ઉભો રહે. એ તો જાહેર દરબારી મેલાવડાઓ. ખાનગી મેલાવડાઓમાં ફકત બાદશાહી શાહજાદાઓ, સલતનતના હાકમો સુબાઓ કે વગવાલા અમલદારો, અને ભણેલા ગણેલા પંડીત ઓલમાઓજ હાજર રહી શકતા. તે વખતે નાગી તરવારના યોદ્ધ રેગીરોનુ કામ નહીં પડતું. પણ દરેક આદમી પોતાના દરજ્જા કે મરતબા પ્રમાણેની જગાએ બેશી ક્લીફ સાથે ગુફતેગુ કરતો. એ વેલાએ ગાદીવારસ શાહઝાદો ક્લીફની સોડે બેસ્તો. હયાં શાહેરો શાહેરી અને બેતબાજી કરતા; સેતારેશનાશો આસમાનની ચાલની ઝીકર કરતા; હકીમ લોકો તબીબાતના એલમની ચુનોચરા કરતા; અને મુશાફર લોકો નવી નવી વીલાયત કે જજીરાઓમાં પોતે જઇને જે અજાયબાતનાં અવલોકણ કરી આવ્યા હોય તેનાં મનરંજન વ્યાખ્યાન કરતા.

અરબાણી બાનુઓ

મોટી અરબ મઝમો, કે તવંગર સોદાગરણીઓ, અગર સુબા હાકમની બાનુઓ, માથે કીમતી જહવેરના જડાવની પડા રોકી ઉંચી ટોપીઓ પેહરતી. ટોપીની ફરતી કીનારીપર જડેલી સોનેરી પટીપર હીરા મોતીનો ઝગમઘાટ શોભતો. જે છોડી ઉંચી, પનલી, સરોવર જેવાં ગીધાં સરખાં સુમારવાલાં કદની, અને લાંબી કાલી મોટી ચમકતી આંખવાલી સાહેબણ હોતી, તે ખુબસુરતીમાં લેખાતી. લબ કે રૂખશાર યાને હોઠ તથા ગાલ ઉપર છુંદણાં પાડતી, અગર ગુલલાલાની મીશાલના લાલ રંગની મદદથી પોતાનાં ગુલાબી હોશનમાં સુધારો વધારો કરતી. ઉપલી તરેહની માથે પેહરવાની ગુંબજ રોકી ટોપ ક્લીફ હારૂનની બેહન ઓલાયાએ પેહલવેહલી દાખલ કીધી. એ જમાનામાં બીબીઓનો દરજ્જો અરદેથી કોઇ કીસમે ઉતરતો ન હતો. ક્લીફ મનસુરની બે થી ત્રણ બેહનો બબ્બર પેહરી યુનાન સરજમીનના કેસરાઓની ફોજ સાથે લડી આવી હતી. હારૂન અલ રશીદના જમાના-

માંબી અરબણીઓ ઘોડેસ્વાર થઇ જંગમાં ઉત્રેલીના. તથા લશકરોની સીપાહ શાલારી કરવાના, દાખલા મોજુદ છે. કલીફ મુકતાદીરની બાલવયમાં તો તેની "અમ્માં સાહેબ" યાને માય પોતે જાતે ઇનસાફની સરઅદાલતમાં બેસીને ન્યાયના મુશકેલ મુકદમાઓના ફેસલા કરતી. વલી ત્યાંથી પરવારેલી દરબારમાં બેશીને પારકાં મુલકના બાદશાહોના એલચીઓનાં ભાશણ તથા પોતાના મોટા અમલદારોની અરજો સાંભલી તેના જવાબો આપતી. ચંચલ અને વગવાલી બીબીઓના આસરા હેઠલ સલુકાઇ ભરેલા સંસારી અને ગ્નાની મેલાવડાઓ થતા, તેમાં ચબરાકી ને ચતુરાઇની તડાતડીઓ ચાલતી. શાહેરી તથા અક્કલની વાતોની લડાલડી મરદ ઓરતો વચે માનપુર્વક અને સંપીલી હરીફાઇની હોંસે ચાલતી. હારૂનની મહારાણી ઝુબીદા પોતે અતી સુલક્ષ–ણવાલી અને શોભાગ્યવંત હોવા સાથે ઘણી ભણેલી અને શાહીરીની જાણનારી હતી. બાજે વખત હારૂન પર તે કવીતાઇ રૂકો પહાવતી. એજ મીસાલે એણીની વહુ તે કલીફ મામુનની મોહરદાર પણ ઉસ્તાદી અક્કલમાં ચડતી હતી.

**બુરનનો કીસ્સો.**

કલીફાણી બુરનનો કીસ્સો પરસ્તાનની એક કહાણી સરખો છે. તેણીનું અસલ નામ ખાદીઝા હતું. તે મામુનના વઝીર હશન બીન સાહલ નામના ઇરાનીની બેટી. બુરનની ખુબસુરતી હદ બાહર હતી. હીરા મીસાલ તેનું બદન ચલકતું. હોઠ, ગાલ ને કપાલ માણક મીસાલ લાલ. મોતીની હાર સમાન દાંત. શનીમાનાં ને ગોમેધરના ચલકાટ સમાન દીપતી કાલી ઉજાસદાર કસબી આંખ. કાલા નાગ સમાન જુલફાંદાર, પેચદાર, વલ ખાતો, લાંબો સડસડાટ ચોટલો. બીજનાં ચાંદ સમાન ભવાં. સોયની અણી જેવાં પાંપણ. કેલના ડોરામાંના કુમલા પંજા સમાન આંગલાં. ઘટમદાર કાન. બીલોર જેવું ગલું. પાન જેવુ પેટ. પતલી નાજુક લેંહકતી લચકતી કમ્મર. ખુબનમુન અને તેલની ધાર જેવું નાક. હુચડી અથવા હડપચીનો મરોડદાર ખાડો તો એવો કે તેમાં દર પલે સો આશક બચાઓ જાનનો સદકો વધાવવા ચુકે નહીં. એનો બાપ હસન, અને કાકો ફજલ, ઇરાની બચ્ચા હતા. હરસામાનાં મોત વખતે બાગદાદમાં જે લશકરી બલવો ઉઠયો, તે વખતે એ લોકો એટલી તો ગરદાપેચીમાં આવ્યા હતા કે, તેમની ઉપર "મોજેન્દના બચ્ચા મોબેદ" ના તાણા મારી અરબો ધીક્કાર વરસાવતા. પણ ત્યાર પછી બારેક વરશના અરસામાં એ બધું વીસરાઇ વલ્યું, અને મામુનની શાદી બુરન સાથે બાગદાદ ખાતે ઇસ્વી સને ૮૨૫ માં અસાધારણ ધામધુમ સીકે કરવાનાં આવી. શાદીને વખતે સઘળી શેહનશાહી બાનુઓ અને શેહજાદીઓનું ખુબસુરત સરઘસ હાજર હતું. પણ તે બધી ખુબસુરતીની વચ્ચે નવશી યાને વરરાણી, ખુબસુરતીની અજમત દાખલ, સર્વને સર બીરાજતી. મોટાંમાં મોટાં એક

હજાર મોતી ખજાનામાંથી તારવી કહાડીને એણીની બપાઇએ એના સર પર વરસાવ્યાં તે સઘળાં એક હજાર ઉમદા મોતી વીંધાવીને ખલીફે તેનો નવસેરોડો હાર બનાવી ઝુબૈદાને પેહરાવ્યો. નવશા નવરીના ખાનગી ઓરડા અંદર હેંસી રતલ ઉંચાં અંબરની એક ગંજાવર મીણબતી સલગાવવામાં આવેલી, તેના સુગંધના પમરાટથી આખો હવા તો ગોયા મઘમઘાટને ભારે લચકાઇને ઝુમી પડતી. ઝુબૈદાના બાપ હસને દરેક મોટા દરબારીને ઉમદા સરપાવ આપીને તેમને કસ્તુરીના બનાવેલા કીમતી દડાઓથી વધાવી લીધા. દરેક દડામાં એકેક સહી મોહર સાથની ટીકીટ મુકેલી. તેમાં કોઇ મેહલનું, મીલકતનું, બગીચાનું, જરરીન જીન અને હીરાજડીત સોનાની લગામવાલા અબલખ ઘોડાનું, કાલા કે ગોરા ગુલામ અથવા ગુલામડીઓનું, કે એવીજ બીજી ઉમદા બક્ષેશનું નામ લખેલું. ટીકીટ મેલવનારો ધણી તે લઇને વજીરના મીરમુનશી પાસે જતો, કે તરતજ તે ચીજ સીલ, સહી, સાખના દસ્તાવેજ સીકકે તેને હવાલે કરવામાં આવતી. આમ લોકમાં ઠેલીઓને ઠેલીઓ ભરી સોના તથા રૂપાંનાં સીકકા થાહોય લુટાવ્યા, તેમજ અંબરનાં ધંડાં અને કસ્તુરીના ટીકીટ વગરના દડા ફેંકયા. આટલી મોહટી ગંજાવર ખરચીના ગંજનો બદલો વાલવા ખાતર મામુને પોતાના સસરાને ફારસ અને સુસના પરગણાંઓની એક વરસની કુલ મેહસુલ આપી દીધી. ઝુબૈદાનો વગ પોતાના ખાવીંદ પર ઘણો હતો. તેણીની બક્ષેશ ફુલ્લે દીલની અને છુટે હાથની હતી. તેણીએ બાગદાદી બઇરીઓના લાભ ખાતર કચકંઇ બીમારખાનાં યાને હારપીટલો બાંધી; તેમને ભણાવવા ઘણા ઘણી મકતબો યાને નીશાળો ઉભી કીધી. તે બધાંના ખરચના નીભાવને માટે પુરતા બંદોબસ્તો કીધા, અને મોટમોટી જાગીરીઓ કહાડી આપી. પોતાના વર પાછલ એ બાઇ પચાશ વર્ષ વધારે જીવી.

બાગદાદી બીબીઓમાં સુધારો.

ઝુબૈદાનો એ કીસ્સો વલતો છોડીને પાછા બાગદાદી બઇરીઓના સુધારાની વાત પર આપણે પોંહચીએ. બઇરાંઓની સાથે લેંહકો, લટકો, ચટકો, મટકો, મણકો, રણકો, ને ટણકો તો જોડાયલો હોયજ. પણ તેમના સદગુણો ખલીફની સલતનતમાં કેટલા પ્રકાશીત હતા, તેનો ખ્યાલ આપવાને આરબ તવારીખનવેશોએ પોતાથી બનતું બયાન ચીતાર્યું છે, તેનો કેટલોક લાભ આપણે પણ લીજયે, કે જેથી અલ રશીદના હીંઘામની સાહેબીનો થોડોક આબાદ છાપ આપણાં મન પર પડે. હારૂનના, કે તેની નજદીકના જમાનામાં, ઘણે બઇરીઓ ગાયન વીદ્યા કે વાજીંત્ર વીદ્યાની ઉસ્તાદી કુશલતા ધરાવતી. તેમાં એક તો ઓબેદા તંબુરાગી, જેણી તંબુરો વગાડવા પર એટલો ઘણો કાબુ રાખતી હતી, કે તેની બરાબરી ભલ્લા ધનંતર વગાડવાવાલાઓથી નહીં

થઇ શકતી. એ બીબી બડી ચાલાક, ખુબસુરત અને વળી પાક ધાનતની હતી. તેણી ગાયણો પણ જોડી જાણતી. ફઝલ નામની કવીયાણીની ચંચનાઇ પણ સુપ્રસીદ્ધ હતી. કાવ્યકળામાં તે જમાનાના નામીચા કવીઓથી કંઇ હટીને ઓછી પડી જાય એવી ન હતી. શૈખા સોદાની તો ભારી તારીફ છે, તે તો કાલેજના ઉસ્તાદ જેવી હતી. તવારીખ વીધા ઉપર તથા કવીતા, ગ્રથ વીવેચન, અને વાકચાતુર્યની ભારાણુ વીધાના વીષયો ઉપર, તો તે જાહેર સભકો ઘણી પડીતાઇથી સડસડાટ ગામેગામ ફરીને આપતી. તેણીના હરફ લખાઇમાં એવા સુદર મરોડવાલા તથા નોકદાર હતા કે ઘણા સ્તુતીપાત્ર. ઝેનાબ ઉમ્મ મવાયદ નામની બાઇ તો કાયદાશાસ્ત્રી તરીકે વીખ્યાતી પામેલી બાનુ હતી. અબુલ ફરાનની દીકરી તકીયેહ કવયાણી હોવા ઉપ્રાંત "સુન્ના"ના ધર્મ કાયદાઓ ઉપર ભાષાન કરતી. હારૂનની બેહન ઓલાઇયેહ પાકી શાકી-વાલી પવીત્ર અને પરેઝગાર બીબી હતી. ઉપ્રાંત ગાયણુ કળામા ઉસ્તાદોને ખાડ ખવડાવે તેવી હતી. એવી એવી ભણેલી શેહઝાદીઓ અને ઉચ કુલની અરબાણી મડમો પોતાના મેહલોમા ગાયણી જલસા અને વાજીત્રી મેહફીલો રચાવતા તે વેલાએ ગાયણની ધુમણની છાક અને મહસ્તીમાં ઇનસાનો આ ફાની દુન્યાંની આફતો તથા મુસીબત ભુલીને લેહરમા ને લેહરમા ગોયા બેહસ્તના બાગમા ગુલ્લાલાના ચમનની મીશાલે ખીલતા. એવી મેહફીલોમા કઇક વખતે તો સો સો ગાયણુકારીણીઓ કે નૃત્યકારીણીઓ અગર તાલીમ આપનાર ઉસ્તાદો સામેલ થતા, અને રાગના બાગમા ગોયા ખીનતા ફુલોની અને લચકાતા ફલોની પ્યાલી ધુમ મચાવતા ટેબલ, ખુરશી, કોચપર ખાણુ ખાવાની રસમ હતી. ચીની કોરીકામના કે અબનુશના લાકડાના ચમચા, અને સાથે લાગા બે સુઇયાવાલા કાટા. પલેટા, સુના રૂપાની, ચીની કે બીલોરની, કલઇ કીધેલી ત્રાબાની, કે નહીં તો કાસા પીતલની. બીલોરનાં પ્યાલાઓમા શરબત પીવામા આવતુ. સાકરના સીરો ઉપ્રાત, ગુલાબ, સેતુર, ચેરી વગેરેની મીલાવટ કરી તેને સ્વાદીષ્ટ અને લેહઝતદાર બનાવનામા કશી કચાસ રેહતી ન હતી. વળી ખજુર, કીસમીસ, મધ વગેરેમાથીબી બનાવેલા પીણાઓબી આપવામા આવતા બાજે વખત ઉલટમા મેજબાન પોતાની ટેબલપર લાનમ લાન શરાબને દોર ફેરવી મેહમાનદારીમા કસુર નહીં કરતો ટોલ ટપા તથા હસી મસખરી સારૂ લહુઓબી રાખવાનો ચાલ પડેલો લોકને પાસા પાણાની જોખમ ભરેલી રમત ગમતની ફ્લતમાથી છોડવવાની મતલબથી હારૂને સેત્રજની પાદશાહી રમત દાખલ કીધી બીજી કસરતોમા તો તીરદાજી, અદુકબાજીથી આબાદ નેમ ટાકી નીશાણુ મારવી છુટ બાલ્ડી ફેકવી, કુસ્તી બેનવી, દડાદાવ રમવા, શીકારબાજીમા મૃગ્યા રમવ જવુ. ઘણીક રમતોમા બાનુઓબી સામીલ થઇ ભાગ આપતી. કીતાબ

ફ્રગેશ એટલે પુસ્તકો વેચનારની પદવી ઉંચી મનાતી. તે લોક પોતે એલમી હોઇને એલમના ભંડારની એકેક કીતાબ એક દીનાર યાને અશ્રફી બદલ વેચતા. તબીબું, કલમકશી અથવા કાતીબ, સેતારેશનાશી, શીલસુફી, વાહણવટી-પણું અગર નાખોદાપણું, તવારીખનવેશી, કાવ્ય વીદ્યા વગેરે ઘણાક એલમો પુરતા જણાયલા હતા.

**યાહયા ખાલીદ બારમકીનું ખાનદાન.**

યાહયા, ખાલીદનો બેટો, એ આપણે જોઇ આવ્યા છીએ. ખલીફ સફાનો નાણાંવટ ખાતાંનો મુખ્ય પ્રધાન ખાલીદ. ખલીફનું નામ "સફા" એ પરથી પડ્યું કે શત્રુ માત્રનાં માથાં ઉડાવવાને તે ધડાધડ હુકમ આપતાં જરાએ અચકાતો નોતો. એના મેહલ આગલ જાણે નાલ્યેરી પરથી છુટી પડતાં નાલ્યર હોયની તેમ એના દુશમનનાં માથાં તડાતડ તેમનાં ધડપરથી ઉડતાં. એમ કીંયાથી તેણે બધાંને "સફા" કરી નાખ્યા, ને તેનું નામ પણ "સફા" પડ્યુ. "સફા"ની પાછલ મનસુર ખલીફ થયો. તેની સલતનતમાં પણ ખાલીદે વઝીરાત ભોગવી. એવા બાપનો સપુત બેટો યાહયા, જે ખલીફ હારૂનનો કુલ મુખ્તાર વઝીર થયો. ખલીફીમાં વડા વઝીરનો અખત્યાર આપવાનુ કામ ભારે ન હતું. તેની ક્રીયા મેહલ. ખલીફ પોતાની મોહર હવાલે કરતા બોલતો કે "આજથી તુને રૈયત ઉપરનો રાજકીય કુલ કારભાર સોંપ્યો છે, ચાહે તેને ઓહ્દે ચડાવ. અગર અમલ પરથી ઉતાર." જરા ઓછું પડ્યુ ને મોહર છીનવી લીધી, કે લાગલીજ વઝીરી ગઇ. લાંબી ખટપટની નહીં ને પચાતમી નહીં. યાહયાની દીવાન દાખલની કારકીર્દી સ્યાણપતવાલી, મક્કમ ઠરાવની, તેમજ રૈયતની હીતાર્થે પરોપકારી હતી. એના વીશે હારૂનને એટલું ઉચુ મત હતું કે સારા વખતમાં તેને સનમાન દઇ "પેદર"ના માનવત ઇલ્કાબથી બોલાવતો. પોતાના ઓધાની બજાવણી અને ફરમાનબર-દારીમાં યાહયા એટલો તો ઇમાનચુસ્ત હતો કે નીરજીવ અને ઓછી અગતની ચીઝો વીશે પણ સાબુત પક્કો બદોબસ્ત કરતો. એને ચાર દીકરાઃ ફઝલ, જે સ્વભાવનો ગંભીર અને મોભાવાલો; જાફર, જે બડો યાર બાજ અને મલતાવડો; બાકીના બે તે મુસા ને મહમદ. જાફરનો સ્વભાવ હારૂનને એટલો તો પસંદ પડયો કે તેના વગર તેને ઘડી પણ કલ કે ચેન ન પડે. મેહલનાં જનાનખાનામાં જાય તો ત્યાં પણ પોતાના એ દીલજાની અજીજ દોસ્તને બોલાવે : એટલી શીદાગીરીની કુરબાન્યત તેના ઉપર દેતો. પાછલથી જ્યારે યાહયા બુઢાપાની બુઝરોગીનાં દબાણથી વધારે ઝુકતો પડયો, ત્યારે વડી વઝીરાતની માલેકી ખલીફ પોતાના માનીતા મીત્ર જાફરને એનાયત કીધી. "વઝીર" બોલનો અર્થ "બોજાનો ઉપાડનારો."

### એકી વખતે ત્રણ કલીફા

મેજર પ્રાઇસ, આરબ અને ઇરાની તવારીખનવેશોને આધારે કેટલેક જેવી વાત લખી જાય છે તે કહે છે કે એકી વખતે ત્રણ કલીફાનો જોગ થયો હોય, તો આસમાણી ઇતીહાસના આખા ચકરાવામા એજ વખતે કલીફ હાદી ગુજરવાની ખબર આવી કે તેનો ભાઇ હારૂન કલીફ થયો, તેવીજ હારૂનને વધામણી આવી કે તેને ત્યા એક બખ્તાવર બેટાનો જનમ થયો. એ બેટા તે તે કે જે પછીથી પ્રખ્યાત કલીફ અલમામુન થયો એ મુજબ ત્રીકનાણી યોગ થયો. કહે છે કે યાહયાએ ટાઉન પાસે આવીને હાદી ગુજરવાની પેહલી ખબર આપી, અને હારૂનને કલીફ થવાની વધામણી ખાધી અને મુબારકબાદી દીધી.

### ઈન્સાફનો બદલો

હાદી જીવતો હતો તે વખતે તેનો દીકરો જાફર જાફરનો મુખ્ય હજુર્ગો નામે અસુ ઇસ્મા હાદીની મરજી પોતાના બાપની વસ્યત રદ કરી સગા ભાઇ હારૂનનો હક ડુબાડી જાફરને ગાદીવારસ ઠરાવવાની એક દીવસ જબરદસ્તીથી તેણે જાફરના ગાદીવારસપણાનો ઢંઢેરો પણ પીટયો સઉ કોઇ ઉગતા સુરજને નમે, તેમ ઇસ્મા ભાઇ પણ જાફર પરની જાનફેશાનીમા અક્કલ ભુલ્યા, અને માયા સમાયા નહીં ગયા એક દી તેનન જાફરની સાથે ખડી ખીદમતમા ચાલતા જતા હતા તે વખતે ફરમાનબરદારીની કમર તેવણે તંગ કીધી હતી બાદશાહના બેટાની પનાહ તથા સુરમીગીરીની પડછાયાનુ ગુમાનનુ તાન તેમને ચીર ચઢયુ હતુ. ઇત્તેફાક એવો બન્યો કે રસ્તે મલ્યા હારૂન, એટલે જાફરના કાકા ઇસ્માએ જાફરના વાહલા થવાની ઉલટમા આગળ પાછલનો વીચાર કીધા વગર એકદમ જબાન કાતરની પખે ચલાવી તરખાટ કીધો કે "બાજુ જાઓ, નામદાર કલીફના ગાદીવારસ શાહઝાદા જાફર ખાતર હારૂને અક્કલ ઠાવકી રાખી જવાબ આપ્યો કે "સાભળતા ચાર હુકમને તાબે" એમ કહી ખમી ગયો પણ મનમા ખાર રાખી કીનો ધર્યો હાદીની લાશ ઉપર દીનની મરયત પ્રમાણેનો ફાતીહો પઢવા પછી, કલીફ તરીકેનો પેહલો અમલ તેણે ઇસ્માનુ સર તલવારની ધારે દેવાનો હુકમ આપી દેખાડયો એમ ઇસ્માના વીખ્યા ને ભસ્મા થયા

### કીસમતની યારી

પોતાના બાપ માહદીની એક લાખ સોનાના દીનારની મોહર હારૂનને બક્ષેલી હતી. હાદી ગાદીએ આવ્યો, ત્યારે હારૂન પાસે મગાવી. હાદીને હારૂન સાથે વયકેતુ મોહર માગવાનો પેગામ લઇ કાસદ આવ્યો ને વેલાએ હારૂન "ધવાસીન" એટલે ડુબકી મારનાર તારાઓના પુલ પર

ઉમેરેલો. વીંટી આંગળીએથી ઉતારતાં જાણે હાથમાંથી સરી પડી હોય તેમ નદીનાં પાણીમાં ગઈ. લખ દીનારની કીમત નવ લાખ રૂપ્યા. પૈસાની આજની કીમતને તે વખતની કીમત સાથ સરખાવતાં ત્રણ ઘણી ઉમ્મી ગણત્રીએ ગણવા જોયે. તેમ સેતાં સત્તાવીશ લાખનો માલ ટૈગ્રીસ નદીનાં પાણીમાં પલકવારમાં પડ્યો. પણ જુઓ કે ખલીફ થવા બાદ હારૂનને નસીબે કેવી યારી આપી. ફરતાં ફરતાં તેજ પુલપર આવી લાગ્યો. રસાલામાનાં પોતાના આદમીઓને ઉપલી હકીકતથી વાકેફ કીધાં. વાત કરતાં કરતાં અસલનીજ જગે ઉભા રહીને તેણે એક હલકી કીમતની વીંટી નદીમાં ફેંકી, ને તારાઓને ફર્માવ્યું કે તરત ડુબકી મારી નદીનાં પેટાંમાંથી તે આણી આપે. તારાઓએ મથન કરીને વીંટી આણી પણ તે કઇ? પેલી પેહલે વાળી ગત્તાનીગ લાખી. એ વીંટીમાંના હીરાનું નામ "અલ જબલ" એટલે ચમત્કારનો પર્વત. નસીબની આવી ખીલવણીથી ખલીફ ખુશ ખુશ થઇ ગયો.

### ખલીફાતનો કારભાર

ખલીફાતનો કારભાર વઝીરો બનતાં લગી પોતાને હાથ રાખતા, અને ખલીફાને જાણે પોતાનાં હથ્યાર દાખલ ગણવાનો યત્ન કરતા. તેનો દાખલો: અલમુકતારી ગુજર્યો, ત્યારે અબદલ્લા મોતાઝ, જે ઘણો બાહોસ ગણેલો હતો, તેને તખ્ત નશીન કરવા ઠરાવ્યું. ત્યારે બાજે ખાઇ બેઠેલા દરબારીઓએ વઝીરને ભમાવ્યો કે "એવા હોશ્યારને પસંદ કરીને શું તારા વશ ગુમાવવા છે? મુગો મુગો કોઇ બોકડને પસંદ કર કે "ખલીફ" નું "નામ" તેના હાથમાં રહે, અને તે "નામ" નો "અર્થ" તારા હાથમાં રહે." વઝીરે લાગલા ફેરવી તોલીને અલમુકતાદીર નામના તેર વરસના છોકરાને ગાદીએ બેસાડ્યો. પણ વાહયાનો કારભાર તેવો ન હતો. પોતાની સત્તર વરસની દીવાનગીરીમાં તેણે મદદનીશ દાખલ પોતાના દીકરા ફજલને લીધો. એને લીધે ફજલ લોકમાં "છોટે વઝીર"ને નામે ઓળખાવા લાગો. પીદર પીસરની એ જોડ્યા વઝીરીમાં શેહનશાહતનો રીકડો ઘણો વધી ગયો. સરહદ પર કીલ્લેબંદી કીધી, ને ટીજોરી રેલાછેલ ભરી દીધી. પ્રાંતોની આબાદી વધારી, વેપાર વણજ ખીલવ્યો, અને રૈયતના જાનમાલની રક્ષા કાજે સખત કાયદા ઘડ્યા.

### જાફર પર નવાજેશ.

ખલીફ હારૂને એક મોકા પર યાહયાને કહ્યું કે લાજમ છે કે તું વઝીરાતમાં જાફરને બી સામેલ કરે. યાહયાએ કહ્યું: "બંદે નવાજ, એ છોકરાનું ધ્યાન ધરૂ એશ આરામતમાં ભરેલું છે. જો કંઇ ફજલ જેવો રચ્યોપચ્યો

કેલવાઇને કન થયલો નથી કે રાજ ખટલામાં હું એને લેઉ." કલીફે ફરમાવ્યું: "ફીકર નહીં. સઉ દહાડે ડાહપણ આવશે ને ટક્કર પડશે ને શીખશે." પણ જાફરનેથી કંઇક ઓધો સોંપવો જોઇએ. યાહયાએ કલીફનો સુખન રાખવા જાફરને શેહનશાહી મેહલખાતાંનો મુખ્ય કારભારી નીમ્યો, તેથી બગદાદીઓ દરમ્યાન તે બી પોતાના ભાઇની માફક "છોટે વજીર" દાખલ ઓલખાવા લાગો. પછી તો કલીફે પોતાની સત્તા વાપરીને જાફરને પોતાની ખાસ ખાનગી મોહર આપવા ઠરાવ્યું ને યાહયાને તેમ કરવા ફર્માવ્યું. પણ ફજલ પર એવો હુકમ લખવા ખુદ્દ યાહયાનું દીલ ન ચાલ્યું, ઘણો વીચાર કરીને તેણે લખ્યું કે "ઇમાનદારોનો હાકમ (કલીફ) ફરમાવે છે કે તે નામદારની ખાસ મોહર તારા જમણા હાથમાંથી લઇ ડાબા હાથમાં મુકવી." ફજલ જાતે ચપરાક એટલે તરત પામી ગયો. તેણે જવાબ લખ્યો કે "મારા ભાઇ જાફરને લગતો ઇમાનદારોના હાકમનો હુકમ હુ બજા લાવ્યો છે. તેની આબાદાની થાય તે ગોયા મારીજ થયા બરાબર. જે ઇજત તેને મળે તેથી મને ફાયદોજ છે." જાફર પોતાના ભાઇની આવી બીરાદરીથી મોહીત થઇ ગયો, અને તેનાપર આફ્રીનનો વરસાત વરસાવવા લાગ્યો.

**જાફરનો ઓધ્ધો.**

જાફરને સોંપેલો ખાસ મોહરના વજીર દાખલનો ઓદ્દો ઘણો જોખમ ભરેલો હતો. આખા શેહનશાહતના બધા અમલદારો પર હુકમો લખીને સહી મોહર કરવાનું કામ તેનું હતું. કલીફ જોગી દરરોજની જે સેંકડો અરજીઓ આવતી તેનો ફેસલો કરવાની ફરજબી તેને સર હતી. જાફર દીલનો ઘણો દુલો હતો. સ્વભાવે રાંક અને નરમ. હોસ્યારીમાં બલ્લા ઓલમા કે કાજીથી ખાંડગો ન જાય. એને લીધે કલીફને એના વગર ઘડી ચાલતું નહીં. કલીફની ખાનગી સેહલવાના સોબતી તરીકે જાફર; સાથે ઠોલ્યો શાહેર અબુ નવાસ, તેમજ કલીફનો કાલો કેહરભરેલો હબસો ગુલામડો મસરૂર જલ્લાદ. રાતે વેશ બદલીને બગદાદની નગર ચર્ચા જોવાને એ ચારની ચોકડી બનતાં લગી સાથે ને સાથેજ ફરતી.

**નેહાલ કરેલો નવીશંદો**

વજીર બારમકીઓ સખાવતે બાહદુર હતા. તે લોકના ઉપર કલીફની ઇત્રાજી થઇ. તેમનું ખાનદાન તેણે તે માફક તારાજ કીધું કે જે માફક કયાન્યાન પાદશાહ બેહમન બીન ગુસ્તાસ્પે કીધું રૂસ્તમ બીન જાલ જાબુલીનું. કલીફે તે વખત સખત તાકીદની મનાઇ કીધેલી કે કોઇએ પણ બારમકીઓની તારીફના મઝુન ગાવા નહીં. કરવું ખુદાનું એવું થયું કે રાતે રોન ફરતાં એક પુલીસ જાસુસ એક મકાનને આંગણે ઉભો રહી સાંભલે છે શું કે તે

મકાનનો માલેક બારમકીઓની તારીફ બાગેબોલંદ અવાજે ગાતો જાય છે, અને વચેવચે કોકોક ધસાંધસ રડી પડે છે. જાસુસપો તો પેલા બીચારા ગરીબડાને જેમ શેર પોતાની ચુંગાલમાં ગોસપંદ સપડાવી જાય તેમ ઉઠાવનેજ કે પકડી ગયો. એ જાલેમ આગલ ને મજલુમ (ગરીબ) નું ટટુ ચાલી શક્યું નહીં. તેને લઇ જઇને ખલીફ સામો ખડો કર્યો.

ખલીફ: તને મારી મનાઇની ખબર હતી કે? બોલ સાચું. હું તારો દાખલો તો એવો બેસાડીશ કે કોઇ ફરીથી મારા હુકમનો અનાદર ન કરે.

મકાનનો માલેક: મારો કીસ્મો સમજીને પછી આપ "ઇમાનદારોના હાકેમ"ની નેક અકલમાં ઉત્રે તેવું સાચન તમારી આજ્ઞાનું ઉલંઘન કરવા સારૂં આપશો, તો તેમાં મને બીલકુલ સંતાપ નથી, પણ સાંભલો મારી હકીકત. યાહ્યાના મુતસદ્દીઓમાં હું એક ઘણોજ અદના અને નાચીજ મેહતો હતો. છતાં તે સાહેબે દોલતે એક પ્રસંગે મારા ઉપર પ્રસન્ન થઇ કહ્યું કે "તારા મકાને કોઇ દીન મને બોલાવી સુફરાપર જમાડ." મેં કહ્યું કે "આપ જમાનાના નામદાર, મારી ને શું અવકાત ને બીસાત કે તું જેવા ભારે મરતબાના હાકમઆલાની મેહમાનદારી કરવાની હું તાકાત ધરાવું. બલકે સાચું કહું તો મારૂં ગજુંબી નથી ને મારી શક્તિબી નથી." યાહ્યા બોલ્યા કે: કંઇ ફીકર નહીં, પણ એક દીવસ તો તારે મને જમાડવો જોઇશીજ. મેં એક વરસની મેહતલ માંગી, ત્યારે યાહ્યાએ માહ આનાકાની ને વામાટમા કરીને મને બે ચાર માસની મુદત આપી. તેટલામાં મેં મારી તૈયારી કીધી, ને એક દીવસે જણાવ્યું કે તેની ખીદમત કરવા બંદો તૈયાર છે. તે પોતાના બે દીકરા ફજલ ને જાફર સાથે આવ્યો. મારા મકાનના દરવાજાપર ઘોડો ખડો કરતા વેત બોલ્યો કે: મને તો કકડીને ભુખ લાગીછ તેથી ભોણું લાવ. ફજલે એ વખતે મારા કાનમાં ફુંક મારી કે: એમને ભુંજેલી મરઘી ઘણી ગમે છે; તેથી વેક, જડક્ લઇ આવ. મેં દીવાનખાનામાં જઇને બીસ્તરો બીછાવ્યો. વજીર પેટ ભરી જમી રહ્યા, ને ઓરડામાં ફરવા લાગ્યા. પછી અચીંતું બોલી ઉઠયા કે: તારા મકાનમાં બધેબધ મને ફેરવ. મેં કહ્યું: જનાબ, આયજ મારૂ ગરીબનું મકાન છે, બીજું કોઇ નથી. યાહ્યા બોલ્યા: ના ના, એમ શું બોલોછ, તમારૂં બીજુંબી ઘર છેને. મેં જ્યારે "ના જનાબ" કરી જવાબ દીધો કે રેત્જને હુકમ કરી પેંહેરાઉ અંગાવ્યા ને મારી દેવાલમાં ગાબડું પાડી દરવાજો મુકવા કહયું. મારા તો આ સાંભલી હોસકોસ ઉડી ગયા કે: નામદાર, આપણાથી પડોસીનાં ઘરમાં કેમ કરી પેસાય? તે બોલ્યા: ફીકર નહીં. દરવાજો બનાવ્યો, ને અમે તેમાં પેઠા. ફરવા લાગ્યા તો કયા ખુશ મકાન, ને શું તેનો ખુશબોદાર ફુલનાં ઝાડથી અને મેવાએ

લચકાતાં દરખતોથી ભરેલો બગીચો. ફુંવારા તો ઉડીજ રહ્યા છે. બુલબુલો તો ગાયનની લેહરમાં આકાશની ચાંદનીની માફક છટકયાં છે. મકાનમાં ગુલામો અને ગુલામડીઓ હલમલ કરી રહ્યાં છે. કોઇ મોટા અમીરનો મેહલ હોય તેવી ધામધુમનો મામલો મચી રહ્યો છે. વજીર બોલ્યા કે: આપ હવેલી ને એમાંનું જે બધું છે તે તમારૂંજ છે. તે નામદાર આગલ મેં સર ઝુંકાવી તેના હાથપર બુસ્સા દીધા, ને તેના હકમાં દોઆ ગુજારી કીધી. યાહ્યાએ જાફરને કહ્યું: દીકરા જાફર, આવાં મોટાં મકાનનો ને તેના બધા નોકરોનો ખરચ એ કેમ ચલાવશે? જાફર: પીદરે મન, મારી ફલાણી ચીણી મીલકત અબઘડી એનાં નામપર કરી આપું છું, તેમાંથી એનો નીભાવ થશે. યાહ્યા બોલ્યા: પણ બેટા ફજલ, જાફરની મીલકતની મેહસુલ વસુલ થાય તાં સુધી એનું કેમ ચાલે? ફજલ કહે છે: નામવર બાપ, અબઘડી હું દશ હજાર દીનાર રોકડા એનાપર મોકલાવી આપું. યાહ્યા બોલ્યા: ત્યારે તો જાઓ દીકરાઓ, જલ્દી કરો. એ બધી બક્ષેશો અને થોડા કલાકના દરમ્યાન મલી. હવે એવા હાતમ દીલના મારા મુરબીની તારીફમાં અય ઇમાનદારોના હાકમ નામદાર કલીફ હું સખુનો ગાઉં નહીં તો શું કરૂં, તે તું નામદાર તારી નેગ્રાહ પુગાડીને દર્યાફ્ત કર. હવે તારે જોઇયે તો માર, જોઇયે તો જીવાડ.

કલીફને મન દયા ઉપજી. તેણે એ ગરીબને માફ કીધો, ને બારમકીઓની તારીફમાં કોઇ કવીતા ન કરે એવો જે મનાઇનો હુકમ કરેલો, તે પણ એ પછી રદ કર્યો. યાહયાનો બપાવો બારમક તે બલ્ખ બામીનાં "નઓ બાહર" નામનો આતશબેહરામનો વડો દસ્તુર.

**ટરકટી દસ્તાવેજ**

વજીર જાફર અને મીસર દેશના હાકમ આલા યાને સરસુબા વચે ઘણુંનું કચડાતુ ચાલતું. ચંદ આદમે એક બનાવટી દસ્તાવેજ ઉભો કર્યો, જેમાં જાણે જાફરે તે લાવનારની મોટી સીફારસ સરસુબા પર લખી હોય. આ રૂકો લઇ પેલો લુછો બા શેખાઇથી મીસર પોંચ્યો, અને બડી અદાબતથી તે સરસુબાના હાથમાં મુકયો. સરસુબો તો ખુશીમાં ગરકાવ થઇ ગયો કે આખરે જાફરજ મને પેહલ્લો બોલાવવા આવ્યો. દસ્તાવેજની ચોકસ ઢપની ધડી દફતરી કાનુન મુજબ નહીં કીધેલી, તેના હાંસ્યાની કીનાર પર ધારા મુજબનું લખાણ કરવાની કસી દરકાર જેવું નહીં રાખેલું, તેની સહી મોહરમાં કઇ ફરક જેવું લાગેલુ, કે એવોજ કશો શક પડેલો. તેથી સરસુબાએ નો પેલા કોરગાને તરતવેલા આબરૂ આપી રાખ્યો ને આગતા સ્વાગતા કરી. પણ તરતજ એક ખાસ પેગામચી સોડે રૂકો પઠાવી પોતાના બગદાદના આડ્લા પર તે મોકલી આપ્યો કે તેનાં ખરાપણાં બાબત તલાસ કરી

હજુરમાં રજુ કરે. મરસુબાના આડત્યાએ જાફરના કારભારીને તે બનાવી પુછ્યું. કારભારીએ ખુદ પોતાના શેઠ જાફરને બતાડ્યો. જાફરે તો તે ટરકટ તરતજ ઓળખી લીધું. પોતાના દરબારીઓની મીજલસ વચે દસ્તાવેજ ફેંકતાં તે બોલ્યો: આ શું મારા દસ્કત ગીલ મોહર છે? બધાઓએ તપાસ કરી એક આવાજે ના કહીં. જાફરે પુછ્યું: એના બનાવનાર ટરકટ્યાને શી સજા કરવી ઘટે? કોઇ કહે ગરદન મારો. બીજો કહે તેનો જમનો હાથ કાપી નાખો કે નાપાકજાદો ફરીથી એવી લુચાઇ કરે નહીં. તારે વળી બીજા બોલ્યા કે એની પીઠ પર ચાબુકના ફટકા મરાવી એની ચામડી ફાડો. દયાળુ લોકે સુચવ્યું કે એને છેક મીસર વેરથી રજલતો રખડતો પાછો બોલાવો કે એની આખી મેનત બરબાદ જાય ને ગુનાહ લાજમ થાય. પણ દરયાવ દેલના જાફરને એમાંની એકબી વાત પસંદ પડી નહીં. ને કુહડ્યો, ને બોલ્યો: "તમારામાં કોઇ માનો પુત એવો નથી શું રે કે જેના દીલમાં દયાનો ઝરો ઉભરતો હોય? તમે શું જાણતા નથી રે કે મને ને મીસરના સરસુબાને આજ કેટલુંની અદાવત છે, ને અમે મગરૂબીના રોબને મારે એકમેકને બોલાવા જવાની પેહલ કરવાને અચકાઇએ છીયે. તો આ ઇનશાનઝાદાને પાક પરવરદેગારે મોજેજની પકાવ્યો છે કે જેની મારફતે અમો વચેની આગલી દોસ્તી પાછી તાજી થાય. તેથી બરહક છે કે એને ગીક્ષા કરવાની જગે ઇનામ મળવું જોયે." એમ કહી જાફરે પોતાના મુબારક હાથમાં તેજ તલવાર કરતાંબી સપાટાબંધ સડસડાત ચાલતી ઝીણી કલમ પકડી. તેજ દસ્તાવેજ પર એક શેરો લખી કાહડ્યો. તેનો મજકુર એવો હતો કે "મીસરના સરસુબા જોગ. ખુદા ખેર કરે તમે કેમ જાણ્યું કે એ કાગજ બનાવટી દસ્તાવેજ હતો. એ ખુદ મારા દસ્તખત જાણજો, અને એના લાવનારને મારા ઘણા અતલગના દોસ્તોમાનો સમજજો. મને આશા છે કે તમે એની સારી મદારત કરશો, અને મારા પાસે જલદીજ વળતો મોકલી આપશો. કેમકે એનાં પાછાં ફરવાંની હું ઇંતેજારી સાથે રાહ જોઉં છું." સરસુબાએ તો પેલા ધણીની માવજત કરવામાં અને તેને તોફા મોગાનોથી નવાજીને નેહાલ કરવામાં કશી કચાસ રાખી નહીં. પેલો પાછો બગદાદ આવ્યો, ત્યારે જાફર આગલ જઇ, તેના પગે પડી, પોતાની તકશીર કીજે મીનતજારી ગુજારી, માફી માંગી. જાફરે પુછ્યું કે તેને કેટલી બક્ષીશ સરસુબાએ આપી. પેલો કેહજે, એક લાખ દીનાર. જાફરે પોતા તરફથીબી તેટલીજ રકમ એનાયત કીધી. એટલે પેલો પુષ્કળ ખાટી ગયો, ને સારી જીંદગી સુધી મોહતાજમંદીને લાત મારી તવંગર બની ગયો. તેની છાતીમાં એટલી હીમત આવી કે તે સીંહની માફક ઉહાવે ભરાઇ આવી. તેની મુછોમાંથી આતશની ચીણગીઓ ઉડવા લાગી, અને તેનાં નાકનાં ફીહરાં ફુલનાં ચાલ્યાં, એટલો બધો તે સ્વતંત્ર થઇ ગયો.

**મેહફીલમાં મંગાયલી મુરાદ**

એક દાહડે જાફરે ખાનગી મેહફીલ ભરી. તેમા નોશબાજીનો દોર ને રામશગરોનુ ગાનુ. બધા મીજલશીઓ રગબેરંગી ચટાપટાના જભાઓ પેહરી અને મનને ગમે એવા ફેનસી પોશાકમા સજાઇ, વજત્ર અને રામશ ગરોના આવાજ અને શરોદ પર નાચવાના. મીજલશ બડી ખાનગી, બલકે છુપી રાખેલી. એકજ મીજલશી આવવાનો બાકી રહેલો. તેનુ નામ અબદુલ મલેક માલેહ. જાફરે દરબાનોને તાકીદ આપેલી કે તેના શીવાય બીજા કોઇને પણ કસાંમી બાહનાથી અંદર દાખલ થવા ન દેય. એક અમીર આવ્યો ને જાફરને મલવા ખાહેશ દેખાડી તેનુ નામ અબદુલ મલેક સાલેહ અલી અબદુલા અબાસ. પેલાઓએ ભુલાવાથી ખ્યાલમા આણ્યુ કે એ એજ–પેલો બાકી રહેલો તે. એમ ધારી દાખલ કીધો. હવે એ ધણીનો કલીફનો અતલગ સગો, કાકાના દીકરા જેવો. ઘણોએક ઇમાનચુસ્ત, દીનદાર તથા ધર્મી અને સખત પાકીઝગીવાળો તેને જોઇ જાફર સમજી ગયો કે એ તો ગડબડગોટા થયો. પેલો પણ મીજલશની ખુરરમીનો બાહર જોઇને પામી ગયો કે આતો કાચુ કપાયુ છતા જાતે હનો સ્યાનો, અને પોતાને હતી જાફરની મદદની ગરજ. તેથી પેટ પકડી હસ્વા લાગો, અને જેવો મીજલશનો રંગ તેવો પોતાનો ઢંગ કીધો એક મીજલશીનો રંગીનો પોશાક માગી પોતે પેહરી લીધો. બધા સાથે હસ્વા રમવા, ગાના બજાવા નાચકુદ કરવા લાગ્યો, અને ખાવા પીવા માંડયુ. તેની આવી ચાલથી જાફર નેહાયત ખુશ થયો, કેમકે આગલ જાફરે ઘણીવાર આમંત્રણ કર્યાં છતા તેણે તેની મીજલશમા સામીલ થવા ધસીને ના પાડેલી. જાફરે પુછયુ કેમ આવવુ પડયુ? અમીર કહેજે "કલીફ પાસે ત્રણ બાબત મારૂ તમારી સીપારસ માગવા આવ્યો છુ. એક તો મારે માથે દશ લાખ દેરમનુ કરજ ચહડી ગયુ છે બીજુ તો મારા દીકરાને એક મોટા પ્રાંતની હાકેમી મલે ત્રીજુ તો કલીફની દીકરી ને મારો દીકરો પીત્રણ પીત્રાઇ થાય છે તેમની સગાઇ થાય." જાફર કેહજે, "તમારી ત્રણે બાબતો કબુલ થઇ અબઘડી દશ લાખ દેરમ તમારે ઘરે મોકલાવુ છુ. પ્રાંતની બાબતમા તો એમ કે તમારા દીકરાને આખા મીસર દેશનો હાકમ નીમ્યો. શાદીને વીશે તો ફલાણી ચીણી બીબી તે નામદાર કલીફ હારૂન અલ રશીદની દીકરીને, અત્રેથી હુ તમારા બેટાસે અદરાવુ છુ, અને તેની રીત જોગનમાં આટલી આટલી રકમ અત્રેથી ઠેરવુ છુ હવે સીધારો ખુદા હાફીઝ." અબદુલ મલીક ઘરે જઇને જોય છે તો દશ લાખ દેરમના કેલા કયારના આવી તૈયાર પડેલા બીજી સવારે જાફરે કલીફ પાસે જઇ મીસરની હાકમી બાબે તથા દીકરીની સગાઇ બાબે સમજાવીને પરવાનગી મેલવી આપી.

ફજલની ફાજેલ્યત.

ફજલ કાબેલ તેમ ફાજેલ હતો. ઇશાક ઇબ્રાહીમ મુસલ્લી નામના પોતાના દોસ્તને નેહાલ કરવાની તક શોધતો ફરતો. ઇશાકે એક પરીજાદ રૂપની બાંદી ખરીદી. તેને તાલીમ આપીને કાબેલ્યતમાં તથા ફાજેલ્યતમાં એવી તો ઉમ્દાદણ બનાવી કે કંઇ કસર નહીં. પછી ફજલ વજીર પાસે તેણીને સોગાદ દાખલ લઇ ગયો. ફજલ કેહજે: "દોસ્ત ઇશાક, ઇજીપ્તના હાકમનો એલચી મારા પાસે હમણાંજ એક મેરબાની માંગવા આવ્યો તો. તે પાછો આવશે કે તેની આગલ આ લોંડી વીશે હું ખુબ તારીફ કરીશ. તેથી તું એને હમણાં તો તારી પાસેજ રાખ, ને તે જ્યારે એને વેચાતી લેવા આવે ત્યારે પચાસ હજાર દીનારથી ઓછી કીમતે વેચતો ના હો કે." ઇશાક ઘરે ગયો, કે આવ્યો તે ઘોડાવારમાં પેલો એલચી. તે કેહજેઃ દશ હજાર દીનાર લે, મને એ લોંડી એક સાહેબને સારૂ ખાસ જોયે છે. ઇશાકઃ "અરે જારે જા દશ હજારવાલા. તુનેબી શું કહું ને તારા દશ હજારનેબી શું કહું. દશ હજારનું તો એ લોંડીના ચોટલાપર રોજનું લોબાન બળે છે." એલચીઃ લે ભાઇ વીશ હજાર, ઇશાકઃ એ કંઇ બને નહીં. એલચીઃ આ ત્રીશ લેવા છે, નહીં તો આ ચાલ્યો. બેવકુફ ઇશાક ઘબરાયો કે લછમી ચાંલ્લો કરવા આવીછ, તે પચાશની બોંસ પકડતાં છટકી જવાની તો. તેથી પસરી પડયો ને લોંડી વેચી. એલચીએ પોતાનું કામ કાહડવા સારૂંથી ફજલને ભેત કીધી. વલતે દીવસે ઇશાકને ફજલે પુછયુંઃ કેમ દોસ્ત, કેટલે વેચી? ઇશાકઃ ત્રીશ હજારે, નામદાર. ફજલઃ "ખુદાના લાલ, મેં તને કહેલું કે પચાસ લેજે ને, એમ કેમ કરી નાખ્યું. વારૂં જો હવે ફરતો નહીં. રૂમનો એલચી મારા પાસે બાદશાહી કામે આવ્યો છે તેના આગલબી એ લોંડી વીશે હું ખુબ તારીફ કરીશ. તેને પચાસથી ઓછે વેચી તો ખબરદાર." લોંડી પાછી આપી, તે લઇ ઇશાક ઘરે ગયો. રૂમના એલચીએબી ત્રીશ હજાર કીધા, કે ઇશાકનાં લખ્પાં લેવાયાં. તેણે વેચી કાહડી. બીજે દીવસ ફજલ પાસે પાછો જઇ હેવાલ કહયો. ફજલ હસી પડયો, ને કેહજે: "ફીકર નહીં એક ત્રીજી તક આપું છું. ખોરાશાનનો એલચી તારા પાસે મોકલીશ. તે ખરીદવા આવે તો પુરા પચાસ હજારમાં પાઇ ના કમી લેતો." લોંડી લઇ ઇશાક ઘરે ગયો. પેલા ખોરાશાનીએ આવી ચાલીશ હજાર દીનાર દીધા, કે ઇશાકનો હવેરો બાવરો ને દીલસો ફાંફલો પડયો. ચાલીશ હજારે વેચી નાખી. બારવણે ફજલ પાસે જઇ કહ્યું કે "તારી એનાયતથી મને લાખ દીનાર મલ્યા. મને હવે બીજું કશું જોએતું નથી. તારા હકમાં શુકરાના કરી, ખોદાવંદ તાલાને હરદમ યાદ કરી, હવે મારી બાકીની જીંદગી સુખમાં ગુજારવાનો ઇરાદો રાખું છું." ફજલે પેલી લોંડી પાછી આપી, ઇશાક તેને ઘરે લઇ ગયો, અને

ગુલામગીરીમાંથી આઝાદી બક્ષી. એથી તે બીબીને એધે પુગી, કે તેના જેવી ભાગ્યવંત સાથે તેણે શાદી કીધી, અને અમન ચમનમાં દીવસ ગુજારવા લાગો.

**દ્રષ્ટાંત બીજો.**

ફજલનાં હાતમ દીલને બીજો દાખલો. મમદ ઇબ્રાહીમ "ઇમામ"ને સરનામે ઓલખાતો. તે જવેરાતનો ભરેલો એક દાબડો લાવી ફજલને કેહવા લાગો કે "મને દશ લાખ દેરમનું કરજ થઇ ગયું છે, ને આ દાબડામાં પુરતો અવેજ છતાં શરાફો પાસે જઇ મારી હાલત ઉંઘાડતાં અને નાણાં કઢાવવનાં મને શરમ આવે છે. તેથી મેરબાની કરી તું એ અમાનતની જામીનગીરીપર એટલી રકમ ધીર." ફજલ કહે: શરો ચશમથી, પણ એટલી શરતે કે આજનો દાહડો મારે ત્યાં મેહમાન રહે. ઇમામે કબુલ્યું. ફજલે ઇમામની મોહરબંધ દાબડો લીધો. સાંજે ઘરે જઇ ઇમામ જોય છે તો દાબડોબી સીલબંધ પાછો આવેલો, ને દશ લાખની રકમબી આવીને પડેલી. બારવણે આ બક્ષેશ સારૂં ફજલનો ઉપકાર માનવા ગયો. પણ ફજલ તો મેહલમાં "ઇસ્લામી ઇમાનના હુકમદાર" ખલીફને મલવા ગયલો. ઇમામ મેહલે દોડયો. તેના આવ્યાની ખબર ફજલને પડી તે બીજે બારણે સટકીને પોતાના બાપને ઘર ગયો. ઇમામે તે તરફથી પુઠ પકડી, ને આખરે તેમનો મેલાપ થયો. ઇમામ ફજલની મેરબાની માટે નીમકહલાલી બતાવી તારીફ કરવા લાગ્યો. ત્યારે ફજલે કહ્યું: "ઇમામ સાહેબ, તમારી આમદાની કરતાં તમારો ખરચ વધુ તેથી એ કરજ થયું. હવે કરજ ફેડતાં એ દશ લાખ દેરમની રકમ તો ઘસડાઇ જશે ને બાકી કંઇ વધશે નહીં. તેથી વળી તમને નવેસરથી કરજમાં તણાવું પડશે. એમ ધારી હુ ખલીફ સોડે ગયો, અને તમારો હેવાલ જાહેર કરી બીજા દશ લાખ દેરમ તમને આપવાની મંજુરી મેલવી. હું મેહલમાંથી બીજે બારણે સટકી ગયો તેનું કારણ એમ કે તે બીજા દશ લાખ દેરમ તમારે ઘર પુગા ન હતા. હવે તે પુગી ગયા છે." ઇમામ તો થોડો થોડો થયો, અને ઘણાઘણી ઉપકાર માન્યો. પછી કસમનામું લખ્યું કે "હવે પછી મારે ફજલ શીવાય બીજા કોઇ પાસે મેરબાની માગવી નહીં." તેની ઉપર પોતે સહી કીધી, અને બીજા સારા આસામીઓ પાસે સાક્ષી કરાવી. બારમક ખાનદાનનો દાહડો બરગસ્તે થયો, ત્યારે ઇમામ પાછો તંગીમાં આયો. બીજાઓએ સલાહ આપી કે નવા વજીર પાસે જા. પણ તે ન ગયો, ને પોતાના સોગંદપર ચુસ્ત રહ્યો.

**ખલીફની મજલેશ.**

ખલીફની દરબારનો મેહમાર તેની સલતનત અને હસમતનો ખ્યાલ આપતો, પણ તેની ખાસ મજલેશ તેના ખવાશ અને દાનાઇનો ખ્યાલ આપતી.

પોતાની બેશુમાર સખાવતને માટે હારૂને પોતાની આસપાસ શાહેર, કાઝી, મુલ્લાં, ઓલમા, ધારાશાસ્ત્રી, વૈયાકરણી, કાતેબ, ગવૈયા, હાજર જવાબ્યા, વગેરેનું એક આખું ઉસ્તાદ મંડલ ભેગું કીધું હતું તેઓથી તેની બોહલી પાદશાહીની જેબ અને જલેહમા ઝલકાર વધ્યો હતો. પોતે પણ અછો ભણેલો અને એલમની તાલીમ લીધેલો આદમી હોવાથી એ બધાં પંડીત મંડલને મન ખદુઝ માનીતામાં ખપતો. એની યાદદાસ્ત શક્તી ઘણી સારી હોવાને સબબે મુખ્ય કવીરાજો કે કલમબાજ લેખકોનાં નામીચાં વેણ તેમથી પ્રસંગોપાત ટાંકી બતલાવતો. પોતાના પાદશાહમાં આવી ઉમદા ખુબી જોઇને મીજલસીઓ ઘણા મલકાતા. એ સાથે તેનામાં એવી ચહડતી વરણની ચાલાકી તથા ચંચલાઇની ઝેહેન હતી કે જેથી સાહીત્યને લગતી ખુબી ચટ પીછાની જતો. વળી તેનો દેખાવ મોજાબજેવો હોવાથી શું ગરીબ કે તવંગરને મન ઘણો માન લાયક મનાતો તેથી એના વખતના દરેક લખનારાઓને એની એબ છુપાવવાની અને એના સદગુણોને વધારે ચહડતા રંગે બાહર લાવવાની લાલચ થઇ હતી. ઇસ્લામી લખનારા નામે એની હકુમતની તારીફ પર મરી પીટે છે; એના જેવો કોઇ ન થયો ન થવાનો એમ ઉકળાઇથી માની લેય છે. એના વખતમાં બગદાદ પોતાની જાહોજલાલીની સર્વેથી ઉંચી ટોંચે ચહડયું હતું. એના મરણ પછીથીજ તેની પડતીની અવળ દશા બેઠી. કયાં નોશેરવાન આદીલનું બાગદાદ; કયાં કલીફ હારૂનની વખતનું બાગદાદ; અને કયાં હાલનું ટુડું બાગું બાગદાદ. જમાનામાં ચહડતી ને પડતી એમજ છે. ગરીબને તવંગર સઉ એજ હાલે છે. ખાકથી પેદા થયા, ખાકમાં નષ્ટ થવાના.

**અતાયા:**

તારી જીન્ગી રેહજો ખુશ,
હિયા બી તા જેની પનાહમા

**કલીફ:** વાહ વાહ, શાબાશ, આફ્રીન

**અતાયા:**

સવાર ને સાન્જે કુન મનુશ,
ખડા રહજો નાગી ખી મનમા

**કલીફ:** નાદર ! ઉમદા તોફા ! અજબ !

**અતાયા:**

પણ છેના રડના ડચકા જે વાર
ધરગતાની છાતી પર ચડે
માનજો તુ યકીનથી તે વાર
કે આ દુન્યા તા ખામીજ છે

ખાઇ પીઇને ત રેસ્ત થયનો કલીફ તો આ પ છના કીતથી ગમગીન થઇ ગયો તેની આખે પાણી ચડી આ યા આ ફાની દુન્યાના નાચીઝ પણા ઉપર તણે દઢદ રી પ તે મોરતોર જેવડા આસુ પાડતા આથી વઝીર ફજલે અતાયાની ઉપર નાગ રગી બતાવી ક ક્યો ક્યુ ઇમાનદા રોના હાકમે તુને મોના તો તે ગમત આપના નહીં ક તેઅણુને નગીર કરી રડાવના ' કલીફે કહ્યુ ના ના એને એમ ના કહ ઍણે જોયુ કે આમાદીની ચર ી આમે ચ ડવથી આપ ી આનના થતા જાહો છે તેથી એણે આપણને ના ના ક હાથે ફરી વધુ આનનાપણામા ના હુતો '

**બદવાખોરની ખોડ મોટી**

અમીના ન રશનો એક હ્હઝદે નામે ય ક્યા એમ્ન અમ તા હતો તેણે દીનીમમા હરૂન નામે બનના ડ્ડા ગો અમીના વરાના નામપર મરી ફીટનાર હઝરે આ મીઓ તને જહ મ યા તે રી ઠામ વ ી પડ્યુ, ને મામનો દન પર ન બગ તા ચાલ્યો એ મનત્રા દમાની દનાને કલીફે પચાસ હજાર લશકર આપીને વઝર ફજલને નીનના દયાવની મીગાને રવાના કર્યો ફજલ હનો સ્યાણો તેણે જોઇ લીધુ ક પ ન ના લશકરનો મોટો ભાગ ઇરાની છે જેઓ અમીના નામપર મરી ફીટનારા છે તેથી અગર લડાઇ થઇ નહીં ને થઇ તો તેઓ લાગના દુશમનને જઇ મળશે અને કલીફનુ લશકર શીકસ્તે તથા બરગસ્તે બખ્તનુ થશે એમ વીચારી તેણે દાનાઇ દુર દીની, દુરઅ દેશી, અને બારીકબીનીના હથ્યાર વાપરવા ઠરાવ્યુ બદવાખોર યાહય સે તેણે કોલકરાર કરવા શુરૂ કીધા આખરે એવુ ઠરયુ કે જો કલીફની પોતાની

સહી મોહર સાથનું " અમન નામું " તેને આપવામાં આવે કે તેને બાલબાર બી ઇજા ન થશે. તથા તે અમન નામાં પર કાઝી અને ફ્રાકીહ, એટલે સલતનતના મોટા કાયદાના અમલદારોની શાક્ષી કરેલી હશે, તો લશકરને યાહયા વીખરી નાખી, પોતે પાદશાહની શરણે બાગદાદમાં જાઇ, તેની પનાહપોસ્તીમાં રેહશે. આ શરતથી હારૂનના મનમાં ઘણું ઓછું આવ્યું પણ " ખેર " કરી નામું તૈયાર કીધું, અને તે પર બધાઓની સહી કરાવી. એટલુંજ નહીં, પણ સાથે લાગી પોતાના બેની હાશમ કબીલાના જે વડપણવાલા શાહઝાદા હતા, તેમની પણ સહી સાખ તે દસ્તાવેજ પર કરાવી આપી. જયારે યાહયાને બાગદાદમાં આણ્યો, ત્યારે તેનો કલીફ પેહલાં તો સારો આદર સતકાર કીધો. પણ થોડા દીવસમાંજ તેને પકડીને બંદીખાને કેદ કીધો. પછી પોતાની દરબાર બોલાવી પુછયું કે એક બલવાખોરને આપેલું અમન નામું શું વાજબી ગણાય? બારમકીઓ જેવા ચંદ દરબારીઓ, જેઓ સાચ્ચાં ઇમાનના હતા, તેઓએ અભીપ્રાય આપ્યો કે તે ખરૂંજ ગણવું, અને તેનેજ અમલમાં મુકવું. બાજે ખુશામત્યાઓ બોલ્યા કે વળી બલ્વાખોર સાથે સચાઇ શાની? તેણે બલવો ઉઠાવ્યો તે શું સચાઇ વાપરીને ઉઠાવ્યો તો કે? આખરે અમનનામું રદ કરવામાં આવ્યું, ને યાહયાને બલ્વાખોરને બરની કેદની સજા ચખાડી. સેવરે ઝોબીર એબ્ને અવામ નામના શક્ષે યાહયાની ચાડી ચુંગલી કલીફ આગળ કરી કીધી કે તે તો આકેબત બીજું લશકર ભેગુ કરી બલ્વાની બીજી ઝેહમત તથા મુશીબતમાં કલીફને નાખવા રોકાયો છે. એ તોમત પર ઉપર રૂપેની તપાસ કરી કલીફે હુકમ કીધો કે યાહયાને બંદીખાનામાં મારી નાખે. તેની ઉપર ખોટી ફર્યાદ કરનાર ઝોબીરમી થોડા વખતમાંજ કમોહતે મુઓ. ઝોબીરની ઘોરપર જેમ જેમ મટોડું વાલતા જાય, તેમ તેમ ઘોર જમીનનાં પેટાંમાં ઉંડાણ ગરક થતી જાયાં

**કલીફની કેલાફતના તવારીખનવેશો.**

કલીફ હારૂનની વખતની તવારીખ મેજર ડેવીડ પ્રાઇસનાં સને ૧૮૧૨નાં પુસ્તક ઉપરથી, પ્રોફેસર પામરે રચેલા જન્મવૃતાંત પરથી, બ્રોટીશ ઇતીહાસ કર્તા ગીબનનાં પુસ્તકથી, જસ્ટીસ અમીર અલીની ઉત્તમ કીતાબ પરથી, મસુદી પરથી, તેમજ તબ્રી અને ખોલાસત ઉલ અખબાર નામનાં ઉગમણા ગોલાર્ધનાં ઇતીહાસ શાસ્ત્રો ઉપરથી મલી આવે છે. ગેલેંડની અરેબ્યન નૈટસમાંથી તે મળી આવે છે. જન્મવૃતાંતોની ડીક્ષનેરી પરથી સંક્ષેપમાં મલી આવે છે. એન્સેકલોપીડયાનાં જંગી પુસ્તકોમાં લખાયલી ખાસ આર્ટીકલો ઉપરથી મલી આવે છે. પણ એ સઘળાંમાં જેટલી જેહમત ડાકટર જોન્સન ખાતર બોઝવેલે ખેંચેલી, તેટલી કલીફ હારૂનની બાબતમાં ખેંચનાર કેપટન બર્ટનની મેહનત ગોયા સ્થંભોની ઉપર ઠેરવાયલા ઘૂમ્મટ સમાન ખડી છે.

**કલીફ હારૂન–અલ–રશીદની વંશાવલી.**






**અરબણ બીબીઓની હકીકત.**

કલીફના જમાનામાં બીબીઓ પોતાનો રોબ કેટલો રાખતી તેનો ડરોકો આપણે જોયો. તે લોકનું છુટાપણુ એ પણ કેટલેક દરજ્જે આપણે જોયાં; અને હજુ વધુ જોઇશું. હાથે પગે મેહેદી લગાવી લાલાશથી ખુબસુરત બનવું, મેહદીનાં ફુલ સુંઘી *મગજને તાજગી બક્ષવી*, એ પણ તે જમાનાના રીવાજ હતા. જો બાદશાહની દીકરી, બેહેન, કે ફુઇ કે એવીજ કોઇ સગી બાદશાહી શીવાય કોઇ બીજા ખાનદાનના ઉમરાવસે પરણી હોય, તો વર કરતાં બીબીનો દરજ્જો ચહડનો ગણાતો. ખાવામાં, ફરવામાં બલકે દરેક વાતમાં પેહેલાં બીબી, અને પછી તેમનો "બાબો" યાને જે ખાવંદ હોય તે. વળી સ્ત્રીઓને હમામખાનાંમાં નહાવા જવાની પુર છુટ હતી તથા ધણીની વગર રજાએ એક મહીનો લગી પોતાની

સહીમીતીને ત્યાં અગર મહીરે જઇ વસવાની છુટ હતી. જો કોઇ ગધેડા વર ઝાઝી ગડબડ કરતો ને બેગી પર કાબુ રાખવાનાં ફાંફા અવટર્યાં મારતો તો આસપાસની પાડપાડોસણો ધડાધડ નીકળી આવી ફીસીઆરૂં કરી મુકતી. તેટલાં તેની પેલી સાધુ જેવી, સફેદીની પાકીજગીની અણીએ ચઢડેલી બૈરી, પગમાંની મપાટ કહાડી પટાપટ ઝાડતી. તેની દાહડી પીખતી, તથા તેને નામની અને તેની માત પેહડીને નામની ઉંધા આસીરવાદની પપેત બણુતી. બીજે ઘરની સ્ત્રી હરમમાં મળવા આવી હોય, ત્યારે ઘરના ધણીથી પણ પેલી બાહારની સ્ત્રી જ્યાં લગી ઘરેથારે પાછી જાય નહીં, ત્યાં લગી પોતાની સ્ત્રી આગળ હરમમા જવાઇ શકાય નહીં. ભીમરમાં ઢોલ્યા, પલંગ, કે કોચ નહીં. ભોંયપર ગાદલાંના બીસ્તરા ને સવારના પેટી કે કબાટપર મુકી છાંડે, ને રાતની વખતે પાછા ઉખેડે. ડમાસ્કસની ડમીગ્રણીઓના જેવી ખુબસી અદેખાઇ વાળી સ્ત્રીઓ બીજી પ્રજામા જવલેજ મળશે. પોતાની શોખના કાપીને કટકા કરવા, એ તો તેમને મનમે નાહની જેવી રમત બાગદાદી સ્ત્રીઓ પણ પારકાને ખરચે ગમત મેળવવામા કાચી ન હતી કોઇ માદીકાને લલચાવી ઘરમા બોલાવે, પછી તેની બધીઓ મળી મશ્કરી કરે, અને તેને પાણી પાણી કરી નાખે, યાતો શેહાબુદીની ઇસારત કરતાજ ગોઠવણ મુજબ જ્યારે ગાયન પુર બ્હારમા ચાલતુ હોય ત્યારે એકાએક જણી ગભરાયલા દેખાવે દોડતી આવી જણાવે કે માલીક આવ્યો આથી બીજીઓ ધરપચ કરી દોડધામ કરી પેલાને ગભરાવી શીકમે કુચ કરી દીવાનખાનામાંથી બાહેર કાઢી મરઘી વગેરેના ગંદીના પાંજરામા સતાડે; અગર નહીં તો બાંગ કે એવીજ કેરી ચીજ પાઇ, તેને મોહડે ગેમ ચોપડી, કપડાં ફાટાં ફુગાં કે ચીંકડે હવાલ કરી, રસ્તાની વચમા નખાવે, કે જેથી ચોકીવાળાઓ તેને છાકટ ગણીને રાતોવાઇ ચાવડીમા બંધ કરી મુકે; અથવા તો પકડવાની શરત મારે દોડનાં પેલી ચડપ દઇને કોઇ એવે છુપે બારણે છુપી જાય કે ખબર ન પડે પેલો સાધો દોડપોજ જાય એટલે ભોંયપર પડેલાં પ્યાલાં રકાબી ધડાધડ ભાગી તેના કટકાઓથી યા તો પોતાને ઘાહેલ કરે, અગર નહીં તો ભોંયપર પડેના કોઇ સરકતી બારણાંપર પગ પડતાંજ ભુસકાબંધ ઉકળાટને મરે બજારની બીચ પમ દઇને પટકાય, ને ત્યાં તેનાં હાડકાં ખાસરાં પડતા લાગે તે જુદા, લોકોના તાળા, ટપલા ને ધમકા તમાચા માફ ખોખરો થાય તે જુદુ, ને પાહરેગીર લોક પકડી જઇને સરકાર દરબારમાં ફટકા મરાવી ચામડી ફાડે તે જુદુ. એવું છતાં કોઇની મછરીનો માર તેણીનાં મકાનની બાહર સમજાય તો મકાનના ધણીના હકમાં તે ઘણું નામોશી ભરેલું ગણાતું, કે એને ત્યાં કશો ફાયદો મુલાહેજો છે નહીં, વાસ્તે એને સર ઘણી મવામત ધરે છે. બૈરાંઓને બેગાં

થઇને ધીનસ કરવાનું અથવા કાવત્રાં રચવાનું મકાન હમામખાનું ગણાતું. તેમજ તેમને ટાસે મલવાનું બીજું ઠેકાણું જાણીતા પીરોની કબરપર ચણેલા અમલા હતા. ત્યાં તેઓ માનતા ચડાવવાને કે નહીં તો પીરનાં મરણના શોક ખાતર પીટણી પાડવાને મસે મલતી. કલીફ ઓમરને સ્ત્રીઓની સમજણ શકતી વીશે અતી હલકું મત હતું. તે કેહતો કે તેણીઓ સલાહ આપે તેથી તદન ઉલટુંજ કરવું.

આરબણીઓની ચાલવાની ચાલણ ઘોરાની હોય છે. જાણે જમણી બાજુથી ડાબીપર, તેમ ડાબીથી જમણી બણી ઢલી પડતી હોય તેવી લાગે છે. આરબ મસ્તાના ઓલ્યાઓને સ્ત્રીઓની ઘણી સુગ હતી. તેમનો સુંઘાડ કે સોડમ ન આવે, તેની બીકથી તેઓ પલીતથી નાહસે તેમ બસો કદમ દુર નાહસતા. વલી ઓરતો સારૂ બીજી મીસલ એમ છે કે તેણીને પરમેશ્વરે પુરૂશની પાંસલીમાંથી પેદા કીધેલી: તેથી જેમ પાંસલી વાંકી, તેમ સ્ત્રી પણ વાંકી તે વાંકીજ.

ઘોડીઓ વીશે કલીફના જમાનાનાં અર્બસ્તાનમાં એક અજબ રસમ હતી. પોતાની ઘોડીપર પેહલી સ્વારી ધણીએજ કરવી. અગર કોઇ પારકો કરે તો તેથી તે જાનવરને ઇલ્લત લાગેલી સમજવામાં આવતી. અરબ ઘોડીઓ પોતાના ધણીપર આવેલી આફત વખતે તતરડાવીને દોડતી, અને નીમકહલાલીથી જાન લઇ નાહસ્તી. તે વખતે તેની જડફ એટલી તો વીજલીને વેગે વધી જતી કે દુશમનથી દું બાલો પકડી નહીં શકાતો. એને લીધે અરબોમાં એક રવૈયો એવો ચાલુ થયો કે ઘોડીને "ફુલ પવર" કસીને યાહોમ દોડાવવું, તે આખી જીંદગીમાં એકજ વખત હોય. તે પછી તેના સાંધા ઢીલા પડેલા, રઘડોલાઇ ગયલા, અને છુટી પડેલા માનવામાં આવતા. જો બીજી વખત તેટલીજ સખત દોડામણી જીવ મટોસટની કરાવવાની ગરજ પડે, તો ઘોડીમાં આગલના જેટલી જડફ અથવા દમ ટકી શકતો નહી, એમ સ્પષ્ટ જણાઇ આવતુ.

ઇસ્લામના કાનુન પ્રમાણે ચાર સ્ત્રીઓ કરવાનો મરદને અખત્યાર, પણ તે એવી રીતે કે બધીઓને સરખી ખોરાકી પોશાકી જીણસ ભાવ વગેરે કરે. બલકે ટુકામાં સઘળીઓને સરખી આંખે જોય. અરબોમાં કેહવત છે કે: એકજ બૈરી હોય તો તે માથાંમાં પવન રાખે કે મારા જેવી કોઇ ઉજ નહીં; બે હોય તો પીખાયા ચુંથાયા કરે; ત્રણ હોય તો તડ પડે, ને સંગાની દાખલ ન ગણાય; પણ જેણે કીધી ચાર, તેનો બેડો પાર. (જુઓ પાનું ૧૨૪ મું) જો કે ઉપર લખ્યું તેમ ઇસલામી કાયદા મુજબ ચાર ઓરતો સુધી પરણવાનો મરદને અખત્યાર છે, તોપણ મગીરેહ ઇબ્ને શોયબેહ એંસી

પ્યાર દેખાડવાની રસમ લગભગ આજનાજ ધાટમા ને હીધામ પરથી પકડાયની હતી મરદ પોતાને હાથે જાણે કપાળ પરનો પરસેવો લુછતો હોય તેમ ભવા પરથી હાથ ફેરવતો. એટલે ઓરત જાણે બે હાથે પોતાનો માથાં પરનો બુરખાનો છેડો સરખો કરતી હોય તે દપનો દેખાવ આપી તેની દરખાસ્ત કબુલ કરતી. પણ ખુદા પનાહમા રાખે તે ઓરતના પ્યારથી આશકને કટાળો છુટતો અને તેમાથી બડબડાટ શુરૂ થતો, તથા પરીણામ અરસપરસના તીરસ્કારમાં આવતુ. હીંદની રીતમા અરસ પરસ કપાળે હાથ ફેરવી હેત દેખાડવાની છે, અથવા તો ગળા પર હાથ ડાબી દેવાના હાર દાખલ કબુલ રાખવાની છે, પણ ખોટુ અપમાન થયેથી થુક નાખી અથવા પોતાની સપાટ કે જુતી ગમી નજર કરી ધીક્કાર દેવાની છે

હારૂનના કીસ્સાઓ ઉપરથી વળી એમ પણ સીદ્ધ થાય છે કે એ ખલીફના જમાનાની સ્ત્રીઓ ચીઠી લખવામાં, બનકે મોહટે ભાગે કવીતાઇ રૂકાઓ પઠાવવામા, કશી રીતે કાચી ન હતી સોડ કરવી, સણગ તાણવો, એવી જે પ્યાર દેખાડવાની હીંદી નીશાણીઓ તેને ઉપની અરબી બુરખો બેઉ હાથે ખેચવાની રીત કેટલેક દરજ્જે મળતી આવે છે. પણ પ્યાર કરવાના પરીણામ ભયકર ખુનખારી અને કતલમા આવતાં તેથી જોકે ઘણીક સ્ત્રીઓ તો જીવતદાનની બી ન દરકાર કરતી કે ન તેને કશો વજન આપતી, પણ એરકી જીવડા ફાકડાઓ ગરદન ઉડી જવાની ધાસ્તીથી બીહના રેહતા, અને બનતા લગી જોખમમા ફરવાથી નાહસ્તા ફરતા ચઉદ પદર વરસની છોડીઓ ઉમ્મરમા આવેલી ગણાતી

શરીરમાથી ઓડકારે કે બીજી કોઇગી રીતે પવન ફોડવુ ઘણુજ નામુનાસેબ અને કલકવાઝુ ગણાતુ, અને તે માણસ ફરીથી મીજલસમાં બીરાજવાનો તરીકો મેળવવા જેટનુ નસીબવત કદી પણ નીવડતુ નહી. જો એકાદ ઓડકાર સમયે કોઇ અજાણતા હમી પડ્યુ, તો તેની બેઅદબી પેલી અસલ બેઅદબી કરતામી ઝાઝી ગણાતી, અને તેવા ધણીનુ ડોકુ તલવારથી ઉરાડતાં રતી ભારનીભી આચકી કોઇ કરતુ હતુ નહી કોઇ બીજી વખતે વળીક મીજલસમા હમ્વાનુ કામ ઘણુ એબદાર લેખાતુ

બુરખો ઉઘાડીને મીજલસમા ખુલ્લે ચેહરે બેસવાની છુટ ફક્ત ગોલામડીઓનેજ હતી જયારેબી કોઇ અહરથ બાગા કે અમીરણ પોતાનો બુરખો ઉઘાડી પારકા ધણીને મોહડુ દેખાડતી તો તેને મોટુ અપમાન કીધેલુ ગણાતુ કેમકે પેલીએ પોતાને નાનો ચોર્યો અથવા બાયલો યા કાફર લેખ્યો આવી ચલબુથી છેડાઇ પડીને પેલો સામો ધણી પેલીને ખુબ ગાલ દેઇ ચોપરચાદી કરતો કે તેને વીના કારણે અપમાન કરી સતાવ્યો તે શુ કામ હશે

જે પ્રમાણે વઝીર ઠરાવવાની ક્રીયા, તે પ્રમાણે બાજે વખ્ત શાદીની ક્રીયા પણ સાદી તથા ટુંકી. "તારી ખાકસાર તુંને અર્પણ કરે છે" એમ ઔરત બોલી અને સામો મર્દ "તુંને કબુલ" એટલા શબ્દો બોલ્યો તો શાદીનો કબાલો નક્કી થયો. લાંબી પંચાતજ નહી. લેકીન, કાઝી તથા બીજા બે શખ્સોએ ખુનઓ બણુનો જોઇએ. પણ બડેખાંઓ, ઉમરાવો, શાહજાદાઓ તથા બાદશાહો કાઝીની હજુરમાં કબાલા કરી તે પર પોતાની મોહોર કરતા હતા. શાદી વેળા પરણનાર ઔરત ન હોય તો પણ ચાલે. ફકત તેણીના તરફનો મુખ્તાર હાજર હોવો જોઇએ. આ મુખ્તાર દાખલ તેણીની માદર, પેદર, બાઇ યા બેશી કામ કરતી અને પલ્લાંની જે રકમ ઠેરવેલી હોય તે કહી સંભલાવતી, જે વરરાજાએ આપવા કબુલી કે શાદી નક્કી થઇ. આ ક્રીયા બેથી ત્રણ વખત કરવામાં આવતી. ઓછામાં ઓછું પલ્લું રૂપાંનાં દશ દીર્હમ જેટલું વરરાજાએ પોતાની પરણેતરને આપવું પડતું. મધ્યમ સ્થીતીનાઓ દોઢસેથી પોણીબસો દીર્હમો આપતા. છોકરીનો મુરબ્બીએ રકમ લઇ તેમાં કાંઇ ઉમેરી પરણનાર ઔરતને આપતો, જેની પર ફકત તેણીનો હક પુગતો. પરણનાર ઔવરતનો વાલી અને વરરાજા હાથમે હાથ મીલાવતા, જે પર કાઝી રૂમાલ ઢાંકતો અને ચોક્કસ સીખવી રાખેલા કલામો બન્ને બોલતા કે શાદી ખલાશ થઇ.

અરબી "ઔરત" લોગતનો માયનો "શરમ." પણ જો એવા લફ્જથી મીસ્રર દેશની મીસરાણી સ્ત્રીને બોલાવવામાં આવે તો તેણી ઘણી ખીજી જાય, ને ખરાબ ગાળો દેય. તેણીને અય બાનું, અય બાઇ, અય બીબી, અય કન્યા, અય હજ કીધેલી હાજણ, અય બેટી, અય નવરશી, એવા આવજા માવજાથી બોલાવવી જોઇયે, પછી ગમે તો તે શીત્તેર વરસની બુઢી ખખ ડોસી હોય તેનોબી મુજાકો નહી. આરબણી બાઇને "ઇમિરાહ" એટલે "અય બહેરી" કહી બોલાવી હોય તો તેની કસી હરકત નહી.

પાણીમાં તરવાનો હુનર પણ કલીફના જમાનામાં જાણીતો હતો મોટી હોજો અને ટાંકાંઓમાં ઔરતો માછલીની માફક સપક સપક તરતી.

યુસુફે ઓરતોને સારૂ કહ્યું છે કે. એ લોકનાં પરાક્રમ ને પક્કાઇ ઘણાઘણી છે. તેમજ વલી દીનના કલમાવાલી કીતાબમાં પણ લખાયું છે કે ખરેખર શેતાનનો પોતાનો કીનો ને ઔરતના કીનાની નજીક કશી બીસાત ધરાવતો નથી. વલી કલીફના જમાનામાં આજનું સાબેત થયલું સીદ્ધાંત પણ સંપુર્ણ રીતે પ્રકાશીત થયલું હતું કે ઔરતોની ફુસલવણીથી ઔરતો વધુ બગડે છે. મરદની ફુસલવણી તો કશી બીસાત કે ગણુકામણીમા વટીક આવી શકે નહીં.

કશમીરણીઓને વીશે તે જમાનામાં ધીક્કાર હતો. ગોરી ચામડીવાલી અને મુખડાંના નકશવાલી એ બૈરીઓની છાતીમાં જાણે ખુદાએ દીલ તો

મુકર્પુંજ નથી. પંચોપાખ્યાનમાં ગધેડા વીશે કોહલાએ શીહને કહ્યું હતું તેમ કે: "માહારાજ, એને તો હૈયું જનમથીજ ન હતુ."

આજના જમાનામાં બાજે લોકમાં વેહમ છે કે સ્ત્રીની જાત પોતેજ ચબરાક હોય છે, તેથી તેને ઝાઝું ભણાવી આપદામાં સામો વધારો કરવો નહીં —એ વીચાર તે વખતના જમાનામાંથી ઘણો જાણીતો હતો.

કોઇ સ્ત્રી પોતાની સ્ત્રીને મલવા આવી હોય તો તે કોણ હતી અને શા કારણે આવેલી તે વીશે પુછવા માટે આરબી ખાવંદને કશો પણ હક નહીં. મોહરદારને ગમે તે જનાનખાનામાં કરે. એવી વખતે ખાવંદને જનાનામાં જવાનો વડીક હુકમ નહીં. ભલે બાહરના ઓરડામાં પડયો પડયો માંખો મારે. "હાય" અને "અફસોસ" એ બૈરાંઓના બોલ ગણાતા. અગર મરદો તે વાપરતા તો બાયલા ગણાતા. બહુ રંગની ફીકીવાલી આંખ ધરાવનારી બૈરીઓને સમનવંતી લેખવામાં આવતી. કોઇ કોઇ નાજુકડી નાજનીનો પોતાની નાજુકાઇના નખરાં એટલી હદ પર લંબાવતી કે માણસ પુર ઉંચી તલાઇના ઢગલા પર સુતેલી છતાં સવારે ફર્યાદ કરતી કે "મને તો સારી રાત ઉંઘ નહીં આવી ને અફારા તફારા થયા કીધા. કેમકે છેક છેલ્લેની તલાઇની તલ્યે એક રાઇના દાણા જેટલી કાંકરી હતી તે મને ખુંચ્યા કીધી, ને તેનાં દરદને માટે મારાં શરીર પર સોજો ચહડયો." એવી બાઇ સાહેબો ગોશતો ઘણાંમાં ઘણો બાગ જે મોહડી માથાં કુટણે ખાય તે ફકત નરમ નરમ ધુરતો. જો બૈરીની દયાનત ખોટી ન હોય તો તે કોઇથી મરદને "દીકરા" અથવા "બાપ" કહી બોલાવતી. જો માટીડાની દયાનત સાચી હોય તો તે કોઇ બૈરીને "દીકરી" અથવા "માય" કહી બોલાવતો. ચોકસ સબબો સર, પછી તે વેહમના હોય કે છુપા હોય, પણ ઇસ્લામી બૈરીઓ તેવા સબબોથી દોરવાઇ જઇને પોતાનું ખરૂં નામ છુપાવતી, અને બદલી નાખીને ભલતુંજ કેહતી, કે જેથી બીજી વખતે લોકો દેખતાં મરદ બોલાવે તો "તે કંઇ હું નહીં" કરીને તરત અંજાણી થવા ખપ લાગે. જે સ્ત્રી પોતાના દાવપેચમાં પકડાય નહીં તે પછી ઉસ્તાદ ગણાતી. પણ બોગ જોગે પકડાઇ આવી તો તેનીજ અનલગ સહીયો સતી બનીને તેને ફજેત કરવા ને તેની પર લ્યાનત વરશાવવા જરાબી પાછી હઠતી ન હતી. તેમાં ઘરડી બોખીઓ તો વલી ઘણીજ દોહડ ચતુર થઇને પેલી બીચારી કમનસીબને ખુબ પીખવા પડતી. ઉંચે વાંધેની બાઇઓનાં બદને દાહાડો રાત ઉત્તમ મેલવણીવાલાં સુગંધીદાર મસાલાના મલમ મસલવાથી ચામડી નાજુકાઇ અને પતલાપણાંમાં ઘણીજ બારીકીએ આવી જતી. સારૂં બદનનો પરસેવ જાણે પમરાટથી તરતર થયલો હોય તેવો ખુશબો ભરેલો સોડમ દેતો. તેમાંના લેશ માત્ર ગંધ કે ના તલ બાર નજીસાત. બૈરીઓની

ઉમરના સાત દરજ્જા ગણાતા. "દશથી વીશ સુધી જોબનનો બાહર ને ખુબસુરતી અપાર. ત્રીશ સુધીમાં ગોલ, ભરેલી, ખાશ્શી બનેલી હણેવી, અને ખાવંદ પર મરી ફીટનાર. ચાલીશ સુધીમાં ઠીક રીતે દીકરાને દીકરી જણનાર. પચાશ સુધીમાં ઘરડી ખોખી અને એમથી તેમ અવટયાં માર-નાર. સાહઠ સુધીમાં તો આપણી માથે ગમગીનીનો હેવો વલગેયો હોય તેવા ડોસી ભારબગદાર. શીત્તેર સુધીમાં તો ખોદાએ તમો ઉપર મોકલેલો સંતાપ યાર." એક બૈરી દશ દીકરા દીકરી જણી વ્યાઇ ચુકી એટલે જાણે પોતા પરની સંસારી ફરજમાથી પરવારી ગઇ. તેણી પછી "અમ્મ" એટલે "મોટાં માઓ" અથવા "બડી બીબી" કે "સરદાર માહુમા" મા લેખાતી. બદફેલીમાં પકડાયલી પોતાની ગોહરદારને મારી નાખવાનો ખાવદનો હક હજી સુધી કાબુલમાં છે. સર ચાર્લ્સ નેપ્યરે સીંધ ફતેહ કીધુ ત્યાં પણ તે હનો પણ એ મકરમ લશ્કરી અમલદારે, દરેક દગનામી ધણી જે પોતાની અનીની ભરેલી બૈરીનું ડોકું છગાવવાનો વગરપરવા પોતાનો ચાલતો આવેલો હક ભોગવવાનો ફાકો રાખી તે પ્રમાણે અમલ કરતો, તેવા એક એકને પકડીને

ચામડી છોલાઇને લોહી નીકલ્યું. અર્દસરે અચરતીથી પુછયું કે "તને તારા બાપે શી રીતે ઉછેરી તે તો કહે." નેઝીરેહ કેહને: "તે તો મને સાટીન ને મખમલનાં સુમારાં બીછાણાંએ પોઢાડતો. ઉચાં પતલાં રેશમી ચીર પેહરાવતો. જમવાને ધુર ઢોકીને તેમાંથી કાહડેલી ગદર, તાજી નરી મલાઇની ઉપરની કુમરી ટોપ, અને કુમારી મધમાખીઓએ ફુલોમાંથી સુંગી આણેલું સુગંધીદાર મધ ખાવાને આપતો, અને બીજી બધી વાતના જેવા જોઇયે તેવા લાડ લડાવતો." અર્દશીર કહે જે: "જ્યારે આવા હેતવંતા બાપની તું ન થઇ, તે મારી તો શું જ થવાની હતી." એમ કહી હુકમ કરી તેણીનો ચોટલો ઘોડાની પુછડીએ આમલાનો ગાંઠ દઇ બંધાવ્યો, અને પછી ચાબુક ચપાટા મારી ઘોડાને તરાડામાર દોડાવ્યો. એટલે પેલી નાજુકડી ઝીખાઇ પીખાઇને ટુકડે ટુકડા થઇ ગઇ.

એચો કદરૂપો

કલીફ હારૂનના ફાંટા પ્રમાણે અજાયબ રાજદ્વારી ફેરફારો ચમતકારીક ઉતાવલમા થઇ જતા. ઘડીની વચમાં વઝીરો ફજલ કે જ્યાફરને ખોરાશાન, રે, અને સીસ્તાન જેવા પુરાતન તથા તવંગર પ્રાંતોની કુલ મુખ્ત્યાર હાકમી મલતી. તો ઘડીમાં કલમનો ઘસરકોરો કરનાર મુતસદીપણું નસીબે ચોંહટતુ. એક વખત કલીફ હારૂન પોતાના બાપના પીત્રાઇ મુસા બીન ઇસા પર ખીજ્યો. મુસા મીસર દેશનો હાકમ હતો. ત્યાંથી બલવો ખલભલવાના સમાચાર મલ્યા. એટલે કલીફને મન્ને એમજ શકા પેઠી કે મુએ સગો થઇ નજ ઉંધુ મારવા પ્રપચ રચી આ મથળી ઉશ્કેરણી ચોગરદમ ફેલાવી નાખી છે. ગુસ્સે થઇ કલીફે કસમ ઉઠાવ્યા કે મુસાની જગા કદરૂપામાં કદરૂપાં એ ચી આખના કોઇ ડરામણાંને આપું તો હું કલીફ ખરો. એમ ધારી વઝીર જાફર પાસે ઉમર મેહરાનને બોલવ્યો. એ શક્ષને અસુ હદ્દસ એટલે હબ્બીબાઇ અગર સીધીબાઇ કરી ઓળખવામાં આવતો. તે આંખે એચો હતો. કુબરા માફક ઉચી નીચી બદનની વલણે ફાદો વસ્ત્રો ચાલે. મેલો ઘેલો દલદર અરખો ફરતો. પોતે ઘોડાપર જતો હોય, તો ઘોડાના ખાઝદારનેબી પોતા પછવાડેજ ઘોડે સાથે બેસાડી લેતો કે રખે ખાઝદાર માટે બીજો ઘોડો રાખવાનો ખરચ કરવાની ગરજ પડે. તેનો દેખાવ જોતાંજ લોક દશ ડગલા પાછાં હઠતાં. આવા કુદરતના નમુનેદાર સોજા બીચેરને બોલાવી કલીફે પુછયું કે મીસરનાં મુલકમાં હાકમીપર જશે? તેણે ખબરતાં ફરતાં જવાબ દીધો. "જાઇશ, પણ હં, બધું સમું સીધું થનાં વેન પાછો આવવાનો." કલીફે એ સરત કબુલી, અને પેલો બગદાદથી ઉઠાંગરી કરી લાગલોજ મીસર ચાલ્યો. તે ફેરોનાં પાયખ્તમાં પુગતાં વેત હાકમ મુસાને મેહલે ગયો, ને દરબારમાં બધાની પાછળ છેક નાકે ઉભો બેઠો. દરબાર બરખાસ્ત થતાં બધાઓ દડદડ

ઉઠી ગયા, ત્યારે મુસાની નજર તેપર પડતાં પુછ્યું કે કેમ શું કેહવું છે? પેલાએ ખલીફનો રૂકો મુસાના હાથમાં મુક્યો. મુસાએ પુછ્યું: શું અસુ હફ્સ આવ્યો કે? પેલો બોલ્યો. હુજુર અસુ હફ્સ. ખમચીને મુસાએ હાકમપદ છોડી અસુ હફ્સને સપુર્દ કીધું. હફ્સીભાઈ હાકમીપર આવ્યા કે પેહેલોજ હુકમ પોતાના મુનસીને એ આપ્યો કે "ભેટ સોગાત ખીસામાં જાય તેનીજ લેવી, બાકી બીજી ત્રીજી ચોથની બક્ષેશ લેવાના અખાડા કરવા." મુનશીએ તો રોકડ શીવાય ઘોડા, ગુલામ, ગુલામડી અને બીજી જણસો રદ કરવા માંડી. જે જે રોકડ રકમ આવે તેપર આપનારનાં નામની ટીકીટ લગાડી હફ્સીએ ઉંચી કરી રાખી. હવે મીસરીઓ કર ભરવામાં ઘણા પછાત. એટલે હફ્સીએ તો તેઓપર ન્યાયની અદાલતમાં ધડાધડ ફર્યાદ ઠોકવા માંડી. એમ કરીને મેહસુલના બે હફતા તો વસુલ કરી દીધા. પણ છેલી વસુલાતનું ટાકણું આવી પોહચ્યું, એટલે રૈયતના આગેવાનોએ બાહનાં કાહડ્યાં કે પૈસાની તાણ છે, તે ક્યાંથી ભરણું ભરે. તે વખતે હફ્સીએ હુકમ કરી પેલી બક્ષેસોવાળા નામ નીસાણ સાથના બધા પડીકાઓ દરબારમાં મંગાવી લાંચ આપનાર ધણીઓના નામ પર તે પૈસા જમા કરી દીધા. એને લીધે આખા મીસરની તવારીખમાં તેઓ પાસેથી આય પેહલીજવાર આખાં મેહસુલની વસુલાત થઇ. બાકીનાઓએ જોયું કે આવા સુધા ને ગમ્મત આલનાર હફ્સા આગળ આપણું ટટુ ચાલવાનું નથી, એમ ધારી મુગા મુગા પોતાનું દેણું ચુકવી આપ્યું. પછી હફ્સો પોતાનો ઓધ્ધો એકદમ ત્યાગ કરી ચાલ્યો ગયો બગદાદ.

### રૂમની લડાઈ: નૌકાધીપતીનાં કાહડ્યાં

રૂમની સાથની જંગમાં ખલીફના લશકરને એડમીરલ હીયોરીવસના દર્યાઇ કાફલાથી ઘણી હાડમારી વેઠવી પડી. ખલીફે તે ધ્યાનમાં રાખી, ને એડમીરલ કેદ પકડાયો કે ગુસ્સાથી તેના નેણ ચહડીને લલાટ પર ખુનખાર આવી ગયા. તેનાં ભવાં તણાવટથી ખેચાઇને જોડાઇ ગયા, અને તેના કપાળ વચેની ઉભી હાશીમી ખાનદાનની નેમ દોરડાની માફક વળ ખાઇ નીકળી આવીને અંદરના ધગના ભઠીથી ઉંચાવે ઉભરાવા લાગી. હુકમ કર્યો કે કુહાડાએ કરી એડમીરલના અંગના ટુકડા છુટા કાહડ્યા ઉરાડે. એમ જીવતે જીવત તેના હાથ પગ વગેરે કટકે કટકે કપાવી વહડાવી તેને પાર કીધો. પછી રોનશાહ બાનુ આયરીનને અગ્તક પાદશાહી સોંપી, તથા મોહગી ખંડણી વસુલાવી.

### યુનાનના કુત્તા જોગ

આયરીન પછી નાયસીફોર્સ બાદશાહીએ આવ્યો. તેની ગીરદેગ ઘેર્યો, એટલે ખલીફ પર નામું લખ્યું. "યુનાનીઓના રાજા નાયસીફોરસ તરફથી

અરબના રાજા હારૂનને. આફરીન બાનું જે મારા આગળ થઇ ગઇ, તે તને હાથી ને પોતાને પ્યાદું સમજતી હતી. તેથી તને તે ખંડણી આપતી. જો કે હકીકતમાં જોતાં તો તારે તેણીને તેથી દુપટ ખંડણી આપવી જોયે. તેથી આ વાંચતાંને વાર તેણીની પાસે જે બધું લીધું હોય તે પાછું મોકલાવી દેજે, અને જે દંડ તારા ઉપર અમારી સરકાર તરફથી નાખવામાં આવે તે ઝટ ભરી દઇને પોતા પરની બંધી છોડવજે. નહીં તો મારી ને તારી વચે શમશેર પડી જાણજે." આ વાંચી ખલીફ ઘણાજ ગુસ્સાથી વળ ખાવા લાગો. તેની અબરૂ ઉપર ચીન આવી. દરબારીઓ ઠરઠરવા પડયા. હાથીની લડાઇમાં ઝાડનો ખોહ. તેમાં એવા કાળા કેહરભરેલા અરસામાં કોઇ થરતોજ શીકાર પંજામા સપડાઇ ગયો તો તેના ભોગ મળ્યા, કેમકે ચટ ઠોકું ઉડનાં વાર નહીં. પેહલાં તો કંઇ નવુ જુનુ થઇ જાયજ. પછી પછવાડેથી પસ્તાવામાં પડે કે નહીંએ પડે. દવાત કલમ મગાવી પેલાજ કાગળની પછવાડે હારૂને લખ્યુ. "બનામે ખુદા, બક્ષાયે દેહ, મેહેરબાન. ઇમાનદારોના હાકેમ હારૂન તરફથી નાઇસેફોર્સ ને યુનાનીઓના કુત્તા જોગ. અય દરજાની જણેલીના હેવાન દીકરા, મે તારો કાગજ વાચ્યો. તુ તેનો જવાબ જાણશે નહીં. પણ તારી નજરે જોશે." તેજ દાહડે લશકર સાથે કુચ દર કુચ કરતો ખલીફો ચહડાઇ પર ચાલ્યો, ને હીરેકલ્યામા પેહલો પડાવ નાખ્યો. જ્યાં જાય ત્યાં કાપ, ભાજ, ટોડ, લુટ, બાળ, ઝાળ, ખેડાન મેદાન ને ખરાબે ખાસ્તે કરી શમશેરે ને ઘે ડાની તાબે બધો યુનાની મુલક જેરોજબર કીધો. એટલે યુનાની રૈયતે શરણે આવી પનાહ પકડી, અને અમન તથા જીવનદાન માંગ્યુ. ખલીફ એવી શરતથી આગ્રહ કબુલી કે વરસે એકજ ખંડણી આપે છે, તેની જગે છ છ મહીને મળી બે ખડણી એટલે ડબલ આપવી. ખલીફ ગયો કે પેલા યુનાનીએ પાછો પોતાનો વચન ભાગી જંગ જગી કીધું. રૂતુની ચાહે એવી સખ્તી ખમતો ખલીફ પાછો યુનાન પર ચહડયો. નાઇસીફોરસને હરાવી તેનુ ચાલીસ હજાર લશ્કર માર્યું. એમ નાઇસીફોરસને કેટલીક વખત માર માર કરી ખોખરો દોહરો કરી નાખ્યો.

**મોજમજાની મોકાણ**

ખલીફ પોતાના મેહેલમા મોજમજાને એશ અશરતમાં મશગુલ રહેતો. બાજે વખત ખાણા પીણાંની લેહરમા તે એટલો તો રંગીલો બનતો કે જનાનામાંથી પોતા ભેળા પોતાના ગોલનીઓને લઇ જતો. એનો ઘણો અનલાગ વગર ફજલ હતો. જે વળી એનો દુરભાષ પણ થાય. ફજલને ગે ઉજાગરો, ને ગનઆવારગીની આશાંઝીમગ, ને વળી તેમાંથી બારવણે અજીરણુ થાય તે પગદ પડતુ નહીં તેમજ જનાનામાંની ખુબસુરત બાનુઓ જોઇને અને તેમના શીતઆકુ કે નખરાં ને લેહકા જોઇ, તથા તેમની જવાનની શીરીન

સક્કર જેવી મીઠી લજ્જત સાંભળી, તેમજ તેમના ગાયનના મનોહર સરોદ સાંભળી, તે તો જેમ આતશ આગળ મીન પધલે તેમ પધલાવા લાગો. એમાંથી કોઇ દીવસ માઠું પરીણામ જરૂર નીપજવાનું, એમ ધારી દુરઅંદેશના એ સાહુચેન બચાએ આસ્તે આસ્તે કલીફની ટેબલ પર જવાનું મુકી દીધું. તેથી તેના ભાઇ જાફરસે કલીફનું મન આસનાવ થયું. જાફરસે દોસ્તી એવી બાઝી કે ઘડી પણ તેના વગર ચાલે નહીં, તેમ કલીફને પોતાની માનીતી બેહન આબાસા વગર પણ રતીબાર ન ચાલે. જાફર દીન પર દીન તવાનો ચાલ્યો, અને આબાસા દીન પર દીન તેને જોઇ ખુશ થતી ચાલી. પણ કલીફના અંદાજા અને ગુસ્સાને લીધે બનતાં તુલીક દુર રહેતાં. તેઓની એ અદાબતથી કલીફની ગમતમાં હરકત થતી: તેથી તેણે એનો ટોડ એવો કીધો કે જાફરની શાદી આબાસાસે કરવી. પણ એવો વચન લીધો કે તેઓએ કલીફની રજા વગર કોઇમી પ્રસંગે ખાવંદ મોહદાર તરીકેનો હક ભોગવવો નહીં.

પોતાના વડા ભાઇ હાદીના ખુની મારા પરથી ઘણીક વાર હારૂનની જીંદગી આબાસાએ બચાવેલી, તેનુ એક તો મનમાં ગુમાન; બીજું તો, પોતે જાને બાદશાહની જણી બાદશાહઝાદી, તેતું. તેણીએ જાફરને સમજાવવા માંડયું, ને જ્યારે તે કલીફના ગુસ્સાની બીકને મારે સટકવા માંડયો, ત્યારે તેના પર છેડાઇ પડી. જાફરની માથે કલીફને ધવાડેલો તેને, એટલે પોતાની સાસુને, તેણીએ ધમકી આપી જાફરને સમજાવવા વચે નાખી.

એના પરીણામમાં એક બેટો જનમ્યો. તેને એ ધણી ધણીઆણીએ ગુપચુપ મકકે મોકલાવી મોટા ઉસ્તાદ ઓલમાઓની તાલીમ અને દેખરેખ હેઠલ ઉધરાવ્યો. બીજો બેટો અવતર્યો, તેને પણ એ પવીત્ર શેહેરમાંજ ગુપચુપ મોકલાવી દીધો.

પણ એનું પરીણામ શુ આવનાનુ હતું, તે તેમને તે વેળા માલમ નહી હતું. ખરચીત! કલીફ હારૂને પાછલથી ઝોબીદીની ઉશકેરણીથી લીધેલા ઉપાયો આ કલમને જ્યારે સાંભરે છેઃ ત્યારે ટરટર ધ્રુજે છે. પણ એ બનાવ વાંચનારને આગળ ચાલતાં તેની લાયક જગ્યે માલમ પડશે. (પાનાંઓ ૨૦૮–૨૧૫).

**અલ સામક અને કલીફ**

કુફાનો રેહવાશી અબુલ આબાસ મમદ સાબી, "અલ સામક" એટલે માછીમારના છોકરાને નામે ઓલખાતો. તેણે એક દીવસ કલીફને કહ્યું કે તારી મોહટાઇમાં તું જે નમનતાઇ બતાવે છે, તે તો તારી મોહટાઇ કરતાંબી આલા છે.

બીજી વખતે અલ સામકે પુછ્યું કે "અય કલીફ, તુંને તતરીને તરસ

લાગી હોય, ને પાણી આગળ નહીં હોય, તો પાણી મેળવવા સારૂ તુ શું આપે વારૂ ?"

કલીફ કહેજે : "અડધું રાજપાટ."

અબ સામક બોલ્યો : "વારૂં તને ખરાબ ગચકરૂં આયુ હોય, કે એવીજ કંઇ હાજત થઇ હોય, ને તે તુને કાહડના અટકાવે, તો તે ત્યાગ કરવાની રજા મેળવવા સારૂ તુ શુ આપે ?"

કલીફ કેહજે " મારૂ આખુ રાજપાટ."

અલ સામક : " ત્યારે તો જલો અને આગ લાગો એ રાજપાટને કે પાણીના ગોટને તોલનુ બી નહી, કે એક ગચકરૂં હુકવા જેટલી કીમતનુ બી નહી. દુન્યાની બધી માયા ઠગણી છે."

તોફાનો તાયફો.

તોફા અબ કુલુબ નામની એક ખુબ ચેહરેનમુન પરીઝાદ બાંદી હતી. રામશગરીના હુન્નરમા અને ગાણી બજામણીમાં ઉસ્તાદ એવી કે, શુકર સેતારો જે આસમાનનો કલાવત અને ગવૈયો ગણાય છે, તેની પેહલા દરજ્જાની ચેલીઓમાની પેહેલી રકમે આવે

કરવુ ખુદાનુ એવુ થયુ કે એક રાતે કલીફ હારૂનની ઉંઘ છેડાઇ તેને જપ વલી નહી. તે તો સો મન રૂની તળાઇવાળા અને હજારો રોનકથી દબદબાદાર કીધેલા લાખણ્યા છત્રપલગ ઉપર તાસ ફીસ કરી આળાબાળા મારવા માડયો તેને અગે ઉછાલા થઇ છાતી સકોચાઇ ઘબરાઇને તેણે જાફરને, જાફરના વડા ભાઇ ફજલને, કાળા હબસાણ્યા શમશેરી જલ્લાદ મશરૂર ગુલામડાને, બ્યાકરણી ઓલમા યુનુસ હબીબને, તથા પોતાના ખાસ ગવૈયા ઇશાક ઇબ્રાહીમ નાદીમ મોસલ્લીને તેડાવી મગાવ્યા પોતાનો વેશ બદલી, અધાર પછેડો બાધી, જાણે કોઇ પરદેશથી તરાહેત સોદાગર આવ્યો હોય, તેવો પોશાક ધારણ કરી, નગર ચરચા જોવા તથા શેહરમા ફરવા છએ જણા

દીનારની કીમતે બીજાઓ પાસે વેચાવા ના પાડ્યું છતાં, તારે હીસાબે મુલે મો દીનારનાં મુલથી ખરીદાઇ આવવા માંગે છે.

તેણીનું નામ તોફા અલ કુલુબ એટલે "દીલની પસંદગી," અથવા "કલેજાંની કોર," અથવા "હૈયાંનો હાર," અને "નાદર હુનનો કટકો." તંબુરાની વગાડનાર એના જેવી પુનમનાં ચાંદ મીસાલની તંબુરાણી કોઇ પણ ન હશે. ઇશાકે જઇ જોયું, તો તેની ખુબસુરતીથી તે અંજાઇ ગયો, અને અચરતીમાં ગરકાવ થયો.

તોફા તંબુરણીએ તો ગાયનના આ ઉસ્તાદને અદબથી સર નમાવી ઇજત આપી તેના હાથ લઇ આંખોમાં દાબ્યા. તોફાની હતી પતલી કમર, નાજુક નારી, રાજહંસ જેવું લાંબું ગલું. ગાયણની બાહરમાં રણુકારા ચાલે, ત્યારે ગલાંની કસરત એવી તો અબલખ બાહરમાં છુટે કે નાગણની માફક ડોલતી મોહીણી દેવી.

ઇશાકે તો પારમરદને હુકમ કીધો કે સરોદ વીદ્યા શીખવવાનાં શાહી તાલીમખાનામાં એ ગુલામડીને મોકલાવી દેય.

[આં ખુલાસો કરવો જરૂરનો છે કે બાગદાદમાં બાંદીઓ વીશે એવી રસમ હતી કે તેમની મંજુરી વગર કોઇબી ધણી જુલમથી તેમનો ખરીદદાર નહીં થઇ શકતો.]

ઇશાકે આવી કલીફને બધા બનાવનો રપટ કીધો, અને એ બધાઓ તો ચાલ્યા વલી કઇ નવું કૌતુક શોધવા, અને નવા ચેન ચાલા શોધવા કે ગામગપાટા મેલવવા.

એક મોહટા અવસરને દાહડે કલીફા આગલ ગાયણની મીજલસ થઇ, તે દરમ્યાન તોફાએ પોતાનો તાયફો એવો તો મચાવ્યો ને જીતાવ્યો, કે બધાને મોહડે વાહવાહ ને શાબાશ બોલાઇ રહ્યુ. ગોયા એણીનું ગાયણ સાંભલવાની ઉલટમાં પાણીનો પ્રવાહ પોતાનું વહેવું ભુલી ગયો; આસમાનના સેતારાઓ પોતાની ચાલ ભુલ્યા; અને દુન્યા તો પોતા પર રોજની વીટતી કંબખ્તી વઠીક ભુલી જઇને પોતાના શોભાગ્ય ઉપર સદકે થવા લાગી.

તોફાનું હોશાન ને રૂપ, ને તેની કલાંચાતુર્ય ને તેનુ નચયાપણું, તંબુરાપરનો તેનો કાબુ, ને તેના બોલીર જેવા ગલામાંથી નીકલતો બેહસ્તના અમરતનો ઝરો ટપકતો હોય તેવું મીઠાસભરેલુ ગાયન સાંભલી. કલીફ તો છક થઇ ગયો, અને તેણીને પોતાના ખાશ જનાનામાં દાખલ કરી દેવાનો હુકમ આપ્યો. કલીફ તેના ઉપર મોહીત થઇ ગયો, અને હરરોજ મોટી મોટી કીમતી બેટસોગાત કરવા લાગ્યો.

આવું એ નમુન મોતી લાવી આપવા વીશે ખલીફે ઇશાકને પણ નવાજી નેહાલ કીધો.

જ્યારેથી ખલીફના જીવને બેચેની થાય કે તોફા પાસે જાય. ખલીફ તો આ બાંદી તોફાપર પોતાના હેતનો વધાવો દનપર દન વધુ ને વધુ કરતોજ ચાલ્યો.

એક દીવસ તોફા અયવાનમાં એકલી બેઠેલી છે, તેટલાં એક બુઢો પારમરદ, લાંબી દહાડીવાલો, ટીણી ચલકતી આંખનો, લખુન ટાકમુકયો, પણ સુધ્ધ સફેદ પોશાક પેહેરેલો એ ચીનો ઓરડાની દીવાલ ફાડી પ્રગટ થયો.

તબુરણી પોતાનાં વાજંત્રપર તાન સુર ને અલાપ લઇને ખુલખુલ્લા સરોદે રાગ રાગણીઓનો બાગ ગુઠવામા મશગુલ ને ચકચુર થયલી. તેની કવાયદ જોઇને બુઢાજીનુ કાતરયુ નો ગીઉ, ને પોતાનાં ડીલપરનો સાહયો ને દોશાલો ઉરાડી નાખીને તે તો મહસ્તીમાં આવી નાચવા લાગ્યો તેને તોફાએ નરમ સાદે પુછયુ કે તમે કોણ બા!

બુઢો બોલ્યો હું અબુ તવાયફ, હારેમન ઇબલીસ પોતે.

પછી તે નો પસરાવટ પટાવત કરવા લાગ્યો કે "મારે ઘર શાદી છે, ત્યાં જો તુ જેવી ઘડી ચપકો ન આવે તો આ મારી બુજરગી ગઇ જાનમમાં, ને મારી દાહડી પર પડી લ્યાનત."

ભોળી તોફાએ પોતાના ભલા ખવાસથી તેનુ નેહુ કબુલ કીધું એટલે તે હાથ પકડી પાસે આવેલા આસાનખાનાંમા લઇ ગયો, અને ભોય પર પગ અફાલ્યો

ભોય ફાટી એક બારણુ અને ગોફાનો રસ્તો નજર આવ્યો. તે રસ્તાને નાકે આવનાં બે ઉડપખા અબનખ ઘોડા સાજ નાખેલા તૈયાર ઉભેલા તેના ઉપર સવારી કીધી ઘોડાઓ આસમાન ઉડણે ઉડયા ને થોડી પલકીની બીચમા જનાતને પરસ્તાનના મુલકને બીચ લઇ જઇ બનોને ઉતાર્યા

ત્યાં મોગી દરબાર ભરેલી શાદીની ધામધુમો થયલી. હીરા ઝવેર મોતી તો કાકરાને ઠેકાણે ઠોકરાતા

તોફાનુ ગાણુ નાચણુ સાંભળીને જીનના પાદશાહની રાણી જીનાણીઓ તથા પરીઓની રાણીઓ ઘણી ખુશમા આવી, ને તોફાએ તો ના બાપ જનમમા જોયલી કે ના સાંભલેલી તેવી તોફાને નાદર બક્ષેશો એનાયત કરવા લાગ્યા. હવે ત્યા હતો એક બલાનાં વાઘ જેવો ત્રાસદાયક જીન નામે મલ્મુન્યો તલ્વાર્યો. તે ઘુરકી ઘુરકીને તોફાને જોતો. ગુસ્સાથી લાલ થતો જતો, અને તાણી તરાડીને તોફામાજ પોતાનાં નેણા ફેરવતો અ ચીનો તેણે તોફાને બે સના

લેંહકો તોફાને શીખવ્યો કે તે સાંભળતાંજ ગમે એવો હોશ્યાર માનસ બેહોશ બની જાય. હવે આણી મેર તોફાના જવા બાદ કલીફ પર શું વીત્યું તે જોઇએ. તેણે પોતાની માનીતીનો ઓરડો ખાલી દીઠો, કે નીશાશ મારી બોંચે પછડાઇ પડયો. બધેબધ શોધખોલ ચલાવી, પણ તોફાનો પતો લાગો નહીં. કલીફ તો ના મુરાદ થઇ ખાવું પીવું તજી બેઠો. જાફર કેહ જે: "જ્યાં છે ત્યાં આપ નામદાર એ બધું તોફાન પરસ્તાન ને જન્નાતના લુચ્ચાઓનું છે; તેઓ તોફા બીબીને ગુપચુપ ઉપાડી ગયા." તોફા જ્યારે પાછી બગદાદમાં વલી, ત્યારે ઇબલીસે શીખવેલો તંબુરા પરનો લેંહકો જે લીધો, તે કલીફની ઉંધ તેણે ફોડી. કલીફ મધરાતને વખત બીછાણેથી ઉઠીનેજ કે તોફા પાસે ગયો. જોય છે તો હીરા, લાલ ને મોતીના ઢગલા. તોફાએ હકીકત બધી બ્યાન કરીને કહી કે ઇબલીસ આપુ તવાયફને વેશે આવી તેણીને તોફું દઇને કેમ લઇ ગયો, અને તેણીની ઉપર શી શી વીટંબણા પેલા ઉંધાડાં નેણના ને ફાટી નજરના બેમુન્યા તલવાર્યાથી ગુજરી. કલીફે કહ્યું કે: બીબી એવી આપદામાં મને પુછવા વગર હવેથી જાઇશ મા. તોફા બોલી: માહારાજ આપણી આગ્ના શીવાય ના જઇશજી.

મોસલના વેપારી.

ખ્યાલ લલકારક ઉમ્નાદોએ ગાયું છે કે:—

આયા સોદાગીર હસ્તીનાપુરકા રે,
અક્કલ બેચનકુ, આયા સોદાગીર હસ્તીનાપુરકા રે,
કોઇ ખરીદદાર હો જાના રે—આયા૦

એ મુજબ કલીફો જ્યારે પણ ઉંધ ઉડી જતી, ત્યારે લાગલો જાફર વજીર અને મશરૂર કાલા જલ્લાદ સાથે મોસલના વેપારીનો વેશ ધારણ કરી બગદાદમાં રાત્રે નગરચરચા જોવા ફરતો. ઉપરના મીસરામાં લખ્યું છે તેમ અક્કલ વેચવા નહીં. પણ પોતાની પ્રજા સુખમાં છે કે દુખમાં તેનો અંગત અનુભવ લેવા. ખ્યાલમાં લખ્યા પ્રમાણે એ હસ્તીનાપુર એટલે દીલ્હી શેહરનો સોદાગર ન હતો. પણ મોસલ શેહર, જેને બગદાદ સાથે તે સૈકામાં ઝાઝો વ્યાપાર વ્યહવારનો સંબંધ હતો, તેનો સોદાગર. તેનો ખરીદદાર કોઇ ન હતું. બલ્કે બીજાંઓ ઉપર ગુજરતી મુશીબત ટાલી તેમને સુખ પમાડવામાં તે તનપર રેહતો હતો. યજદજર્દના લશકરને હરાવ્યા પછી ઇરાનના જરથોસ્તી પાદશાહોના મોટા મેહલ રોશં ભોંયરાંઓમાં ભરેલો સે.ના રૂપાંને ઝવેરાતનો અઢળ્ણુ ગંજ, કે જેની કીમતની રકમ નોંધવાની તાએશ વઝીર કોઇ મીરમુનશીઓના સરદારને ન હતી, તેનો વારસો કલીફને મળેલો હોવાથી, દુખ ટાલવાના કામમાં કલીફને તે અની ઉપયોગી થઇ પડતો.

ત્રણ બગદાદની બાનુંઓ.

એ મીસાલ એક રાત્રે મોસલ્લી વેપારીનો વેશ ધારણ કરેલું એ ત્રણ જણનું ત્રીકડું બાગદાદમાં ફરે છે. ફરતાં ફરતાં તેઓ એક બુલંદ મેહલને દરવાજે જઇ ચડયા. અંદરથી રંગ રાગનો, ગાન તાનનો, હસ્વા મશકરીનો ખાણીપીણીનો સાદ આવે છે. કલીફને તેનો ભેદ જાણવાની ખાહેશ થઇ. તેણે જાફરને ફરમાવ્યું કે: ઠોક દરવાજો. જાફર કેહજે: "મેહરબાને મન, ઇમાનદારોના ખલીફા, એ વાતથી બાઝ આવ. આ લોક ખાઇ પીઇને મસ્ત થઇ અડધાં ઘેલા જેવાં થયાં છે. તેથી તેમને છેડવામાં સાર નથી. આપણાં જવાથી એક તો તેમના રંગમાં ભંગ પડશે, ને બીજું તો તેમને મન ઉપજેલા ચડચડાતનું પરીણામ શું નું શું નીપજવામાં આવશે." કલીફ મમતી થયો ને જકકે પડયો. એટલે લાચારીને મારે તેનો સખુન રાખવાનું કામ જાફરને લાજમ થયું. દરવાજો ખડકાયાથી અંદરવાલી એક બાઇ આવીને તેમનું શું કામ છે તે પુછયું. જાફરે કહ્યું કે "અમે મુસલ્લા વેપારી છીયે. થોડા દીવસના બાગદાદમાં વણજ કારણે આવેલા. આજે રાત્રે એક દોસ્તે મીજબાની આપી. ત્યાંથી ખાઇ પીઇને પાછાં ફરતાં રસ્તો ભુલ્યા છીયે, ને અમારાં મુસાફરખાનાંની રાહ પાતી નથી. તેથી આજની રાત તમારાં મુબારક મકાનમાં વાસો કરવા આપો તો મોટી મેરબાની." પેલી દરબાનણ બોલી: "ઠેરો, અંદરથી મારી વડી સાહેબણનો હુકમ પુછું." થોડે વારે પાછી આવી દરબાનણે પેલા ત્રણને મેહલમાં દાખલ કીધા. તેનો ઠાઠમાઠ ને દમદમાટ, તેના અંદરનું કીમતી જવેરકામ ને અસબાબ, તેમાં બેઠેલી ચીરેલી ચાન જેવી રૂપેરી બદનની નાજુક નારીઓ વગેરે જોઇ કલીફ, જાફર ને મશરૂર અચરત થયા: "યા અલ્લા, યા નબી, બીસમીલ્લા, અલ અલ્હમદુલ અલ્લા" કરી ખુદાની તારીફમાં સુકરાનાનો સેજદો અદા કરવા લાગ્યા. ત્યાં તેમની નજરે એક હેલપાંટીવાળો અને ત્રણ કાણા કલંદર માલમ પડયા, તેથી તો તેમની અચરતીનો પાર નહીં રહયો. તેટલામાં એક કૌતુક બન્યું. બે કુત્રીઓને બાંધી અણાવી પેલી ત્રણ બીબીઓમાંની વડી સાહેબણે તેમને કડકડાવેલા જોરના ચાબુકે ચાબુકે ઝુરી કાહડી; એ મુંગાં વગર વાચાના જાનવરોના દયામણા પુકારોની જરા પણ પરવા ન કરી. જ્યારે માર માર કરતાં હાંફીને લુસ થઇ ગઇ, ત્યારે જમીન પર અફલાઇ ફસડાઇ પડી; કુત્રીઓને પેટમાં ચાંપી પોકેપોક રડવા લાગી, ને તેમને પસવારવા લાગી. કલીફે જાફરને કહ્યું કે "આ ભેદ શું છે તે પુછ." જાફર કેહજે: "બાદશાહ માફ કર, દરવાજા પર સોનાના હરફે લખેલું તેં શું વાંચ્યું નથી કે જે શક્ષ પોતાને નહીં લાગતીવલગતી વાતમાં માથું મારશે, તે પોતાને અણગમતી વાત સાંભળશે." કલીફ બજ્જીદ થયો. ત્યારે આખરે કાંણા કલંદરો અને પેલા હેલકરી

સાથે મસલત મારી એમ ઠરાવ્યું કે હેલકરીએ એનો ભેદ પુછવો.' હેલકરીએ ઘણી આબરૂ દરકારથી દરબારી જુબાનમાં એ વીશે પુછપરછ ચલાવી; પોતાની તથા બીજા મીજલસીઓની ઇન્તેજારી તમામ કરવાની અરજ પેલી સાહેબાને કરી. તે ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ. બોલી કે "મારી મેહમાનદારીનો બદલો તમે એવો આપોછ કે રે?" એમ કહી હવેલી પર હવેલીની તાલી જોરથી મારી તાબડા પાડી તરાડી કે "વેકો જલદી." તેવાજ ખુનામાંનું એક નાહનું બારણું ઉઘાડી જમના દુત જેવા કેહર ભરેલા તસતસીન સાત કાલા જલ્લાદો હાથમાં નાગી શમશેર લઇને આવ્યા. ત્રણ કાંણા કલંદર, ખલીફા અને તેના બે મોબની, તથા પેલા હેલકરડાને ગરદનમાંથી પકડી ભોંય પર પટકયા, ને તેમનાં ડોકાં ઉગાડવાને બીજા હુકમની પોતાની શેઠાણી તરફથી વાત જોતા ઉભા. ભોંયે પડયો પડયો ખલીફ જાફરને કહે છે કે "આપણી નામ નીશાણુ કહી દે ને, ન તો મફતમાં માર્યા જશું." જાફર કેહજે "મારૂં કહ્યું નહીં માન્યું તે એમજ તો; હવે તો ચુપચુપ પડયા રહો, ને જે તમાશો થાય તે જોયા કરો." પેલી બીબી સાહેબાએ કકડાવેલા ડોળાથી ત્રણે કાંણા કલનદરોને પુછયું કે કેમરે તમે જનમથીજ કાંણા છો શું? તે લોક બોલ્યા: "ના સાહેબ, અમે છીયે ફલાણુ ચીણુ દેશના અમુક તમુક રાજા. પણ ગીરદેશીની ગરદીપેચીમા વાખાનો હાદેશો પેંચનાં હાડમારીમાં આ હાલતને પુગ્યા છીયે. અમારૂ કમ્બખ્ત નસીબ બદબખ્ત થયું, અને અમારો સીતારો ઉંધો વળ્યો. ત્યારે અમને કલનદરી અખ્ત્યાર કરવી જરૂર થઇ." પછી દરેક કલનદરે પોતા પરની ગીરફતારી વર્ણવી કે દુશમનોના જોરથી કેમ તેઓએ રાજ ખોહયુ, બાલબચાંને કુટુંબ કબીલાથી ટેવા છુટા પડયા, અને બીજી શી શી ભારી આફતોના વમલમાં અટવાઇને, આખરે અફલાતા ઝીકાના તેઓ કેમ બાગદાદમાં પોહચ્યા, અને ખલીફ હારૂન પર તેઓએ શી શી રીતે ઉમેદ બાંધી કે તેમની ઉપરની આપદા સાંભળીને તે તેઓની દાદને પોંહચશે. એ

સારો દીવસ આવકાર દઇ તમારી હવેલીમાં મેહમાન દાખલ રાખ્યો. મારી ઘણીઘણી મદારત કીધી. મને ખવાડયું પીવાડયું. નહવાડયો ધોવાડયો. રમત ગમત, ગાણી, બજામણી, નાચણ કુદણ, ઠઠા મશકેરી કરવા દીધાં. તે સઘલું મને સંભારી આવે છે, ત્યારે તેના સ્મરણથી મારી છાતી ચીરાઇ હૈયું ફાટે છે, અને દીલ દેડકાની માફક ધડક ધડક કુદકણીના ઉછાલા મારે છે. તેથી રે મારી નામદાર બીબી સાહેબાં ! એ લુછાઓનાં પાપને લીધે મજ ગરીબને રખે મારતાં." આવી આજીજીથી સાહેબાને મન રેહમદીલી આવી, અને તેને પણ અમન બખસ્યું. પછી ગરીથી કલીફ ને તેના વેશધારી સાથીઓને પુછયું કે : કેમરે, તમારી હકીકત કેવી છે તે કહો. ત્યારે જાફરે દાનાઇના સખુનો નરમીની જુબાન પર લાવીને મોતીના વધાવા મીસાલની સુનદા જબાનદરાજીથી સમજાવ્યું કે " અય નુરે જહાન નામદાર બીબી ! આફતાબ અને માહતાબની મીસાલ તારૂં રૂપ અને તેજ અને એકબાલ હમેશ કાયમ તેમજ રોશન રેહજો અને કબી ઘટતુ ના. તું અસલથીજ વાકેફ છે કે આ તારા બંદાઓ તો મોસલના વેપારી છઇએ. ખાધા પીધાની બાહરમાં અમે ધોરી રસ્તે આવતા હતા, ત્યારે અમે ચોકીના રૈન ફરનારા પુલીસ સીપૈયાને જોયા, અને હેબકયા કે અમને પકડી જઇ સારી રાત ચોકીમાં ચાંચડા મરાવી, સવારે કોટવાલી પર ખડા કરી સજા કરાવશે. તેવા ધાસ્તીના નાહઠેલા આવતાં આવતા તારા મેહલની દીવાલની પનાહ પકડી, અને તું શોભાગ્યવંત સાહેબણના હુકમથી અંદરને દીવાનખાને આવી તારી મેહમાની ચાખી." સાહેબાએ કહયું : જાઓ રે તમે બધા, મેં તમને જીવતદાન આપ્યું. બધા બાહર નીકલ્યા. પછી કલીફે જાફરને ફરમાવ્યું કે : " આ બચારા કલનદરો બાગદાદમાં અણજાણ્યા છે, તેથી એમને તારે મકાને લઇ જઇ મદારત કર, અને રાત વામો કરાવ. સવારે દરબારમા એ લોકને અને પેલી બીબીઓનેબી તથા સાથે લાગી કુત્રીઓનેબી તેડી આણજે. પછી અમારી નેક નજરમાં જેવો ઘટતો અંદેશો પુગશે તેવો હુકમ અમે તેણાણુંઓ કીજે ફરમાવીશું." સવારે જાફર વજીર સઘલાંઓને દરબારમાં તેડી લાવ્યો. પેલી સાહેબણ તથા તેણીની સાથની બીબીઓ તરફ ફરી કલીફના પ્રતીનીધી દાખલ કેહવા લાગ્યો કે : " તમે અમારા સાથે ગઇ રાતે જે ગેર સલુકાઇ વાપરી, તે માટે અમે તમને માફ કરયે છીયે. કેમકે તમને ખબર ન હતી કે અમે કોણ છીયે; અને બીજું તો તમે મેરબાનીની રાહે તેની આગમજ તમારી મેહમાનદારી અમને ચખાવી. હવે અમે તમને ખુલ્લે ખુલ્લું કહીયે છીયે કે તમે હમણાં આબાસના દીકરાઓમાંના પાંચમાં કલીફ હારૂન અલ રશીદ, તે કલીફ મુસા અલ હાદીના ભાઇ, અલ મનસુરના બેટા, તે મહમદના દીકરા, તે અલ સફા બીન મહમદ જે પેહલો આબાસ બાદશાહી ગાદીનશીન હતો, તેની હજુર સન્મુખમાં

ઉભાં છેઓ. તેથી તેના આગળ રાસ્ત અને કુલ રાસ્ત હકીકત ખોલો " આ હુકમ સાંભળીને સાહેબણે, તેમજ તેણીની પછી તેના સાથની બીજી બીબીઓએ શીરીન સાકરની મીસાલના લબમાંથી ચમેલીના ફુલની મીસાલના સુગંધીદાર નાજુક પમરતા સખુનો બોલવા શરૂ કીવા, અને પોતાના ગમખાર કીસ્સામાં મધનો મીઠાસ ફેલાવી તેમના ઉપર પડેલી ગજબનાક હાડમારીથી સારી દરબારના દીલ દંગ કીધાં. તે પરથી માલમ પડ્યું કે એઓમાંથી એક જણી પોતાની બે બેહનોની અદેખાઇનો ભોગ થઇ પડી હતી. પણ સચાઇને અને દીન ઇમાનને ચીવટપણે વળગી રેહતા અડગ દોલતને પુગી હતી. પેલી અદેખી બેહનોને ખુદાના નામની બરકતથી એક જન્નાતની પરીએ કુત્રીઓને વેશે બદલી નાખી સાહેબણને હુકમ કીધો હતો કે રોજ રોજ તેઓને મરનેતોલ થાય, ત્યાં લગી ચાબુકના ફટકા મારે. બીજી બીબીએ કહ્યું કે કલીફના દીકરા અલ અમીનસે તની શાદી થઇ હતી, પણ તેણે અદેખાઇના આતશથી સળગી જઇને બીન તક્ષીરે બીબીને બેવફા ઠરાવી ઘણી ઘાતકી સજા કીધી અને મેહલમાંથી ફેકાવી દીધી. ત્રીજી બીબીએ પણ પોતા પરની વીપત્તી વર્ણવી સેવટે કલીફે જન્નાતની પેલી પરીને બોલાવી કહ્યું કે " હવે બસ કર, ઘણું થયું કુત્રીઓને અસલ રૂપ પાછું આપ " પરીએ "જો હુકમ" કહી મંત્ર બરબડી, કે કુત્રીઓ આદમ રૂપમાં ફેરવાઇ ગઇ કલીફે ત્રણે કાણા કલંદરોને એકેક બાયડી એમાંથી પરણાવી. શાહજાદા અમીનને હુકમ કર્યો કે " તારી અદેખાઇ ને વણાગી જવા દે આ તારી બીબી નીરદોશ છે, તેથી એની સાથે પાછી શાદી કરી એનો અંગીકાર કર " સઘળામાં જે ખુબસુરત બીબી તે પેલી સાહેબાણુ તેને કલીફે પોતાના ખાસ જનાના સારૂ અલાહેદી રાખી પછી કાઝી ઉલ કુઝાતને બોલાવી પોતાની ને બધાંની શાદી તાબડતોબ કરાવી દીધી કલંદરોને, તેમની નવી વહુઓને, પોતાના બેટાની બાયડીને, તેમજ પોતે વરેલી બીબી સાહેબણને ઘણો ઘણો ગંજ ખજાનો આપી નેહાલ કીધાં ; તેમના હમેશ ખરચ ખુટણ સારૂ ખરચી જોઇયે તેના કરડા અને પકકા બંદોબસ્ત કરી આપ્યા

**મેડીનાં ઇસ્ટ્રુએ કરાવી નાખેલા અંગોઠા**

અરબણ બઇરાઓની મીજાસદારી અને કારેલાણાના જે દાખલા આપણે હમણાં લગણમાં જોયા અને હવે પછી જોઇશું તેમાંઆવ નવો દાખલોબી કઇ કમતર વજન ધરાવતો નહીં જણાશે. કલીફને મેહલની બીબીઓ બાદશાહી દેકાન કે ચૌટામાં ફુલી હોય તો તેમના ચહના દરજ્જાથી તે એબો ધકાઇ જાય છે. પણ તેમનું જોઇને તેમની નોકરાણીઓબી તેવો દમ મારવા જાય, બલકે તેવા દમની જુમની તાબેશમાં કઇ આડું અવતું વેત્રી નાખે તો ને ખરૂગી પાત્ર માત્ર કામ થયું ગણાય બાગદાદની તેજારતમાં પકાયલો એક

નામીચો "શાહબંદર" એટલે સોદાગરોનો સરદાર હતો. તેના મરણ પામ્યા બાદ તેનો એક પુરો લાડકવાયો બેટો તેની સઘળી અસ્કયામત ને મીરાસનો વારસ થયો. લખલુટપણાંમાં અને જુવાનીની દેવાનીમાં કેટલીક દોલત તો તે ખાઇ વળ્યો. પછી ખરચી ખુટી જવાની ધાસ્તીએ ડર ખાઇ બાપની બાકી રહેલી મીલકત ધરાવનારી દુકાન પર બેસી વેચ સાટ કરવાના કારભારમાં ગુંટાયો. લાડકવાયા બેટાઓને ખાવા પીવા કે પેહરવા ઓઢવાની કશી કોતાઇ ન હોવાથી તેમનાં કપાલ એક તરેહના તેજસ્વી ભરેલાં અને ચબ્રાકીનો અછો છાપ દેખાડનારાં હોય છે. તેમાં જ્યારે દુન્યાઇ અનુભવનો વધારો થાય છે ત્યારે એ બંને વાણાંઓ ઘણી ચાલાકી અને સારી ચંચલાઇમાં ઉભરી આવે છે. આ જવાન સોદાગરના બાબમાં તેમજ બન્યું. તેની દુકાને સારી ઘરાકી જમાવ થવા લાગી અને વકરામાં નાણું ખણખણવા લાગ્યું. ચાહવું ખુદાનું તે એક બપોરી મધ્યાનને વખત પુનમની ચાંદ જેવી સુરતની ખુરખેનાર એશફી બાનું એક કાલા હબસી ગુલામની સાથે દુકાને જઇ ચઢી. ગરમીથી ઘભરાયલી જેવીએ મોહઢાં પરથી સેહજ પડદો ઉંચકયો તો તેની રોશનીનો ચમકાટ જોઇને સોદાગરજાદો ઘેલો દેવાનો બન્યો. પેલી એસ્કણનુંબી પાણી તેને જોઇને મુવું. કંઇક વાતચીત કરી તથા કેટલીક મોટી ખરીદી કરીને પેલીએ રસ્તો લીધો. પેલાના માલનું એકનું ડબલ દામ આપ્યું. સોદાગરે ગુલામને બાજુએ તેડી મુઠી ભરીને સોનાની અસરફી આપી કહયું કે આ એશફી બાનુ સાથે મારી શાદીનું જોડું પાર ઉતારી આપશે તો જીવતાં તલક તારૂં હેસાન ન ભુલીશ. ગુલામડો બોલ્યો કે "તું એના પર આશક હશે તેના કરતાં એ તારાપર ઘણી વધારે મરી ફીટે છે. તારે ત્યાંથી હજારો દીનારનો જે માલ ખરીદયો તેની એને કશી ગરજ હતી નહીં. પણ મતલબ એ કે તારી ઓલખાણ થાય અને તારી સાથે બોલચાલ પડે તે ખાતર એટલો સોદો કીધો. જાન અય ઇનસાન, કે એ માહરૂખ નામદાર કલીફ હારૂનની બાદશાહબાનું ઝોબીદાના જનાનામાં ઉછરેલી છે. માન ન માન, પણ ઝોબીદા એણીને દીકરીને તોલ ગણે છે અને મેહલનો સઘલો કારભાર એને અસ્તક ચલાવે છે." ગુલામને તથા સોદાગરને કેટલોક વખત ખાનગીમાં ઘુસપુસ કરતા જોઇને એસકી બાનુંનો જીવ નહીં રહયો, તેથી સોદાગરને તેણીએ સવાલ કીધો કે એ શું બીના છે. તેણે જવાબ દીધો કે "આ ને આ રીતે હું તારા ઉપર કુરબાન છેઉં, જાદા તે શું કહું?" પેલી બોલી કે "એવી ને તેવી રીતે હું તારાં રૂપ ને હુશન ઉપર નેસાર છુ. પણ કલીફાણી ઝોબીદાની વગર પરવાનગીએ તારી સાથે હું શાદી કરી શકતી નથી. તેમ કલીફાણીએ કસમ ઉઠાવ્યા છે કે પોતાની આંખે જોવા વગર કોઇ અંજાણ્યા પુરૂષ સાથે મને શાદી કરવા દેનાર નથી, હવે મેહલમાં તો મરદનો ઓળો વડીક ફટકી ન શકે, ત્યાં તને કેમ લઇ

જવો, અને કલીફાણી સાહેબને કેમ નજરે પાડવો, તેનો મારે મન્ને રાત ને દીસ ઘણો અંદેશો છે. પણ ચીંતા ન કર. ખુદાનું ચાહયું ખુદા કરશે. આવતા જુમાને રોજ નીમાજ બાદ્દીને તું મસીદમાંજ બેસી રેહજે, અને પછી જે તારા ને મારા હકમાં નીપજવાનું હશે તે નીપજશે." એમ સધ્યારો આપીને પેલી ગઇ. જુમાને રોજ નીમાજ બાદ પેલો બેઠો છે, ને જોય છે તો કલીફના મેહલને પાછલે દરવાજેથી ચાલીશ ગુલામો બોટમાં ચાલીશ ખાલી સંદુકો ઉઠાવી લાવ્યા. મસીદમાં ઉતારીને ચાલતી પકડી. કેટલીક વારે પાછા ફર્યા, અને સંદુકો તરેહવાર ચીજોથી ભરવા લાગાઃ સંદુકોને કુલફ લગાવ્યા અને ચાવીઓ દીધી. બાદ બોટોમાં એકેક પછી તે સંદુકોને ઉપાડી નદી પરથી મેહલ તરફ ચાલું મુકયું. ઓગણચાલીશ ગુલામો એમ ઓગણચાલીશ સંદુકો ઉપાડી ચાલ્યા કેડે એક ગુલામ પાછળ ઉભો રહયો અને સોદાગરને ટીકી ટીકીને જોવા લાગ્યો. પછી ચાલીને તેની નજદીક આવ્યો અને પોતાના મોહડાંપર બાંધેલો પછેડો ઉઘાડી પુછ્યુ કે તુ શુ મને પીછાણી નહી શકતો? સોદાગરે તરત પારખ્યો કે એ તો એશકી બાનુનો પેલો ગુલામ. ગુલામે કહયું કે "આ સંદુકમાં બેશી જા" પછી તેણે તેનેથી કુલફ ચાવી દીધાં, અને ઉપાડી બીજી સંદુકો સાથે બોટમાં બેશી ચાલ્યો. જયારે ચાલીશે પેટી મેહલને દરવાજે જઇ પુગી, ત્યારે તેમને જનાનખાનામાં લઇ જવાની ગુલામો કોશેશ કરે છે, તેટલાં મેહલનો વડો ખોજો છેડાઇ પડીને ઉઠી બોલ્યોઃ "કેમ રે એવા તેવાઓ, ચાલ્યા ચાલ્યા કયાં જાવો છો? કઇ ખાડી ખણુકું નડતુ જ નથી કે? ખબરદાર અત્તરઘડી ઉઘાડો એક ને બધી મંદુકડી. મને દેખાડો કે અંદર શું છે, ને હું નામદારની રજા મલ્યા પછી અંદર લઇ જાઓ. નહી તો નાગો ચકચકતો ટીણી ધારવાલો બરછો જોયોછ કે? ભય દેનો કે ભોંકીશ તો ઝટ કરતો જાનમમાં મોકલાવીશ." ગુલામડાઓ તો બીહી ગયા. એશકી બાનુ જે ચક પછવાડેથી આ રમખાન સાંભળતી હતી તેણીએ જોયું કે કઇ યુકતી ન લડાવી તો બાજી બગડવાની, ને કઇતુ કંઇ નવુ જુનું થવાનું. એટલે પટામણું મોહડું કરી પેલા ખાજેશરાને મોટાભાઇ કરી ફોસ્લાવવા માંડયો. પછી ખુશી થઇને રજા આપી કે "જો ઝોબીદા બાદશાહબાનુનીજ આ ખાશ સંદુકો હોય તો ઉચકો ને ખુદાના નામ પર મારી આગળથી પીડા પટાવો." એશકી બાનુ હજી તો બધી પેટીઓ ઉપડાવીને થોડેક દગવે જાય શું કે ઇમાનદારોના હાકેમ કલીફ હારૂનને જનાનખાનામાં આવવાનો પોકાર પડયો. સંદુકડીમાંના સોદાગરનું ટાલવું તો આ પુકાર સાંભળીને સુકાઇ ગયું. તે ફીકકો પડયો, અને જબાન પર હુકનો જરા સરખોબી બીનાશ રહયો નહીં. તે તો જીવતે જીવતજ મુવા જેવો થઇ ગયો. કલીફે પુછવાથી એશકાણીએ ખુલાસો કીધો કે "એ તો ઝોબીદા બાનુની ખાશ ખાનગી પેટીઓ છે." કલીફે કહયું કે "હોય ખાશ કે હોય ખાનગી.

પણ અબઘડી બધી સંદુકડી કાડો, ને અંદર શું છે તે મને જોવા દેઓ. મારા મેહલમાં મારાથી તે વળી કઇ ચીઝ છુપી રાખવાની હોય ? " એસ્કાણીએ ઘણાંએ મકર લડાવ્યાં કે " ઝોબીદાજી જાણશે તો ગુસ્સે થશે કે મારા ખાનગી પોશાકો કેમ દેખાડયા ને મને ખેજાલત લગાડી. " પણ કલીફ તો એકનો બે નહીં થયો. હારીને પેલીએ એક સંદુકડી ખોલી તો માંહેથી જરબફતના અને કશબીદોરીના તાકાઓ, બીજીમાંથી ઉંચા અત્તર, સુગંધ ને સાબુઓ, ત્રીજીમાંથી બાલનાં તેલ ને માથાંના સણગારની જણસો, ચોથીમાંથી રેશમી રૂમાલ, હુવાલના ઢગલાઓ, એ મીસાલે નીકળતું ચાલ્યું. ઓગણચાલીશ પેટીઓ પુરી થઇ ત્યારે એસ્કાણીએ કગલીને હાથ જોડી કલીફને અરજ કીવી કે " આ ચાલીશમી પેટીમાં તો ઓરતોને લગતી ખાનગી વસ્તુઓનો સંગ્રહ છે કે જે હું ઝોબીદાની ખાસ આગ્ના વગર તમો નામદારને વટીક દેખાડવાની હીંમત કરતી નથી. " એસ્કાણીને ઘરની છોડી દાખલ ગણીને મેહલમાંજ ઉધારેલી તેથી કલીફે તેણીનું કેહવુ કબુલ રાખ્યું અને ઉઠીને ચાલતી પકડી. તેનીજ એસ્કાણીએ પોતાના આશક વાલી એ ચાલીશમી સંદુકડી ઉંચકાવીને પાસેના એક ઓરડામાં સટકાવી દીધી, અને તેની જગે એક ભલતીજ તૈયાર કરી રાખી કે કલીફ પુછે તો તરત તે લઇ જઇ દેખાડે. તેવુ કશું થયું નહી. એટલે થોડી વાર તેણીએ ચાલીશમી સદુકડી ઉઘાડીને પોતાના અધમુઆ પડેલા આશકને બાહેર કાઢયો અને તેને ઘણોક સધ્યારો દીધો.

ચંદ વખત પછી માહરાણી ઝોબીદા તેને જોવા આવી અને કેટલાક સવાલો પુછીને પોતાની ખાત્રી કીધી કે આ મનીખ તો સજાતનું ફરજંદ છે. તેણીએ પોતાની કારભારણને તેના સાથે શાદી કરવાની રજા આપી. પછી કલીફને કહીને દશ હજાર દીનાર પેરામણીમાં અપાવ્યા ; પચાશ હજાર દીનાર પોતે આપ્યા તે તો જુદા

કેટલાક દહાડાવેર લોંડીઓએ મેહલમાં શાદી રામશનીની ખુશબખ્તીમાં ગીતો ગાયાં, વર્જંતરો વગાડયાં, પુશકલ રોશની અને ખાણીપાણીઓ કીધી. જુદા જુદા સાત જાતના પોશાકો એકેક પછી નવશીએ રેવાજ મુજબ પેહેરયા. બનાવ એવો બન્યો કે તે દહાડે જમવાની જે જે વાણીઓ પકાવેલી તેમાં લસણ નાખીને ખુબ મશાલેદાર બનાવેલુ મેથીનું એક દશટુ હતું. તે વરરાજાએ તો ખુબ ચપાટયું ને પછી હાથ ધોયા નહી ધોયા કરી તુછીને શાદીની મીજલશમાં ભાગ લેવા પડયો.

કાજીએ નેકા પહડ્યા પછી એસ્કણ મોંઘરાની ને ચંપેલીની કલીના જેવી મઘમઘતી તથા કસ્તુરીને અંબર જેવી પમરતી બનીને વરની નજદીક ગઇ, તેટલાંજ પેલીએ તાણીને ચીસ મુકી ને બેસુધ જેવી થઇ ગઇ. સાહેલીઓએ

ગુલામોમાના કોઇકનાં મોહડા પરથી એવા ચેન જણાયા કે તેને અંદર દાખલ થવા દેવામા તેમને જાણે કશી હરકત ન હોય બીજાઓના ચાલ્યા એવી રીતની મનાઇ બરેલા તેને મન માલમ પડયા કે બચ્ચા ખબડદાર, અંદર આયો તો આય એમ કરી જાણવુ જે મુવોજ છુટો" ભુખથી ઘણો બતંગ આવી ગયેલો હોવાથી લાગ ફાવતે હુલડાઇ કરી હજામડો મેહેલમા તો ઘુસ્યો અંદર બેધડક એક દીવાનખાનેથી બીજામા ફરવા લાગો આખરે એક ખુબ સમારેલા અને આરાસ્તા કીધેલાં એવાનમા જઇ જુએ શુ કે એક ખુબનમુન ગબરૂ બારમકી ઉમદા અમીરી પોશાકમા સજ થઇને બેઠેલો તેને જઇને કહ્યુ કે "હુ વાખાનો મારેલો હારેલો છુ અને ભુખમરાથી આજેજ આવ્યો છુ" આ હેવાલ સાભલી બારમકીએ અફસોસ કીધો ને તોબાના તાબડા પાડી બોલ્યો "અરે ખુદાનો હુ ખાકી બંદો છીવનો છતા શુ મારો ભાઇબંધ ઇનશાનજાદો બાગદાદ જેવા શેહેરમા મોહતાજ ને લાચાર થઇ આજારી પડે? હાય, અફશોશ" એમ કહી પોતાના જરીકામના અમીરી નામીચા જભા પર એક જડપુ ચુંગાલ મારી તેને ચીડમા ચીરી નાખ્યો, પોતાની દાહડી પીખી નાખી, સર પરથી પાઘડી ઉડાડી નાખી, માથે ધુલ ભરતો હોય તેની ચેષ્ટા કરવા લાગો એટલે હજામેજ ભરાઇને આખરે તેને ઠંડો પાડયો ત્યારે જેમ તેમ કરતા પરવાઇ જઇને તેણે હજામને આજીજીથી કહ્યુ કે "અય અજીજ મીત્ર, આજે તો તારે મારે ત્યા મેહમાન રેહવુ જોયે" હજામ તો ભુખે ડાસ થઇ રહેલો, એટલે "બીસમીલ્લા" કરીને બીજી વખત દબાણ થવાની વાત જોવા વગર તરતા તરતજ "હા" ભણી પડયો બારમકીએ પછી હાક મારી કહ્યુ કે "ઇદર આ બે, દસ્ત પાક કરનેકા આબ ઔર બરતન લે આ" અને જાણે કોઇ ખરેખર આવી પુગ્યોજ હોય, ને પાણી લાવી વાસણમા હાથ ધોવાડયાજ હોય, તેમ મોહસમોનેના ઢોંગ કરવા લાગો પછી પોતાના મેહમાનનેબી કેહવા લાગો કે "લીજીએ, જનામે આલી, હાથ પાક કીજીએ" જાણે હાથ લુછવાનો રૂમાલ મલ્યો હોય તેમ કરારે હાથ લુછવાનીબી અસમસેની ગપીમાર ચુકતી દેખાડી કેહવા લાગો કે 'જી સાહેબ, આપ પેટ ભરી જમજો હો કે. કશી લોકાઇ ગણશો ના ને મારા જીવના સમ જો તમે શરમાયા તો" (ત્યા અમે હીંદુસ્તાનની ભાશામા તરજુમો કરવાનુ બીકટ કામ માડી વાળી પાછા ગુજરાતીને આધારેજ ચાલને છીયે) "લ્યો, આ હલવાનનુ કુમનુ કહલાર બકન્ય દાર મજેહદાર ગોશ છે ને જાણજો કે આ ખમીરી રોટી તો મારી ખાસ લોડીએ બનાવી તનદુરમા ભુજેલી છે માનજે દોસ્ત, એની બરાબરી સારી બાગદાદની લોડી લોકથી રોટી ભુજામણીના બાબમા થવી મુશકેલ કયા એની સફેદી દેખો એનો ફકકડ કુમાસ જાણે બરફ ને માવો ને મેવો તો એના આગલ પાણી બરે, દોસ્ત હાથ ચલાવ એમ જોયા શું

કરેચ." એવાં એવાં ગપાં પેલો બારમકી લગાવતો જાય, તેમ તેમ પેલા હજામને સારી સારી રકાબીઓના લેહજતદાર નામ સમજીને ભુખનો ચીચરવાટો પેટમાં વધુ ને વધુ પડતોજ જાય. બધું બોલે તે અમથું નકામું ફોકટમાંજ. ન મલે રોટી, ન ગોસ્ત, કે ન રકાબી, કે ન ટેબલ, કે ન કશું. કે કશુંબી. પેલા જડ બુદ્ધીના મગજમાં આ પ્રમાણે મશ્કરીનું નસ્તર ભોંકાયું, ત્યારે તેની સમજમાં પેલાની ટકોર ઉત્રી કે "આ તો મુવો એમજ ગપાં મારતો છે અને મને બનાવતો છે." પછી હજામથી આ હવાઇ મેજબાનીમાં દીલજાનીથી સામેલ થયો, અને તેણે ઘણે મહરૂપે સહરૂપે ખાતો હોય તેવું ડોલ ઘાલ્યું. તેણે મોહડાંમાં ચટાક મટાક જીભ અફારવા માંડી અને ખુબ ચાટી ચાટીને સ્વાદ લઇને જમવાનો દેખાવ કીધો. બારમકી બોલ્યો: "શેઠ એમ કરી જાણજો કે મકાન તમારૂંજ છે. તમે ગરીબને આબરૂ આપી તેથી મજ પર ઘણું હેશાન થયુ. આ સીકમાં ભરેલી મોટીની બોટી છે, તે એવી તો મુલાયમપણાની ટોંચે પુગી છે કે હાથમાં મુકતાં પીઘળી જાય ને મોહડાંમાં જતાં ગેપ થાય. તેથી એના પર ખુબ રવેશે હાથ મારજો. વળી જરા આ બાટકનેબી ટેસ્ટ કરજો હ. એને તો બમ પસ્તાં પરજ ઉઘારેલું છે. એક તો ઇંડે આવેલું ને ચરબદારીમાં ફરએ. એટલે પછી એની મજાહમાં તે શી મના હાય? સેહજ આય મધની મીઠાઇ તો તપાસજો ખરા. જુઓને, મારા સમ, અ દરથી તો ઉમદુ મધ સીરાની પખે ટીપાઇ જાયછે." એમાંનું કંઇ મલે નહી. પેલો બારમકી તો તે છતાંપણ જાણે શું એક માચેમાચ ભોજન કરતો હોય તેમ ઉકમાઇથી લાંબુ ફેકનોજ જાય. આખું પાછું ફરીને કંઇ ખાહી ખનકું જોયજ નહીં. એથી હજામને મન તો આડાં જાય ને ઉભાં આવે. પણ કરે શું! લાચાર, તેથી હાજીહા કરતો જાય, ને તેની ગમતમાં ખરાં દીલથી સામેલ હોય તેવો ભાગ લેતો જાય. આખરે ફ્રુટ વગેરે બીજી કેટલીક ચીજો વીશેબી બારમકીએ એમજ તાલ તલાવટ કીધી. પછી જાણે નાનાં મોટાં પ્યાલાં આવ્યાં અને બાટલીઓમાંથી શરાબ નોમ કરતો હોય તેવો દેખાવ કીધો, અને બોલ્યો કે "આય જીગરના જાની દોસ્ત, આય સલામની તારી ને તારી સાથે લાગી તારા બાપદાદાની." હજામ તો કહેવે, "અજી મન. હું તો વાશ વરસથી ઓછો પુરાનો શરાબ કદી પીતો નથી." બારમકી કેહજે. "ઓહો, વળી એમાં તે શી મોટી ખીમાત. આય તમારી પછવાડેનુંજ બારણું ઠોકો. પછી વાશ તો શું પણ ત્રીસ વરસનો જુનો શરાબ તમારી આગળ ખીદમતગાર લાવશે." હજામે બારણું ઠોક્યું, ને જાણે ખીદમતગાર ખરેજ શરાબ લાવ્યો હોય તેમ પીવાનો ઢોંગ કીધો. પછી જાણે શરાબની ધુન ને ગેણુ મગજે ચડી હોય એવો દેખાવ કીધો. લપેરા ખાતો હજામ ઉઠીને બારમકીની નજીક આવ્યો. પોતાને અત્યાર લગી ઉપજેલા બધા ગુસ્માનો ખાર એક મુકીમાં ગોઠવીને આખો મહેલ

ધડડમ કરીને ગાજે તેવી મુક્કી કકડાવીને બારમકીની ગરદન પર ઠોકી, અને તેનીજ ઉપર મેઘરાજાની ગરજના જેવી એક બીજી મુક્કી બેસાડી. બારમકીને તો આ મુક્કાબાજીના જ ગથી ચકરી ભમરી આવી. તેની નજરે અધારા પડ્યાં. તે તો છેડાઇને બોલ્યો કે "રે કચરાના ભરેલા ઉકરડા, તુ આ શુ કરે છે ?" જાણે સુધ ઠેકાણે આવી હોય, તેમ ગાભરો પડી હજામ બોલ્યો કે "નામદાર મેહરવત વજીર, મારી ગુસ્તાખી માફ કરજો. તમે મને આવુ સારૂ સારૂં જમાડ્યુ, મારી ઘણી ઘણી મદારત ને મેહમાનદારી કીધી, ને વળી આખરે ત્રીશ વરસની કેફી મસ્તીમા પડેલો જુનો શરાબ પાયો, તેથી મારૂ મગજ કાબુમા નહી રહ્યુ, ને મારાથી આવી બેઅદબી થઇ ગઇ." પોતાની સુહજી આવેલી ઓચી પસવારતા પસવારતા બારમકીથી હશી પડાયુ. તેણે કહ્યુ કે "મને પણ આજ સુધીમા ઘણા લફ્ગા મળ્યા, પણ તારા સરખો ઠઠાખોર તો કોઇ નહી. તુ મારી મશખરીમા સામેલ થયો તો થયો, પણ ધમચકરીની બાહરમા મારી ઓચીની ઠીક તરેહથી મુકકેબાજ ખબર લીધી હુ તારા એવા ખવાસને લીધે તારા ઉપર ખરો ખુશ છુ તારા મનમા કશી વાતે વાકુ કે ઓછુ લાવતો ના. આજથી તને મારા ટેબલના સોબતી દાખલ નેમુ છુ." એમ કહી બીજી તરફથી તાબડા પાડ્યા કે ખરેખરા ખીદમતગારો હાજર થયા અને બારમકી જેટલુ બોલેલો તે કરતાબી ઘણુ ઉમદા ખાનુ પીરસ્યુ. બારમકી દન પર દન હજામ પર મેહરબાની વધારતો ગયો તેને ઉચા ઉચા પોશાકો ને કીમતી ભેટ સોગાતો આપી પછી તે બીન વારસ મરી ગયો એટલે તેની મીલકત બાદશાહી તીજોરી ખાતે જમે થઇ, તેમા સાથે લાગી હજામની સઘરેલી માયાપુજી બી તણાઇ ગઇ હજામ ત્યાથી નીકળ્યો પરદેશ કમાણી કરવા ગયો પણ રસ્તામા બીડાની લુટારા મળ્યા. તેઓએ તેને ખુબ કુટ્યો પછી એક મલગ જેવો લઠ લુટારો હતો તેણે સોયના જેવી તીણી અણીવાલો અને વીજલીના જેવી તેજ ધારવાળો છુરો તેને માથે ધરી કહ્યુ કે "બોલ બચ્ચા, બધુ ક્યા સાતી રાખ્યુ છ તે, નહી તો સુવોજ છુટો જાણ" હજામ કેહજે 'ભાઇ હયા વાસી પડે શુ કે કુત્તા ખાય નથી સાત્યુ કે નથી ધાક્યુ. જે છે તે લે આય બધો માલ ખજાનો બેલાશક જોઇ લે,' જ્યારે કઇ મળ્યુ નહી ત્યારે બીદાવી ઘરે લઇ ગયો, અને ગુલામ કરી રાખ્યો. તેની બાયડી હતી ચપલ નયણની તે હજામ પર આશક પડી આ બીના બીડાનીના જાણમા આવતાજ તેણે હજામડાના કાન તથા નાક કાપી નાખ્યા આથી હજામડો તદન બેડોળ બની ગયો બાયડીને ખુબ મેઠીપાક જમાડ્યો. ફકીરના જમાનાનુ એક સારૂ જેવુ ચિત્ર આ વાત પુરી પાડે છે.

ઈરાની લોંડીનાં ગાયણુ પર ખલીફની ફીદાગીરી.

ઇરાન વટલ્યું એટલે મોહટે ભાગે પારસી મગોલ થયા. મોગોલોને વટલાવવામાં મોહટી મોજ માનવામાં આવતી. કેમકે તેથી ફાયદો દબલ. મોગોલી ચાલાકી અને મોગોલી ખુબસુરતી એ બે નો સામટો લાભ મલી આવે. તેમજ થયું. એવાં ખાનદાનથી પેદા પડેલો વંશવેલો દાનાઇ અને ચેહરે નમુનીમાં ભલભલી પ્રજાઓને ટકર લગાવે તેવો હતો. એવી ચત્રાવટથી ભરેલી એક મોગલાણી લોંડીની વાતનો કીસ્સો અમે અત્રેથી લંબાવીશું.

તેની શુરૂઆત કરવા ખાતરથી કહીશું કે એક હતો બસોરાનો બાદશાહ. હવે એ વાત ખલીફ હારૂનના જમાનાની છે. તે વખતે ઇસલામી સલતનત નામેનો બાદશાહ તો એકજ હતો, તે ખલીફ હારૂન પોતે. મોટા પ્રાંત અગર મુલકના હાકેમો દાખલ પોતાના સગાવાલાઓને ખલીફ પ્રતીનીધીપદ આપી સરસુબાને ઓધ્ધે નેમતો. તેઓની સતા બાદશાહ જેટલીજ આપખુદ હતી : એટલે તેમને પણ બાદશાહ જેવાજ લેખવામાં આવતા.

એવા છોટા બાદશાહોમાં ઉપલો બસોરાનો બાદશાહ પણ હતો. તેના બે વજીર હતા : ખાકાન ને શાહુ. જયારે ખાકાન ખાલેસ દીલનો, સખી દસ્તનો, અકલમંદ, ચેહરેનમુન અને નેક ખસલત, ત્યારે સાહુમીયાં તેથી ઉલટીજ ખાસ્યત ધરાવનારો હતો. તે કપટી, દગાબાજ, કંજુસ, જાહેલ, કદરૂપો ને પાપી. જેમ મીયાં ને માધવને ન બને તેમ એ બે વજીર વચે એબનાવ હતો. અધુરામાં પુરૂં ખાકાન રૈયતનો, બાદશાહનો અને અમીરોનો ઘણો માનીતો. તેથી તેના સામે સાહુ અદેખાઇના અંગારાથી સલગી જઇને તેના ઉપર બલતા આતશની માફક જલતો અને તેને હલકો પાડવાનો લાગ હરદમ શોધતો. ખાકાન શુધ્ધો, એટલે તેને મન ડર ન.

એક દીન બાદશાહ લાડમાં આવ્યો એટલે ગેલમાં ને ગેલમાં ભર દરબારની બીચ ખાકાનને ફરમાવ્યું કે મારા જનાનાને વાસ્તે એક ચંદ્ર સમાન રૂપવંતી બેનમુન નાજનીન, જેનો જોડો દુન્યાંને દરમ્યાન મલવો કઠણ પડે, તેવીને મેલવી લાવે. તેમાં ખરચીની કશી વાત કે તંગાસ ન કરે. હાલના બાદશાહોનો પોતાના વજીરો પર જેટલો ડરોફો નહી તેટલો તે જમાનામાં હતો. એકે તો ( બરગંડીના મોટા ડયુક ચારલ્સે ) પોતાના વજીર ફીલીપ ડે કોમીનીસને બાદશાહી પાકીમાંથી છુટ ઉતારવાને હુકમ કરેલાનો દાખલો છે. તેથી જો બસોરાના બાદશાહે ખાકાન પાસે પૈસા ખરચાવીને બાયડી અણાવી મંગાવી તો તેમાં તે જમાનાની રેહેણીના નીયમથી જોતાં તેણે કશું બાધકારક કામ કરયું ન કહેવાય.

ખાકાને તો જગે જગે સંધેશા પહાચ્યા કે સરોવરનાં જેવાં સીધાં કદની અને ચીરેલા ચાનને છકડ ખવાડે તેવી મેહબુબ બાદશાહ માટે જોઇયે છે. હે પડી ને દલા-

દયાઓની ધામધુમ અને દોડાદોડ એક દીવસનો સમો થયો અને ખાકાનની પીછાણવાળો લોંડીઓ વેચનાર સીંયાં કની એક મેહબુબની તારીફનું રંગીન બ્યાન લલકારવા લાગો બોલવા પર કાઇક ભરમો રાખી ખાકાને ફરમાવ્યું કે લોંડી નજરે પાડે સોદાગર લોંડી લઇ આવ્યો.

તેણીનું નામ પણ દીલઆકર્ષક મુબારક ફાલનું જલુસી બાનુ કરી હતું. એ જલુસી બાનુની મોકાંણુ સોદાગરની આ ભલામણે માંડી.

દશ હજાર ખાલેસ, સોનાના દીનાર શીવાય દામમાં એક પઈ વટીક ઓછી લેવાને સોદાગરે ના પાડી ખાકાને તો કીમત ચુકવી આપી.

લોંડી લઈ જઇને વજીરે પોતાની વજીરણીને સોપી. તાકીદ કીધી કે તેની ખુબ મદારત કરે, અને આપણા દીકરા નુરૂદીનને એ જલુસી પાસે કદી પણ નહી આવવા દેતો તેથી એવા ધણીને જોવા તથા જાણવાને જલુસીની જીજ્ઞાસા ગુપ્તપણે ઉશકેરાવા લાગી.

આખરે વજીર તથા વજીરણને માલમ પડયુ કે તેમનો દીકરો નુરૂદીન અને જલુસી અકેક પર મોહીત પડેના હતાં. વજીર આ જોઇ ખુબ ગભરાયો અને વજીરણ તો છાતી પીટવા લાગી, નવધાર આંસુએ રડવા લાગી, કપાલ કુટવા લાગી, અને હવે બાદશાહની ખફગીનુ પરીણામ શુ નીપજશે તેની ફીકર કરવા લાગી વજીર વજીરણીએ માંહોમાહે મસલત કરી ઠરાવ્યુ કે જાણે વાત બનીજ નહીં હોય તેમ તેને ઘેરમાજ ડાટવી. ખાકાને નુરૂદીનને હુકમ કીધો કે જલુસી સાથે શાદી કરે, અને કદીપણ તેને ગુલામડી દાખલ ના ગણે કે ના કોઇ દી પણ વેચે. નુરૂદીને વચન દઇ ગુપચુપ શાદી કીની. ખાકાને નુરૂદીનને એટલા કાજે જવા દીધો કે તે તેનો એકપુરો દીકરો હતો.

વજીર સાહુમીયાની બીકે ખાકાનના ઘરના સર્વે માણુસોએ આ વાત જાણે બનીજ ન હોય તેમ મુંગાપણામા ડાટી દીધી સાહુને આ બધી ખબર તો પડી, પણ તેણે જોયુ કે સુલતાનને, રૈયતને, અને અમીરોને મન ખાકાન એટલો બધો તો માનીતો છે કે બધા તેનીજ તરફેણ કરવાના, અને મારા બોલવાને કોઇ કોહુ આપનાર નથી. આ ઉપરથી તેણે પણ ફરજને મારે ચુપકીદી અખત્યાર કીધી મુખ્તેસરમા બોલતા ચંદરોજમા ખાકાનનો વાકો થયો અને તે આ ફાની તથા નાગુ પાચ દહાડાની ધર્મશાળા જેવી દુન્યામાથી પોતાનો અસબાબ ઉઠાવી બીનોઇ જેહાનમા હમેશનો વાસો કરવા રવાના થયો. તેના પુઠે નુરૂદીને " લાલ લાજરો " મુકયો. ખાકાનની દોલત ધુમધુકાર ધસડાતી ચાલી, આખરે તવંગરીની બાજી બગડી ને ફકીરીની કફણી જોર પર આવી લાગી. તેને વખતે તેના દોસ્તો એકેક પડી ખરના ચાલ્યા, કોઇએ

આથી ચારે જણ ઉઠયા અને તદન સાંકડી ગલીઓમાં જવા લાગ્યા. આખરે તેઓ શેહેરની લગભગ હદ આગળના એક મકાન આગળ જઇ ન્યાગ્યા. જાફર તથા કલીફને પાછળથી તપાસ કરતાં માલમ પડયું કે એ મકાનની પછવાડે નાની ટેકડી એક ખુલ્લા મેદાનમાં આવેલી હતી, જે મકાન ખામખા જાણે ઠગવા માટે તે ઠેકાણે બાંધેલું હોવું જોઇએ.

જ્યારે કલીફ તથા તેનો વઝીર એ મકાનમા દાખલ થયા ત્યારે તેમને માલમ નહી હતુ કે તેઓ પેલા બન્ને વેપારીઓના સકંજામા આવી ગયા હતા

મકાન આગળ જઇ પોહોચતાજ તેના બાગનો દરવાજો બેમાના એકે ઉઘાડયો. ચારે જણા બાગમાથી પસાર થઇ એક મોટાં મકાનની સીહીડી પર ચઢવા લાગ્યા, જેનો દરવાજો એક હબશી ગુલામે ઉઘાડયો, જે પોતાના ધણીઓને તથા તેની સાથવાલા 'શીકારો' ને જોઇ દાંતો દેખાડી હસવા લાગ્યો, ચારે જણા અદર દાખલ થયા કેડે બારણું હબશીએ પાછુ બધ કીધુ.

ઘણી તાઝીમ તવાજેથી વેપારીઓ પોતાના આ ઘરાકોને એક મોટા ઓરડામાથી પસાર કરી સુન્દર રીતે આરાસ્તા કીધેલા દીવાનખાનામાં લઇ ગયા, જેનો ઠાઠમાઠ જોઇ કલીફ તથા જાફર વીચારના વમલમાં ગોટા ખાવા લાગ્યા. જાફરને તરતજ શક ગયો કે વેપારીઓ કાંઇ પ્રપચ રમતા હતા, તોપણ તેમની મોહબ્બત ચાહતાની અદાથી તેના મનમાથી એ ખ્યાલ લગભગ નીકળી ગયો.

દીવાનખાનાના મખમલી નરમ કોચો પર બેસીને પરચુરણ વાતચીત કર્યા પછી ગુનાહેગાર વેપારીઓ ઉઠયા અને જણાવ્યુ કે વધુ ઢીલ વગર તેઓ પેલી નાજનીનોને હવે દેખાડશે, અને તેઓએ પાસેના ઓરડામા જવા પોતાના ઘરાકોને અરજ કીધી.

આ નવો ઓરડો જો કે નાનો હતો, તો પણ જાફરના સુસોભીત ઓરડાને તક્કર મારે એવી રીતે સીનગારેલો હતો. એક છેડે જડીત કામથી મઢેલું ઉચી કારીગરીનુ દીવાન હતુ, જે પર પરસ્તાનની પરી સમાન એક નાજનીન બેઠેલી હતી, તેને જોનારાઓ તો છક્કજ થઇ ગયા.

"ખરેખર! આ નાજનીન ખુબસુરત છે, અને હું નહી ધારતો કે એ કરતા સરસ કોઇ બીજી તમારી પાસે હોય" કલીફે કહયુ.

"તમારી એમા ભુલ છે" બીજા વેપારીએ ઉતર વાલ્યો "જ્યારે મારી ગુલામડીને તમો જોશો ત્યારે તમારો એ વીચાર ફેરવાઇ જશે. આ પાસેના ઓરડામા આપના કદમ ફેરવો"

જાફર અને કલીફ પાસેના ઓરડામાં દાખલ થયા, જે આગલ કરતાં વધુ સરસ રીતે આરાસ્તે કીધો હતો; વળી તેમાં બેઠેલી ગુલરૂખસાર દેખાવમાં આગલીને તફર મારે એવી હતી.

"સુબહાન અલ્લાહ! આ તો હદ થઇ!"

"જો! મેં કહયું નહી હતું કે મારી લોંડી તારા કરતાં વધુ ખુબસુરત છે!" બીજા વેપારીએ પેહલાને કહયું.

"અરે મુંગો મુંગો બેસી રહે: એ તો આ ઓરડો સરસ રીતે આરારતા કીધેલો છે તેના પ્રતાપ."

"તું હજી પણ તારી હઠ છોડતો નથી? તો હું કહું તેમ કર્યાથી એનો ઝટ નીવેડો આવી જશે.

"બોલ, શું કહે છે?"

"આ અસીલો એ બન્નેની જે કીમ્મત આંકે તે પરથી."

"ઠીક! મારે એ કબુલ!"

"કબુલ?"

"હા."

"ત્યારે ઓ બેરાદરો! આ લોંડીઓ ખરીદવા જેટલું તમો પાસે જર છે? નહી હોય તો પણ તમે કીમ્મત તો આંકી શકશોજ."

"અય રશીકો! તમો ધારો છો તેવા અમે કાંઇ મુફલીશ નથી. ખરૂં કહું તો અમે એ બન્નેને ખરીદવા માગ્યે છીએ." કલીફે જણાવ્યું.

"ત્યારે તો ઓરબી બેહતર! જ્યારે પાસેના ઓરડામાંની ની કીમ્મત હું દશ હજાર દીનાર આંકુંછું તો આ ઓરડામાંની મારી લોંડીની કીમ્મત તમે શું આપશો?"

"ચાલીશ હજાર અશ્રફી."

"અબુ! મેં તુંને કહ્યું નહી કે મારી લોંડી વધુ ખુબસુરત છે? જો આ પ્રમાણીક વેપારી ચારગણી કીમ્મતે ખરીદવા માગે છે."

"બક બક છોડી દે; બઝારમાંના ભલતા વેપારીઓ પાસે કીમ્મત અંકાવવી સેહેલ છે. મને નહી લાગતું કે એઓના ખીસાંમાં એક હજાર દીરહમ પણ હોય. મોટી મોટી માગણીઓ કરવી સેહેલ છે."

'અબુ, વળી પાછો તું તારી જીદ છોડતો નથી? આ વેપારીઓ તદન પ્રમાણીક છે; એક બોલના એઓ દીસે છે, નહીતર એવી માગણી આ અસીલો કરે નહી."

"તું એમ કહે છે તો તારી હું ખાતરી કરીશ. આજ રાત એઓ અહીંજ તોડી પાડે અને કાલે આપણે જોઇએ કે એઓ એટલી રકમ મેળવવાને શકતીવાન છે યા નહી."

પણ ફકીદ આ સાંભળી પોતાની હમેસની અધીરાઈથી પોકારી ઉઠયો : " અબુભાઇ ખોટા છે. અમે બન્ને તવંગર સોદાગરો છઇએ. એની ખાતરી અમો તમોને બેએક કલાકમાં કરીશું, અને એ લોંડીઓ અમારી થશે. "

" એટલી બધી શેખી ? પણ બેરાદરો ! અમે તો તમોને એ બન્નેની કીમ્મત આંકવા અહીં લાવ્યા છઇએ. દશ હજાર દીનારે કાંઇ હું મારી નાજનીન વેચવાનો નથી." અબુએ બઝર તેઉપર જોઇ ફનેહથી કહયું, " ઓછામાં ઓછા પચાશ હજાર અશરી હું લઇશ. "

" અબુ ! એ તું શુ બકે છે ? " અબુના જોડયાએ કહ્યું " પચાશ હજાર અશરી આ તારી લોંડી માટે ? હા, હા, હા ! "

" તુ ગમે તેમ હસ, પણ આ વેપારીઓ કહે છે તેમ ખરીદવાની જો એઓ પાસે તાકાત હોય તો એ કીમ્મતે ખરીદે ; એજ ખરી કીમ્મત છે. "

" ત્યારે તો મારી નાજનીનની કીમ્મત ઓછામાં ઓછી એક લાખ અશરી થાય."

" ઓ ભલા માણુસ ! " જાફર હવે વચ્ચે પુરાયો " તું વેપારી છે, અને ખરો વેપારી એજ હોય છે કે પોતે જે કીમ્મત એક વખત બોલ્યો તેને તે વલગી રહે છે. ખર, અબુ બેરાદર ! "

" બેશક, બેશક ! " અબુએ તાહુકો પુરયો " પણ એટલી અશરી તમો જેવાઓ પાસે હોયજ કયાં જે અમે લઇએ ? અલ્લાહ અલ્લાહ કરોજી ! "

" તમો હજી પણ માનતા નથી, તો અમો તમારી ખાતરી કરીશું. " ફકીદે કહ્યું. ત્યાર પછી તેણે જાફરને કાનમાં કાંઇ કહ્યું : જેથી જાફર ઉઠી બાહેર ગયો. આ વેળા પણ મકાનનુ બારણું પેલા ગુલામેજ ઉઘાડયું હતુ. બાગમાંથી બાહેર નીસરી જાફર આસપાસ જોવા લાગ્યો અને કાંઇ નીશાન કીધી કે ઝાડને ઓઠે ઉભેલો મસરૂર બાહેર નીકળી આવ્યો.

" જેહાંપનાનો હુકમ છે કે ખજાનચી પાસેથી એક લાખ અશરી બેતાબ લઇ આવે. લેકીન અહીંથી થોડેક દુર આવતાંજ તેઓ સઘલાઓની આંખે પાટા બાંધે કે તેઓ આ મકાન જોઇ શકે નહી. દરવાજા પર ઠેલીઓ મેલાવી, તું તેમને પાછો લાંબે છેટે મુકી આવ. પછી પાટા છોડી તેમને મેહેલમાં પાછા જવા કહે."

મસરૂર હમેસની ઝડપે ખજાનચી પાસે ગયો અને જાફરનું ફરમાન કહ્યું, જેના પરીણામમાં તો દોઢેક કલાકના અરસામાં અશરીઓની ઠેલીઓ પેલા મકાનની સીડીડી આગળ લાવી નાખવામાં આવી. ગુલામોના જવા કેડે જાફરે પેલા બન્ને વેપારીઓને કહ્યું "તમો માનતા નહી હતા, પણ હવે રવાજા આગલથી જાકરીની ઠેલીઓ મંગાવી તમારી ખાતરી કરો."

"શું નેવું હજાર અશ્રફી?" અબુએ પુછયું. બનેજ નહી. શું તમો અમારી મશકેરી કરવા અહીં આવ્યા છો?

"દશ હજાર તે કરતાં જયાદે! પણ તે રકમ અમારી છે."

"તમો અમારી મશકેરી કરો છો? બે કલાકમાં નેવું હજાર અશ્રફી આવી રાતની વેળાએ હાજર! બનેજ નહી!" અબુએ જાણી જોઇ તકરાર ચાલુ કીધી.

"તો બેરાદર અબુ! રીકઝીક શા માટે કરે છે? અશ્રફી બારણાને આગણે છે, તે મંગાવી શા માટે ખાતરી કરતો નથી? મેં તુંને પેહેલાંથીજ કહ્યું નહી હતું કે આ વેપારીઓ મોહતાજમંદ નથી, પણ તવંગરીનો દરયાવ છે, અને પોતાનો શુકન જરૂર રાખવાના."

"હું જ્યાં સુધી નજરે નજર એ સઘળા અશ્રફીઓ જોઉં નહી ત્યાં સુધી મારી ખાતરી થાય નહી."

"તું હજી માનતો નથી, તો ખાતરી કર."

અબુએ આથી તાબડા ફોડયા કે મકાનના બારણા આગળનો હબસી ગુલામ હાજર થયો.

"આ સોદાગર કહે છે તે ખરૂં કે દરવાજા આગલ દીનારોની ઠેલીઓ લાવી નાંખવામાં આવી છે?"

"જનાબને મળેલી ખબર ખરી છે."

"ત્યારે સેતાબ દીવાનખાનામાં લાવી હાજર કર."

"ચાલો બેરાદરો! આપણે પાછા દીવાનખાનમાં જઇ તેહેકીક કરીએ." અબુએ ઉઠતાં કહયું.

સઘળાઓ આથી નાજનીનને લાંજ પડતી મેલી દીવાનખાનામાં દાખલ થયા. આ વેળા ઠેલીઓ ઉંચકી લાવી દીવાનખાનામાં મુકવાની હબશી ગુલામડાની ઝડપ અચરત સરખી હતી.

"હવે મને એ રકમ ગણવી જોઇએ." અબુએ કહયું; અને તે ઠેલીનું મ્હોં ખોલી અશ્રફી ગણવા બેઠો. કલીફ અને જાફરને આથી કેવી ચીડ ચઢી હશે તેનો વાંચનારેજ ખ્યાલ કરવો. પણ એમાં હાવકા અબુ તથા તેના મળત્યાંની ખાસ મતલબ હતી અને તે એકે ચોક્કસ ગુપચુપ તૈયારી માટે વખત ગાળી નાખવો. અબુએ ઠેલી ભોંય પર ખાલી કરી નાખી. અશ્રફીઓના ખુશનુમા તીણા આવાજે આખાં દીવાનખાનાને જાણે ગજાવી મેલ્યું. ત્યાર પછી બન્ને સોદાગરો અકેક હાથમાં લઇ તપાસવા લાગ્યા. વારંવાર અશ્રફીઓના ઓછા વજનની તેઓ ફરયાદ કરતા; કલીફ તથા જાફર એ સઘળો તમાસો ગુસ્સો દાબી દઇ જોતા હતા. તેમની પીઠ પાછલ કોણ ગુપચુપ આવી ઉભા હતા

તેનો તેમને ખ્યાલ નહી હતો. એકાએક અબુના જોડીદારે ઠેલીની પેલી ખાલી કોઠળી ભોંય પર પછાડી કહયું "હું વધુ વાર ગણીશ નહી."

આ એક નીશાણુ હતી; સબબ, હજી તો તે વાકય પુરો કરી રહયો નહી તેટલાં પીઠ પાછળ તૈયાર ઉભેલા જોરેમંદ હબસી ગુલામોએ ખલીફ અને જાફરના મ્હોંમાં ડુચા મારી તેમને એક સપાટે જકડી લીધા.

"એક રાતમાં ઠીક નફો!" અબુએ તાડુકો પુર્યો "એક લાખ દીનાર અને બે ખુબસુરત મર્દો; એઓ ઠીક કીમ્મતે વેચાશે. સફરનો સરંજામ ઠીક થયો. લેકીન, આપણે હવે એકદમ ઉપડી જવું જોઇએ, નહીતર રખે કાંઇ નવું જુનુ થઇ જાય. કીસ્તી પણ તૈયાર ઉભી હશે અને આપણને સારી જેવી મંજલ કાપવી પડશે. કીસ્તીમાં બેઠા પછી ઝાઝી ચીંતા નહી."

"પણ તરફહ (યાને ફ્રમાવનાર) તથા તોફાહ (યાને બક્ષેશ) નાજનીનોનુ કેમ? એઓ તદન ઠાકી ગઇ છે."

"એઓ હાક લીધા પછી નીકળશે, તેટલાં આપણે નદી કીનારે જહાજ પર ચઢી પેપેપાર જઇએ. એઓ ઉજરડામાં જમીન મારગે આવશે તો કોઇ પુછવાનુ નથી."

"પણ ઉંટોનુ કેમ?"

"શેહેલાઇથી એ બહાદુરો પોતાના ઘોડાઓ પર બેસી હાંકી લાવશે. આપણે જેટલું લઇ જવાય તેટલુ લઇ જઇએ અને બાકીના માટે એ નાજનીનો તજવીજ રાખશે. હુ હમણા જઇ તેમને એ વીશે વાકેફ કરી આવુ છું."

. થોડીવારમાં તે અંદરના ઓરડામાંથી પાછો આવ્યો અને ગુલામોની મદદથી ખલીફ તથા જાફરને જોર જુલમથી લાંબી મંજલ કપાવી કીનારે ગયા, જ્યાં અંધારામા એક કીસ્તી ઉભેલી હતી. અબુએ ઝાંખી બતીની કાંઇ નીશાણુ કીધા કે તે હોડી તેમની નજદીક આવી. ગુલામોએ ખલીફ તથા જાફરને ઉંચકી અંદર બેસાડયા અને પછી સઘળા ગોઠવાઇને પેલી અન્ને નાજનીનો સાથે કીધેલી ગોઠવણ મુજબ ચોકસ ઠેકાણે હોડી હંકારી ગયા. ખલીફ તથા જાફર તો વીચારમાં ગરક થયા.

હવે બીજી તરફ શું બનાવ બન્યો તે જુઓ. ઠેલીઓ લાવનારા ગુલામોને પાછા વલાવી, તેમની આંખો પરના પાટા છોડી નાખી, મસરૂર પેલા વેપારીઓના મકાન તરફ પાછો ફરતો હતો, તેટલાં દુરથી એક પોહરેગીર સાથે બે લુચ્ચા જેવા જણાતા શખ્સોને ખેંચતાણ કરતા તેના જોવામાં આવ્યા. તેણે તરતજ તે બાજુ કદમ ફેરવ્યાં અને જેવો પોહરેગીર જમીનપર પછડાયો તેજ વેળા તે ત્યાં વખતસર જઇ લાગ્યો, અને પોતાના બારી હાથે એક ફટકો એવો તો એક લુચ્ચાને માર્યો કે તે બેશુદ્ધ થઇ ત્યાંજ પડયો. આ જોઇ તેનો મલ-

ત્યો નાસી જવા માગતો જણાયો, પણ મસરૂરે તેને અટકાવ્યો અને કહ્યું: "ખબરદાર ! એક દગલુ આગળ યા પાછળ હઠયો તો આ શમશેર તારાં મોતનો પેગામચી સમજજે."

પહેરેગીર હવે મસરૂરને હુજાશે દુવા દેતો ઉઠયો.

"બોલવાનો આ વખ્ત નથી. મને હજી ઘણુ કામ છે. માટે તારો કોઇ રફીક થોડેક છેટે ચોકી કરતો હોય તો બોલાવી લાવ તેટલા હુ આ બન્ને જણાને સભાળી શકીશ."

"પણુ યા કબીરી (યાને ભલા માણુસ)! જો આ બેહોશ પડેલો આદમી હુશીયાર થશે તો તારૂ શુ થશે?"

"મારી ચીતા તારે કરવી નહી, હુ કહું છુ તેમ ઝટપટ તારા જોડીદારને બોલાવી લાવ."

પહેરેગીર ગયો અને આખરે બીજા બે જણા સાથે ત્યાં આવ્યો. મસરૂરે હવે પેલા બેહોશને હોશમા લાવવાના ઇલાજો લીવા હુશીઆરીમા આવતાંજ તેને પેહરેગીરોને સવાધીન કરીને મસરૂરે સાથી આલતી પકડવા માંડી, પણ પેહેરેગીરે તેને અટકાવ્યો "ઝનાબ! બેઅદબી માફ છે! પણ તમોએ અમો સાથે ચાવડી પર આવવુ જોઇએ"

"યા કબીરી! નામવર જેહાપના કલીફના અગત્યના કામસર હું નીકળ્યો હતો અને હજુ મારૂ કામ અધુરૂ છે માટે હાલ તરત તમે જાવો. હુ પોતે કાલે કોતવાલીમા સાક્ષી આપવા આવીશ"

"પણ"—

"વધુ ટકટક કરવી નહી! નહીતર ઇમાનીઓના શાહના ગુસ્સાના ભોગ તમો થઇ પડશો"

"પણ આપ ઝનાબનુ નામ?"

"નામ સાથે કામ નથી ગુપચુપ હવે ચાલ્યા જાઓ!" મસરૂર જમીન પર પગ અફાડી સાથી ચાલી ગયો.

મકાન આગળ જઇ પહોચતાજ તેમાની સઘળી રોશની બુઝાવી નાખેલી તેના જોવામા આવી તે આ જોઇ સમજ્યો કે કલીફ તથા જાફર કદાચ પાછા મેહેલમા ગયા હશે વળી બારણા આગલ બેઠેલો ગુલામ પણ તેના દીઠામા આવ્યો નહી પાછા મેહેલ તરફ તેણે કદમ ફેરવ્યા

મેહેલમા પહોચતાજ કલીફના ઓરડામા તે ગયો, પણ ત્યા એ નામવરને નહી જોયાથી અજબ થયો, અને કલીફના ગુસ્સાની બીક તેને લાગી. પાયેક પલ તરાુમગુ થઇ તે હવે જાફરના મેહેલમા ગયો, તો તેહકીક કરતા તે પણ ત્યા આવેલો જણાયો નહી તેના મનમા કુદરતી રીતે હવે કલીફ તથા તેના વજીરની સલામતી માટે ધાસ્તી પેઠી. તે તરતજ

હતું કે તેના ઇરાન દેશમાં પગલાંઓ પરથી વખ્તે ચોરો વગેરે અપરાધીઓની છુપાવાની જગ્યા શોધી કાઢવામાં આવે છે, તો એ ઉપાય અહીં અજમાવું. એ સીવાય બીજો કાંઇ છુટકો નથી." આ વીચાર મનમાં કીધો કે પાકટ ફરાવનો મસરૂર એ કામ પાછળ ઉમગથી મડયો. પગલાંઓની શોધ કરતો તે આગલ અને આગલ જવા લાગ્યો. થોડેક દુર ગયા કેડે આદમીઓના પગલાં જણાયાં નહી, પણ ફકટ ઘોડા તથા ઉંટોનાજ દીસ્યાં. "એઓ હવે સ્વાર થયલાં હોવા જોઇએ."

તોપણ હીમ્મત હારી નહી ખાતાં તે આગલ વધ્યો.

આખરે તે એક વેરાન મેદાનમાં આવેની ટેકરીની ટલેટી આગલ જઇ લાગ્યો તો કોઈબે ઓરતનો વાતચીત કરવાનો આવાજ તેણે સાંભલ્યો. મસરૂર ધીમે કદમે હવે ભરાતો છુપાતો આગળ વધ્યો તો તેની નજરે અતી ખુબસુરત બે દીલબરો જમીનપર બેસી આગલી રાતના બનાવો વીશે વાતચીત કરતી પડી. તેમનેથી થોડેજ દુર ત્રણ ઘોડાઓ તથા ઉંટો વીસામો લેવા ઉભેલાં જણાયાં નાજનીનો એક ગાલીચાપર બેઠેલી હતી.

"એઓ યાતો યાહુદી યાતો ખ્રીસ્તી છે અલ્લાહ કરીમ ! આવી ખુબસુરત નાજનીનો પણ પેલા લુચ્ચા સોદાગરો સાથે સામેલ ! પણ શુક્ર અલ્લાહ ! હવેમારા માલીકનો પત્તો ઝટ મળશે" મનમાં વમાસી હબશી મસરૂર મ્યાનમાથી શમશેર બાહેર કાઢી વધુ ઉમ્મરવાની બેઠેલી નાજનીન તરફ એકાએક ધસ્યો અને કત્લ કરવાની દમે તેણે શમશેર ઉગામી તરતજ બન્ને ઔરતો દેહેસ્ત ખાઇ ગઇ લેકીન, બીજી જવાન નાજનીન સમયસુચકતા રાખી ઉઠી અને હબસી મસરૂરને કાલાવાલા કરવા લાગી.

"તમો બન્ને જો અબ ઘડી મારા માલીકનો પત્તો નહી આપશો તો આ પલે બેજાન થશો."

"તારો માલીક કોણ? અમો પીછાણતા પણ નથી?"

"તમારાં બધા તરકતથી હુ માહીતગાર થયો છુ. કાલ રાતવાલા સોદાગરો તથા તમારી સાથવાલા લુચ્ચાઓ કયા છે? બોલો, અબ ઘડી !"

"ભાઇ! અમો પર શા માટે સીતમ ગુજારે છે? જે પ્રમાણે તુ તારા માલીકનો નોકર છે, તે પ્રમાણે અમે બન્ને પણ એ ગુલામી વેપારીઓની ગુલામડીઓ છઇએ માટે જે પ્રમાણે તુ ભલો માણસ તારા શેઠનો હુકમ બજાવે છે તેજ પ્રમાણે અમે પણ તેમ બજાવવા બધાયલા છઇએ. તુજ દાનેશમદીથી વીચાર કર કે એમા અમારી શી તકશીર? જો અમે તેમનો હુકમ નહી બજાવ્યે તો અમોને તરત મારી નાખવામા આવે."

"તમો કહો છો તેમજ હોય તો હુ તમોને કબુલાત આપુ છુ કે તમોને કસી અલવલ આવશે નહી. પણ તે ફકત એકજ સરતે. તે એકે

તમારી સાથવાલાઓ કયે ઠેકાણે મારા માલીક તથા તેના દોસ્તને લઇ ગયા છે તે દેખાડે."

"ભલા માનસ! અમારી કેમ ખાતરી થાય કે તું અમોને અમારા માલીકોથી બચાવશે? તારો માલીક પણ એક સોદાગરજ છે, જ્યારે અમારો માલીક અમીરોને કોઇ કોઇ વાર ગુલામો પુરો પાડતો હોવાથી મોટો લાગવગવાલો છે."

"હું ખુદાના કસમ ખાઇ જણાવું છું કે મારો માલીક ઘણોજ લાગવગવાલો છે અને જો તમે મને પત્તો આપશો તો મારો માલીક જરૂર તમોને નીહાલ કરશે. પણ તમો વફાદારીથી હમણા મારી સાથે વર્તો તે માટે ખુદાના કસમ તમે ખાવો."

"જ્યારે તેં કસમ ખાધા છે તો અમે પણ ખુદાના કસમ લઇ જણાવીએ છીએ કે તુંને આ બાબદમાં જોઇતી મદદ અમે કરીશું."

"ઠીક, ત્યારે! હવે તમારી સાથવાલાઓ મારા માલીક અને તેના દોસ્તને કયાં લઇ ગયા છે તે દેખાડો."

"ચાલો, હમારી સાથે એક ઘોડો પણ ખાલી છે. પણ તમે જીન વગર સ્વારી કરી શકશો?"

"તે તમે હમણા જોશો." મસરૂરે જણાવ્યું.

ઉતાવળે નીકળી જવાના ઇરાદાથી તેઓએ ઉંટોને ત્યાં આવેલાં દરખત નીચે બાંધ્યા અને પછી બન્ને નાજનીનો તથા મસરૂર ત્રણે અસ્પો પર સ્વાર થઇ ઘોડા ડપટાવવા લાગ્યા. એ મુજબ કેટલોક રસ્તો કાપ્યા કેડે તેઓ નદી કીનારે જઇ લાગ્યાં.

"ઘણું અજબ જેવું!" પેલી નાજનીનોએ એક ચોકસ જગ્યા પર આતુર નજર ફેંકયા પછી કહયુ. "અહીં આપણને એઓ જરૂર મલવા જોઇએ. કાંઇ પણ ન ધારેલો બનાવ બનેલો હોવો જોઇએ."

"તમો ખરૂં કહો છો કે તમે એઓને અહીજ મલવાના હતાં?" મસરૂરે પુછયું.

"હા! વળી આજે કાંઇ પેહેલ વેહેલાં અમો અહી આવ્યાં નથી."

"ત્યારે હવે કરવું કેમ?"

"પેલે છેડે એક સાંઇ મઉવાની ઝુપડી છે ત્યાંથી કદાચ બાતમી મળશે."

તેઓએ હવે ત્યાં ઘોડા ડપટાવ્યા. સાંઇજી આંગણે માળા પકડી બેઠેલા હતા.

નમન કર્યા પછી મસરૂરે પુછયુ: "અય બુજરગ ખુદાશનાશી! મેહેરબાની કરી કહેશો કે આજ રાત્રીએ યા સહવારે પેલી જગ્યા પર એક કીસ્તી તારા જોવામાં આવી હતી?"

"તું કોણ છે ?"

"હુ મારા માલીકની અને તેના દોસ્તની શોધમાં આ નાજનીનો સાથે નીકળયો છુ."

"પણ જો હુ ભુલતો નહી હોઉ તો આ નાજનીનો—" સાંઈછ બોલતા આચકી ગયા

"તમારી અટકલ ખરી છે." વડી નાજનીને કહ્યુ "આજથી અમે નેક રાહ અખત્યાર કરવાના કસમ ખાધા છે !"

"શુક અલ્લાહ ! ત્યારે માનજો. ગુનામોના પેના લુચ્ચા વેપારીઓ કોઇ બે અમરાવ મરખા આદમીઓને બધીવાન કરી તથા ઝરઝવાહીર લઇ હ-મેસ માફક કોઇની રાહ જોતા કીસ્તીમા બેઠેલા મારી અચાનક નજરે પડયા. તેટલા હુ જોઉ શુ, કે એક પાદશાહી ગજો મરમર આબ કાપતો ત્યા આવી લાગ્યો ગજામા ઇરાની ગાલીચાઓ પાથરેલા હતા અને એક તખ્તપર બેઠેલા એક ખુબસુરત નવજવાન આસપાસ પુરકળ ગોરા ગુલામડાઓ તેની ફરમાબ-રદારી કરતા હતા પેતો ગજો છુપાયલી કીસ્તીને જોઇ એકદમ ઉભો રહયો અને તેમાના એક જણે પોકાર માર્યો 'એ કોણ ?'

આ સાભળી કીસ્તીમા ગભરાટ ફેલાયો અને 'ઇમાનીઓના શાહ ! ઇમાનીઓના શાહ !' ના ગણગણના આવાજે કીસ્તીમાથી નીકળતા મારા સાભળવામા આવ્યા જેથી હુ સમજી ગયો કે પેતો ગજો નામવર અલ-રશીદનો હોવો જોઇએ

'એકદમ જવાબ આપો !' ગજામાથી પાછો હુકમ નીકળ્યો

આ સાભળી કીસ્તીમાના બે બધીવાન સીવાય સઘળા કીનરાપર નાસી જવા તૈયાર થયા, જે જોઇ પાદશાહી ગજામાથી આવાજ નીકળ્યો 'ખબર દાર ! એક કદમ પણ આગળ વધારો નહી પકડો સઘળાઓને ! દરયાએ દાકુઓ હોવા જોઇએ'

તરતજ ગજાને સપાટામા કીસ્તીની અડોઅડ લઇ જવામા આવ્યો કીસ્તીમાના કેટલાક નદીમા પડી જમીન મારગે નાસી જવાની કોશેશ કરવા લાગ્યા કેટલાક પકડાયા અને કેટલાક અધારી રાતને લીધે નાસી ગયા તો પણ કીસ્તીમાની અશ્રફીઓની થેલીઓ વગેરે કીમ્મતી અસબાબ તથા પેના બે બધીવાનો પાદશાહી ગજાના આમાનીથી સ્વાધીનમા આવ્યા બન્ને બધી-વાનોને ઇમાનીઓના શાહની રૂબરૂ તરતજ ઉભા કરવામા આવ્યા, ઇમાની-ઓના શાહ તેમને તરતજ પીછાણતા જણાતા. અજબ જેવુ એ કે તેવણ તખ્ત પરથી ઉઠી પેના બધીવાનોમાના એકને એસ્તકબાલ લેવા ગયા, પણ તેણે કાઇ અસારત કર્યાથી તેમ કરતા અટકયા. તોપણ મે જોયુ કે બન્ને

બંધીવાનોની ઘણી આગતા સ્વાગતા કરવામાં આવી અને તેમને લઇ ગંજો પાછો સફરે ઉપડી ગયો."

"શુક અલ્લાહ! મારો માલીક તેમજ તેનો દોસ્ત સલામત છે!" મસરૂર મોટેથી બોલ્યો. પછી મનમે વમાસ્યુ: "ગંજામાંનો શખ્સ કોઇજ નહી પણ મહમદ ઝવેરીનો બેટો અબી હોવો જોઇએ." (વાંચનારને ૮૩ થી ૮૫ પાના પર આ શખ્સનો હેવાલ 'વેશધારી કલીફા'ના મથાળાં હેઠલ જણાશે.)

"મેહેરબાને મન! આ ખબર માટે તમારો મોટો ઉપકાર થયો." મસરૂરે સાંભળીને જણાવ્યું. "હવે મને એકદમ અહીંથી કુચ કરી જવી જોઇએ. ખુદા હાફીઝ! ચાલો બાનુઓ."

ત્રણેએ પાછાં કદમ ફેરવ્યાં. ટેકરી આગલ બાંધેલા ઉંટોને પાછાં પેલાં મકાનમાં લઇ જઇ બાંધીને ત્રણેએ મુસાફરી ચાલુ કીધી. મસરૂર બન્ને નાજનીનોને એકદમ કલીફના મેહેલમાં લઇ ગયો. કલીફ આ વેળા પોતાના વઝીર જાફર સાથે ખાનગી ઓરડામાં વાતે વલગેલો હતો. અલરશીદની રજા મેળવી બન્ને નાજનીનોને મસરૂરે કલીફ હજુર ઉભી કીધી, અને નામવર હારૂનના હુકમથી હબશી મસરૂરે સઘળી બીનાથી એ નામવરને વાકેફ કીધો. મસરૂરની આવી નીમકહલાલી જોઇ કલીફ ઘણો ખુશી થયો અને શાબાશી આપી ઠીક નજરાણું બક્ષીસ કીધું. પેલી નાજનીનો પાસેથી પણ નેક જીંદગી ગુજારવાની કબુલાત મેળવી તેમને છુટાપણું બક્ષ્યું અને પેલી લાખ અશરફીઓ તેમના ખરચ માટે ભેટ કીધી. આ નાજનીનોના ત્યાર પછી બે અમલદારો સાથે નેકાહ થયા,

**અરબ કારીગરીનું ઘડીઆળ.**

હારૂનના વખતમાં અરબો કેવા હુન્નરી હતા, તે એ નામવરે પોતાના યુરોપ્યન નામચીન પાદશાહી મીત્ર શાર્લેમેનને અરબ કારીગરીના ભેટ કીધેલાં એક ઘડીઆળ પરથી જણાય છે. આ ઘડીઆળની અંદર એક લોટી પર દર કલાકે તે વખત દરશાવનારા ટોકા વાગ્યા ઉપ્રાંત તેટલી સંખ્યાના ઘોડેસ્વારો એક દરવાજો ઉઘાડી બાહેર નીકળી આવતા જણાતા હતા.

**જંગીલમાં ભરાઈ બેઠેલો ગવયો.**

કલીફ હારૂનના દીકરા કલીફ મામુનને એક રાતને સમયે બેચેની લાગી. છત્રપલંગપર તે આછાડ પછાડ કરવા લાગો. આખરે પોતાના 'શાહ ગવૈયા ઇબ્રાહીમ મુસલ્લીના દીકરા ઇસાક મુસલ્લીને બોલાવી મગાવ્યો. કહ્યું કે એક એવો દીલપજીર કીસ્સો લંબાવ કે જે સાંભળતાં રસ ગરે ને કટકા પડે. તેણે જવાબ દીધો: અય શાહ ઇન શાહ! મારા ઉપર જે વીતી છે તે તો બારસી કીસ્સા કાહણીને એક કોરે બેસાડે તેવી છે તેથી સાંભળ હકીકત. એક રાત્રે હું ઘર તરફ પાછો ફરતો તો, તેટલાં કુદરતી સંજોગને આધીન થવા

હું એક ગલીમાં પેઠો. થોડેક ચાલતા મારી નજરે ચાર હાથાવાળી એક મોટી કુશાદે "ઝંબીલ" યાને પાટી પડી. તેને એક દોરડુ લટકેલું, જે હવેલીની મેદીની કપીમાથી ઉત્રેલુ મે માગ મનને કહયુ કે, "બચા ઇસ્માલ માન ન માન, પણ આય "ઝંબીલ"ના દરમ્યાન કંઇ અજબ જેવો ભેદ ભરેયો છે" એટલે હું તો ખુદાનુ નામ ઝબાન પર ધરતેનેજ ઝબીલમા બેઠો. બેઠો ને બેઠો કે દોરડુ ખેચાવા માડયુ ને ઝબીલ ઉપર ચહડવા લાગી. ઉપર પોહતાને વાર નજર કરૂં છુ તો ચારબરફ જેવી સફેદ બાદીઓના કોમલ હાથો મને ઉચે ઉસેગવાને કામે લાગેલા. તેઓએ મને જોઇ કહયું: "જનાબ, તશરીફ રખ્યે, આઇયે, મુબારકબાદ" પછી હાથમા સલગાવેલી મીનબતીની રોશન સમેદાની પકડી મને મેહલના અદરખાનામા લઇ જવા આગલ ચાલવા લાગી. હુ પણ આ અજબ તમાશાનો ભેદ શુ નીપજે છે તેનો કેડો કાહડવા ખાતર પાછલ પાછલ કદમ કદમ ચાલ્યો. દીવાનખાનાઓ અને ઓરડાઓનો શેસણગાર, શી શોભા, ને શો ઠાઠમાઠ.

શી શોભા ને શો સાજ, જગતના રાજ, ગાવે જશ તારા,  
કરી ભકનો હાર્યા હામ, કામ ખુબ ન્યારા.  
શી લીલા લાડી એમ. લલીતને ક્ષેમ, લાડતી ભાવે,  
જશ ગાવે મધુરા ગીત, મોહ ઉપજાવે

મોટાં દીવાનખાનામા જઇ જોઉ છુ તો ઝગઝગાટ લાઇટો બલે છે ધુપાદાનીમા ઉચા સુમાત્રી અગરના ખુશબોદાર ધુપ પમરે છે, જેથી મગજ તર થઇ જાય છે. એવા સયેગો વચે એક ઉગતા ચદર જેવી ખુબ આબદાર નાર તખતે બીરાજેલી તે મને જોઇ બોલી, "અય મેહરબાન મીયા મુલાકાતી! તમને અમારી મુબારકબાદ પોહચો." મે જવાબ દીધો, "અય દોસ્તાને સરતારાન કુલ ખલક વ ફલક નાજનીયાન! હુ ચહડી બેઠો ઝબીલે, તો પોચ્યો તારે મદીરે" નાજનીન બોલી "બતાવો તમારી બુનીયાદ" બદાએ કહ્યુ કે "હુ છુ જાતે બુન્યાદે ઉચનુ ફરજદ, નથી કઇ નીચ કે હલકટ લેકીન" બાઇ બોલી, "કઇ શાહેરી, કઇ કાફીયા, કઇ બયત, કઇ શયર આવડે છે?" મે કહ્યુ "સેહજ સાજ, નજીવુ જેવુ" માહરૂખ બોલી "કઇ કેહશો?" મે કહ્યુ "બાઈ, અજાણ્યુ ઠીકાણામા મુલાકાતીને શરમ લાગે છે પેહલે આપ બોલો." પછી બેલી તો સડસડાટ નાખીયા શાહેરોની ગઝલોને રેખ્તાઓ ને અબીયાતો ને બયતો તડાતડ લલકારવા લાગી.

પછી બાઇએ કહ્યુ કે "મેહરબાન મુલાકાતી! હવે ચંદ ચીઝેં આપ કહો." એટલે મે ગાયણી ઉસ્તાદોની દગાયલા ખઝાનાની ચીઝોને છુટતી કીધી. પેલી તો ઘણીક ઉમદા વાણીઓ માભળીને હરખાઇ ગઇ અને ખુશા-

લીમાં ખીલી ગઇ. કહ્યું કે “ વાહ વાહ મીયાં મુલાકાતી, એ તે તમારા કેવા ઢંગ ? જાણે વેપારીના દીકરા જેવું ડોળ ઘાલ્યો, પણ તેમાંનું કંઇ નહીં એવા ચોડાજ માના જણ્યા જાયા પુતો હશે કે તમારી માફક ઉસ્તાદી ઉમદા ચીજો જાણતા હોય. મીયાં તમે તો હદ કરી, તમારા સનમુખ અમ સરખાં બહરાં મની-ખના શા ભાર ? શું તમારી શરમ ઉડી ગઇ કે ? તમે તો કેહતાથા ને કે બાઇ મને શરમ આવે છે, બાઇ અમને લાજ લાગે છે. નો લો જી, હવે તો આપની ઝુબાન ઉપડી ને ના ઉપડી કે તે આસમાન ચક્કરમેજ વાતો કરે છે.

ખુશ ખુશ થઇને બીબીએ મેવા મીઠાઇ અને ફુલના ભરેલા ઉમદા ખાન ચાઓ અને ઉંચાં લેહઝતદાર ખુમારીદાર શરબત મંગાવ્યાં કે જેમના પીધાથી એક લોકડીનેબી સીંહના મીમાય શુર આવે અને તે બોલે કે—

હમ તો આશક હય તેરે નાઝ ઉઠાને વાલે,
તુજે જદસે દેખી અય મહબુબ સતાને વાલે.

એ મીસાલ રમત ગમતમાં સારી રાત વહી જાય છે અને વખત તે-એવો ખુશ નીકળી જાય છે કે કંઇ કસર નહીં. બાઇ કહેઃ “મીયાં તમારામાં બધુંબી છે, પણ ખામી માત્ર એક વાતની છે. તમે તંબુરા પર ગાઇ જાણતા જણાતા નથી. ”

ગાવો તંબુર હલુકે, બુલબુલ જેવા રાગે;
તાન શુર અલાપને, કુમળા તે સાહદે.
વીધા હુનરનાં મસ્તાની બઝનાં,
ચંચલ મનની તેજી તરાપે.

જેનુ નામ ઇસાક મુસલ્લી. શું બંદાને બે વખત કેહવું પડે. એક અજ લખ તંબુરો લઇને તેનાં ચરમપત્ર પડ, તારની બાંધેલી ફુલની ગુંહણ માફકની જાત, અને પોકલ કરેલાં ચીપ્યાં લાકડાંને લગાવેલી કુંચીઓમાંથી મેં જે સરોદ નીચોવ્યો, તેમાં સાથે ગયાં. છાતી અને નાભમાંથી બે ચેલો મારો હલક બેલાવ્યો કે બાઇ તો તે સાંભળી લેલેપોપો થઇ ગઇ. કેહવા લાગી કે “ મારે મન પરસ્તાનનો બગીચો ખીલ્યા નજર આવે છે—

મારે મન જતી રહું જતી રહું થાય છે;
બાઇ તારી દીકરી પરસ્તાન જાય છે. ”

તે દીલદાર તો રાગ રાગણીના બાદરના લલકારમાં ગીરફતાર થઇ ગેરકા-રના પુકાર મમ શાબાશનો કીલકાર કરવા લાગી. એવી મજાહમાં બામદાદનો વખત થવા આવ્યો. ત્યારે બોલી કે “એરે મીયાં મુલાકાતી ! વાન તમારાં મનમાંજ

રાખજો ને કોઇને કેહતા ના, કેમકે એવી મુલાકાતો ઇતબાર પર વીશવાસે આવે છે." મે બ તોરે કસમીયા ખાત્રી આપી કે " શુ મને એની સમજ નથી ? તમાગે લેશ માત્ર ચીંતા ના કરવી " એમ કહીને મને મકાનમાથી દરવાજો ખોલી રસ્તે મેલાવ્યો. મને જે ચષ્ટા લાગો, તો પછી તુ નામદારને ઉઠાડીને પણ હુ તે બાઇ પાસે રાતોવાઇ વજો આપવા લાગ્યો, અને તેની ચતુરાઇ અને ગાયણ કળા અને સજાવટ ને શીખાવટ ને શ્યાનપત આગળ ગોયા ઘેલો દેવાનો બન્યો. આવી હકીકતથી કલીફને મત અચએો વ્યાપ્યો, તેણે આવી બત્રીશ લક્ષણી મકલગુણ સપન્ન બાઇને જોવા કસદ કીધો. ઇસાકને પસ રાખ્યો પટાવ્યો ફુલાવ્યો. એટલે તેણે ઘણીક મીન્નત કરી બાઇની રજા મેલવી કે, મારો કાકાનો દીકરો જે મારાહાણેબી ગાયન ચાતુરયમા દશ ચાશ ચહડે તેવો છે તેને લઇ આવુ." કલીફ તો નામ'દાર બીબીની ખુબસુરતી જોતાંજ લેવાઇ ગયો. તેનાં ગાયણ પર તો તનો જાનો રવાનથી ફીદા થઇ ગયો. તેની આગતાસ્વાગતાની ગતી જોઇને ચીતભ્રમ થયો.

ખબર કાહડી તો કલીફને માલમ પડયુ કે એ તો પોતાના વઝીર હસન બીન સાહલની દીકરીખાદીજા પાછળથી ખાદીજા નામ ફેરવાઇ બુરન કહેવાયું. ( એ બુરનના કીસ્સા કીજે જુઓ આ કીતાબનુ પાનુ ૧૯.)

### વેશધારી કલીફા

જાફર અને મશરૂરની સાથે એક દીવસને સમયે કલીફા હારૂન, મુસલ્મી વેપારીઓનો લેબાસ લઇ તાઇગ્રોસ નદીની શયર કરવા ઉતરી પડયો.

અગર શયરે ચમનમે હમે બોલવાવો તો આવે'.
સો મીનતે ઔર ચયનસે બેઠલાવો તો આવે.

એક બોટમા બેઠેલો દીઠો બુઢો પીરમરદ તેને એક શેરખ યાને લાલ જર યાને સોનાનો, દીનાર કેહતા સીકકો આપી કહુ કે "અય જમાનાના ને જેહાનના બુજરોગ શેખજી, અમને નદીમા ફેરવી સેહલ કરાવશો ? " શેખે કહુ 'બાઇ કરાવુ તો ખરો, મારી ના નથી, પણ રોજ રાત રાતે કલીફ પોતાના બાદશાહી ગજામા ફરવા નીકળે છે અને નકીબ પુકરાવે છે કે અય ઇનસાન લોક, શુ નહાના કે મોહટા, શુ અદના યા આલા, શું ગની કે ગદા, શુ મરદેઆદમી કે બાલબચા, હવી જાઓ, કેમકે જે બી કોઇ મારા ગજા તરફ નજર કરશે તેનુ ડોકુ ઉડશે, અગર મોગ ડોલ પર દોરડે લટકી ફાસી જશે—તો તેનુ કેમ ?"

કલીફ હારૂન અલ રશીદ તો આ સમાચાર સાભળી ચોકયો. જાફર પણ વીચારના વમળમા ગોગા ખાવા લાગો કે આ તે શી આવ બલા ને પકડ ગવા.

લીમાં ખીલી ગઇ. કહ્યું કે "વાહ વાહ મીયાં મુલાકાતી, એ તે તમારા કેવા ઢંગ ? જાણે વેપારીના દીકરા જેવું ડોળ ધાલોછ પણ તેમાંનું કંઇ નહીં એવા ચોડાજ માના જણ્યા જાયા પુતો હશે કે તમારી માફક ઉસ્તાદી ઉમદા ચીજો જાણતા હોય. મીયાં તમે તો હદ કરી, તમારા મનમુખ અમ સરખાં બાઇરાં મનીખના શા ભાર ? શું તમારી શરમ ઉત્રી ગઇ કે? તમે તો કેહતાથા ને કે બાઇ મને શરમ આવે છે, બાઇ અમને લાજ લાગે છે. તો લો જી, હવે તો આપની જુબાન ઉપડી ને ના ઉપડી કે તે આસમાન ચક્રરમેજ વાતો કરે છે.

ખુશ ખુશ થઇને બીબીએ મેવા મીઠાઇ અને ફુલના ભરેલા ઉમદા ખાનચાએ અને ઉંચાં લેહજ્જતદાર ખુમારીદાર શરબત મંગાવ્યાં કે જેમના પીધાથી એક લોકડીનેમી સીંહના મીજાસ શુર આવે અને તે બોલે કે—

હમ તો આશક હય તેરે નાઝ ઉઠાને વાલે,
તુઝે જદસે દેખી અય મહબુબ સતાને વાલે.

એ મીસાલ રમત ગમતમાં સારી રાત વહી જાય છે અને વખત તેએવો ખુશ નીકલી જાય છે કે કંઇ કસર નહીં. બાઇ કહેઃ "મીયાં તમારામાં બધુંએ છે, પણ ખામી માત્ર એક વાતની છે. તમે તંબુરા પર ગાઇ જાણતા જણાતા નથી."

આવો તંબુર હણુકે, બુલબુલ જેવા રાગે;
તાન શુર અલાપને, કુમલ્લા તે સાહદે.
વીધા હુનરનાં મસ્તાની બલનાં,
ચંચલ મનની તેજી તલપે.

જેનુ નામ ઇસાક મુસલ્લી. શું જાંદાને એ વખત કેહવું પડે. એક અણલખ તંબુરો લઇને તેનાં ચરમપત્ર પડ, તારની બાંધેલી ફુલની ગુંદણુ માફકની જાત, અને પોકલ કરેલાં ચીપ્યાં લાકડાંને લગાવેલી કુંચીઓમાંથી મેં જે સરોદ નીચોવ્યો, તેમાં સાથે ગલાં. છાતી અને નાભમાંથી એંચેલો મારો હલક બોલ્યો કે બાઇ તો તે સાંભલી લેજેપોચો થઇ ગઇ. કેહવા લાગી કે "મારે મન પરસ્તાનનો બગીચો ગોયા નજર આવે છે—

મારે મન જતી રહું જતી રહું થાય છે;
બાઇ તારી દીકરી પરસ્તાન જાય છે."

તે દીલદાર તો રાગ રાગણીના બાહરના લલકારમાં ગીરફતાર થઇ શેરકારના પુકાર સમ શાબાશનો કીલકાર કરવા લાગી. એવી મજલેહમાં બામદાદનો વખત થવા આવ્યો. ત્યારે બોલી કે "બેરે મીયાં મુલાકાતી ! વાન તમારાં મનમાંજ

રાખજે ને કોઇને કેહતા ના, કેમકે એવી મુલાકાતો ઇતબાર પર વીશવાસે ચાલે છે." મેં બ તોરે કસમીયાં ખાત્રી આપી કે "શું મને એની સમજ નથી ? તમારે લેશ માત્ર ચીંતા ના કરવી." એમ કહીને મને મકાનમાંથી દરવાજો ખોલી રસ્તે મેલાવ્યો. મને જે ચપ્ટો લાગો, તો પછી તું નામદારને ઉડાવીને પણ હું તે બાઇ પાસે રાનોવાઇ વંજો માપવા લાગ્યો, અને તેની ચતુરાઇ અને ગાયણુ કળા અને સજાવટ ને શીખાવટ ને સ્થાનપત આગળ ગોયા ઘેલો દેવાનો બન્યો. આવી હકીકતથી કલીફને મત અચંબો વ્યાપ્યો, તેણે આવી બત્રીશ લક્ષણી સકલગુણુ સંપન્ન બાઇને જોવા કસદ કીધો. ઇસાકને પસ રાવ્યો પટાવ્યો ફુલાવ્યો. એટલે તેણે ઘણીક મીન્નત કરી બાઇની રજા મેલવી કે, મારો કાકાનો દીકરો જે મારાંહાણુંથી ગાયન ચાતુરયમાં દશ ચાસ ચહડે તેવો છે તેને લઇ આવું." કલીફ તો નામદાર બીબીની ખુબસુરતી જોતાંજ લેવાઇ ગયો. તેનાં ગાયણુ પર તો તનો જાનો રવાનથી ફીદા થઇ ગયો. તેની આગતાસ્વાગતાની ગતી જોઇને ચીતભ્રમ થયો.

ખબર કાહડી તો કલીફને માલમ પડયું કે એ તો પોતાના વઝીર હસન બીન સાહલની દીકરીખાદીજા. પાછળથી ખાદીજા નામ ફેરવાઇ બુરન કહેવાયું. ( એ બુરનના કીસ્સા કીજે જુઓ આ કીતાબનું પાનું ૧૯.)

એ ગલેપડુ વેશધારી બોટ ખલીફ કોણ હશે તેની તપાસ કરવામાં હારૂન ને જાફર તતપર થયા. તેઓએ પેલા ઘરડા ખખ ડોસા શેખને બીજા દીનારની લાલચથી લલચાવ્યો ને તેની બોટ પર ત્રણે જણ સ્વાર થયા. નદીની મધ્યમાં ચમાં બોટ લઇ જઇ થોભાવી. તેટલાં તો સુંઅવાટની માફક ફુંફાં ફુંફાં સુસવાટા કરતો મમાલોની બળકથી ઉજેરડેદાર બનેલો આવ્યો પેલો ધમધમ કરતો ગંજો. તેને આવતો જોઇ પેલા દુન્યાના ખાધેલા ઢાંખરા શેખે પોતાની બોટને સપાટાબંધ પુલનાં આરકાંને ઓથે દબાવી દીધી. ત્યાં ચીમાઇ ચીંગા થઇને તેની બોટ પરનો બધો તમાશો જોય છે. લાલ ખાલેમ ગોનાનાં ચકચકીત ધુપદાનોમાં અગર ખુશબોઇ જલે છે. એક આદમ લાલ સાટીનનો ઝભો પેહરેલો, જેનાં ચમાં પર મલાહી રંગ માહપો લટકતો, અને જેને માથે ફુમકી મુસલ્લી ગેહર ની બદડી પાઘડી પેહરેલી, તે એક લીલી રેશમી હેલીમાંથી મુઠે મુઠે ઉંચુ અકસીર સુમાત્રી અગર ધુપદાનમાં હોમ્યેજ જાય છે. ગંજાને આ નાકે તે ઉભો છે. પેલે નાકે તેના જેવોજ ચંદ આદમ એજ કામે વલગ્યો છે. ગંજાની બીચમાં ઉમદા ધરાની ગાલીચાના ફરશ બીછાવેલા છે. ત્યાં ખીદમતમાં કમરબંદી કરી બમો ગોરા ગુલામડા જમણી ને ડાબી સફ સમારી હજુરમા ખડા છે. વચે લાલ કુનખ્નનુ સમારેલું તખ્ત છે. તેના ઉપર બીરાજે છે એક ખુબશુરત મનગમતો જવાન. પાળી સોનેરી તરાંહદાર જરી કામથી ભરેલો કાલો ઝભો તેણે પેહરયો છે. તેના પાસે બાજુમાં હાથબખશ કરી વઝીર જાફર જેવો એક શક્ષ ઉભો છે. .વળી માથાં આગળ મશરૂર જેવો કાળો હીજડો ગુલામડો લોહીની પીનાર ખુનખાર ચલચલતી 'સમશેર ખેંચી તલવાર ઉઠાવી હુકમ થતેજ ઝટકો કરવા ખુનસી આંખે ઉભો છે. નજીક ચીશેક ટેબલ પ્યાલાંના રકેબી રકીબો બીરાજ્યા છે. આ કોટક દેખી ખલીફ હારૂને જાફરને કાનમાં શબ્દ કીધો "મુમકીન છે કે મારા બેટાઓમાંનો એક એ હોય—યા અમીન યા મુમીન." પછી ખુબરવશે નીધાહ કરી હારૂન પેલાને તપાસે છે તો શું કે છે તે સરવનાં ઝાડ જેવાં સીધાં કદનો, ખુબશુરતીમાં શુકર સેતારાને સુવાડી દેય તેવો, અને ફકડાઇમાં કંઇ પણ ઓછો ન પડે. એટલા એતમાં પેલો ગંજો તેઓ પાસથી નદી પર આગળ વહ્યો ગયો. બોટવાળો શુકર ગુજારી બોલ્યો "શુકરાનાં તે સાહેબના કે ગંજા પર નજર નાખવાથી આપણે માથે કોઇ આંટી નહીં આવી." ખલીફ હારૂન તેના સાથીઓ સાથે મેહેલે ગયો. બીજે દાહડેઓ મુમલ્લી વેપારીને વેશે પાછા શેખની બોટમાં આવી વેશધારી ખલીફનો તમાશો જોવા આવ્યા. શેખ ડોશાને સમજાવીને તથા દસ દીનાર દામ આપીને ગંજાની આગળ પોતાની બોટ લેવાડી. ગંજા પરનો રોશનીની લાઇટ લાગેલી, તેથી તે તો હતો ઉજેરડામાં. તેથી ઉલટું ખલીફ હારૂનની બોટ હતીઅ ધારામાં. ગંજાની આગળ બોટ ચાલતી જાય અને ખલીફ હારૂનને

તેના સાથીઓ પછવાડે ફરી ખોટા ખલીફના તમાશો જોતા જાય વાડીઓ અને બાગો લાગેને નદી કીનારે ગએ આવી લાગરયો ત્યા એક ખચરડી છન લગામના બાદશાહી સાજ સીકે સજીને તૈયાર રાખેની તે પર સ્વાર થઇને પેનો ખોટો ખલીફાએ પોતાના સોબતીઓ, રસાના, ગુનામદાર, મમાલચીઓ, અને ધુપદાનીઓ સાથે ચાનુ મુકયુ તેમના પછવાડે હારૂન જાફર ને મશરૂરગી ગયા પેના ધુપદાનીઓના દીવામા તેઓ આવ્યા ધુપદાનીઓએ તાનમા પુછ્યુ કે "કેમરે આવ્યા? મરવાના થયા છો શુ?" નણે જણે જવાબ દીધો "નામદાર જનાબ, મુસલના વેપારી પરદેશી અજાણ્યા છીએ શુ કર્યે તેની ખબર નથી" ધુપદાનીઓ ધુપની ગુસ્સામા ગરમ થયના મીજાશી મગજે બોલયા, પરદેશી છોતો ઠીક, નીકર બગદાદી હતે તો તમારા ડોકા ઉડતે" ખોટા કલીફને રીપોર્ટ કીધો તે તેણે પણ એવોજ કડકડતો ગરમાગરમ જવાબ આપ્યો ખોટા ખલીફે પોતાના ખોટા જાફરને કહયુ, 'લેરે આ લોકને તારી સાથે રાખ, એઓ આજ રાતે આપણા મેહમાન છે ખોટો જાફર બોલ્યો "ઓ અમારા સાહેબ તારો સુખન બદાએ સરપર ચડાવો પછી તેઓ એક ગજાવર મેહલને આગળે આવી પુગ્યા ખાકની જમીન પરથી એ ઉંમદા મેહલે પોતાનુ સર આસમાન તનક બુનદ ઉંચવેલુ તેના બારી બારસાખ ને બારણા હીદી સાગવાણી લાકડાને પાનીસ કરી બનાવેલા તેમા કોતરકામ કરી સોનાના વેળા, પાત્રા ફન ફુલ, ઝાડ, પક્ષી જાનવર અને બીજા ચીતારો ઉમદા કારીગીરીથી કીધેના મોટુ બાદશાહી દીવાનખાનુ તેની રોણક ને સણગારનો પાર નહી ફુવારાઓ ઉડાઉડ કરી રહ્યા છે સેત્રજી ને ગલીચા બીછાયા છે કીનખાબના ગાદી તકયા ને કુરતીનના જાનરથી શોભીત કરેલા લાબા કોચો હારબંધ લાગ્યા છે સોનામા મઢેલા જવાહીરી તખ્ત ઉપર ખોટા કલીફ બીરાજ્યો તખતના ઉપર પીલા સાટીનની જરી કામથી સણગારેલી ગાદી બીછાવી હતી પછી સઉ સઉ મીજનશીઓ પોતપેતાની ઔકાત માફક લાયક જગાએ ગોઠવાઇ બેશી ગયા પેનો મશરૂરના જેવો કાનો જલ્લાદનો તનનાર્યો ઢીમ સરખો ઉભો થઇ રહ્યો પછી મીજબાની આવી તેમા શેકાર ને મોરગ ને પનાવાને મનાહીને મેના ને મીઠાઇને પકવાન તરેહવાર જાનજાતના ને ભાતભાતના પછી સરબતના ઠડા તેમજ વની ખુમારીદાર પીણાઓ જવેરાતના જડેના સોના ચનાણા તથા પ્યાલામા આવ્યા સઉ સઉએ પોતપોતાને ગમતી રીતે ખાધુ પીધુ આવી સાહેબીનો દદારો ને તવગરીનુ સગ્રહસ્થાન જોઇને ખલીફ હારૂને જાફર વજીરની કાનાકુસી હતુમે કીધી કે આપણે એવા મોટા પાદશાહ છતા આપણી સોડે વગીક એવા ઉમદા જવાહીરી પ્યાના ચનાણા નથી" આવી ઘુસઘુમની શીખાયત કરવના ચાલામાના ખોટા કલીફના જોવામા આવ્યાથી તેણે શબ્દ કરેલો કે 'હતુમે ઘુસઘુસ કરતી મીજલસના કાનુનથી

ઉમદું અને બરખેલાક છે." વઝીર જાફરે કહયું: "જનાબઆલી, કશી પણ ગુસ્તાખી કરવાનો અમારો ઇરાદો ન હતો. મારે મીત્રે મને કહયું કે 'હું પણ મુલકે મુલક ફર્યો છું અને ઘાટે ઘાટને નદીએ નદીનાં પાણી પણ મેં પીધાં છે, પણ મારાં બાપ જનમમાં આવી નામીચી જયાફત અને તેમાં આવા સણગારદાર જવાહીરી કીમતી પ્યાલાં રકેબીને ખાનચા મારા દીઠામાં કદીબી નથી આવ્યાં તો આવ્યાં, પણ સાંભળવામાંબી નથી આવ્યાં. છતાં એ બધી ઉકમાઇ એક ચીજ વગર નકામ છે. એવી મેહફીલમાંતો ગાયણ જોયે. હું પણ કહું છું કે વગર ગાયણે મીજ્લસ બોટીને મેહફીલ ફીકી. બેચેની અને દરદી દીલનો ઇલાજ ગાયણ. હીંદુસ્તાનના બુતપરસ્તોના રાજા ઇંદરે વકીક કહયું હતું કેઃ—

રાજા હું મે કોમકા ઇંદર મેરા નામ,
બીન પરીયોંકે દીદકે નહીં મુજે આરામ.
સુનોરે મેરે દેવરે દીલકુ નહીં કરાર,
જલદી મેરે બાસ્તે સભા કરો તૈયાર.
તખ્ત બીછાવો ઝગમગા જલ્દીસે દ્દરીઆન,
મુજકુ ઉપર બેઠના મીજ્લસકે દરમ્યાન.
લાવ પરીયોંકું મેરી જલદી જાકર હાં,
બારી બારી આનકર મુજરા કરે હાં."

વેશધારી ખલીફ આ સાંભળી મુખ મલકાવી હસ્યો, અને એક સોનાની ઢાલપર બે ત્રણ ટાપર ઠોકી. તે સાંભળતાં વેત એક બારણું ઉઘાડી ખોજે ગુલામ હાથીદાંતની કુરસી લઇ આવ્યો. કુરસીમાં સોનાનું નકસીકામ જડત કીધેલું હતું. તેની પાછળ લટક ચાલની એક મેહબુબ રાજા ઇંદરની સબજ પરી, લાલ પરી, નીલમ પરી, ઇલમ પરી, ને બીલમ પરી બધીઓને લજવાવે તેવી ચંદરમુખી આવીને કુરસીએ બેઠી. જાણે ગંભીર આકાશમાં આફતાબ પ્રકાશતો હોયની. હાથમાંનો હીંદવી બનાવટનો સુંદર તંબોરો પોતાના ફુમાસદાર ખોલાખા મુકીને, જેમ માય પોતાના હૈયાંનાં હેતથી દીકરાનાં સરપર ઝુંકાય. તેમ તેનાપર વાંકી વલીને, ગાયણનાં સાને શુર ને સીનેતેર સમ ખેંચવા લાગી. તેની કલા ચાતુર્યથી અને ગવે ઉસ્તાદીથી સારી મીજ્લસ છક થઇ. અરે બ્બ્રક શું, દંગ થઇ, સુની સાવજ બની ગઇ.

અંતરા સાંભળી વેશધારી ખલીફે જીગરના જાનથી એક પુકાર માર્યો. પોતાના તનપરના ઉમદા પોશાકનાં કપડાં ચરાચર ફાડી ચાક કીધાં. તેના ખીદમતગારોએ તરત તેને ઓલા પદદામાં કરી લીધો. પેહલાનાં કરતાંબી ઘણો ઉંચો નામીચો બીજો જજો પેહરાવ્યો. એમ કરતાં એકેક પુઠે ત્રણ

એકેક કરતાં સરસ સુંદરીઓ આવી પ્યારનાં ગીતો ગાવા લાગી. તેથી ફરી ફરીને વેશધારી કલીફ પુકાર મારી બેસુધ થતો અને જબા ફાડતો ચાલ્યો. છેલીવારે બેસુધ થયો, ત્યારે તેની પાંસલીપર ખજુરીના સોટાના સપાટાના પડેલા ડાહમ કલીફ હારૂનના જોવામાં આવ્યા. તેણે જાફરને કહ્યું કે "આ ખાસો ગભરૂ ખુબસુરત જવાન છે, પણ ખુદા કસમ એક નાપાક લ્યાનતી ચોર છે. કેમકે ચોરને બાંધી મારે તેવા ફટકાના ડાઘ તેને શરીરે ચોંટેલા છે." કલીફ હારૂનને જાફર વજીર સાથે વલી હલુસે વાત કરતાં પકડી પાડીને વેશધારી કલીફ બોલ્યો. "કેમરે, વળી શું છે?" જાફર કેહજે "જનાબ, મારો મીત્ર કહે છે કે તે આટલે શેહરે શેહર ફર્યો, પણ કોઇ મુલકમાં આપના જેવો મોટો ખરચ નહીં જોયો, કે ના જોઇ તેણે આવાં નાદર પોશાકોની ફાડતોડ." વેશધારી કલીફે કહ્યું કે "તેની તમારે શી પંચાત? મારા સોબતીઓને ઇનામમાં એનાયત કરવા ખાતર હું એ પોશાકો ફાડું છું, અને જેને તેમાંનો એક પોશાક આપુ છું તેને તેના સાથે પાંચસો દીનારની હેલી સોગાત આપું છું:" વજીર જાફર બોલ્યો "ખુબ કહ્યું છે માહરાજ કે, સખાવતકે દુન્યાંમે ચલતે હય જાહજ. એહી નામ દુન્યાંમે રેહ જાવેગા, ન કોઇ સાથ લાયા ન તો લે જાવેગા." આ સાંભલી ખોટા કલીફે ફરમાવ્યુ કે, એવા અક્કલપસદ સખુનગોને એક હજાર દીનાર, અને ઇજ્જત ભરેલો તથા મરતબા ભરેલો એક ખાસ પોશાકનો કીમતી ખીલ્લત યાને સરપાવ એનાયત કરે. કલીફ હારૂને કહ્યું કે "જાફર, એના દીલપરના સોટાના સપાટાના ડાઘ વીશે પુછ." જાફર કેહજે "નામદાર જવા દે. સેહતા જીવને કાંય સતાપેછ, ને સુતેલો સાંપ કાંય જગાડેછ." કલીફ હારૂન કેહજે "નહીં પુછ્યુ તો જાણ અય ગુલામ કે અજલ આવી પોંચી નજદીક; ચપદેનો કે તારી ધાટીમાંનો દમ ઘુંટી નાખશ." ખોટા કલીફે વલી આ ધુસમધુસની હકીકત પુછી. તે માહ આનાકાની અને મુશકેલીથી જાફરે કહી. પછી તેણે પોતાની તવારીખનુ બ્યાન તેઓ આગલ કીધું. તેણે કહ્યુ કે—સુણો અય મારા સાહેબાને મલીજશ! હું કંઇ ઇમાનદારોનો હાકમ ખરો ખલીફો નથી, અલી નામના બગદાદના ઝવેરીનો હું બેટો; મારૂં નામ મહમદ, મારા બાપે મને વારસામાં અકાગ સોના રૂપાના દાગીના, *મોતીની માળા, પરવાળાં માણેક હીરા ને નીલમના ભરેલા દાબડા આપ્યા* ઉપરાંત ઘણોક માલ મીલકત, જાગીરી, મકાનો, હવેલીઓ, બંગલાઓ, હમામો, બાગો, બગીચાઓ, વીગરે આપેલું. મારા દોસ્દારો ને સોબતીઓબી જેમ ઘણા, તેમ મારા ખીદમતગારો ને ગુલામડાઓબી ઘણા. એક દીવસે હું મારી ઝવેરીની દુકાને બેઠેલો. તેવામાં એક ખચરડીપર સવાર થઇને ત્રણ બાંદીઓ સાથે એક બાંનું પુરકેનાર મલાહેજાથી ત્યાં આવી લાગી. આવીને મારા પાસે જવેરનો નવસરો હાર માગ્યો. એક સો જુદા જુદા રોનકદાર નોફા હાર

દેખાડયા, પણ બધા તેણીએ રદ કીધા. આખરે હાફીને મારા બાપે લાખ દીનારને ખરચે ખરીદેલો એક બાદશાહી જુની ખાનનાં હીરા માણેક જડીત નવલખો હાર દેખાડયો. તે જોઇ તેણી ખુશ થઇ ગઇ, અને પોતાને શે બાગ્યાં વંતી ગણી મુબારકબાદી આપવા લાગી. પોતાની ખુશાથી તેણીએ લાખ દીનારની ખરીદ કીંમતપર પાંચ હજાર દીનારનો નફો આપવા ઠરાવ્યું, અને તે છતાં તેણી મારાં હેશાનમાં ઘણી ઉંડી ઉત્રી છે એમ કબુલ્યું. તે મને પોતાને મકાને કીમત આપવા તેડી ગઇ, મને ઓરડામાં તેડયો, ત્યાં જોઉં તો તેણી સોનાની ખુરસીપર બીરાજેલી, ને પેલો પાદશાહી હાર જે તેણીએ ગલાંમાં લટકાવેલો, તે તો તેણીની ચેહરાની ખુબસુરતીના જોર આગળ ઝાંખો પડેલો. તેણીનો નુરનો ચમકાટ જોઇ હું ઘેલો દીવાનો થયો. એવો હાલ જોઇ તે વીજ-લીની ઝડપથી ખુરસીએથી મારા આગલ આવી બોલવા લાગી કે, “ અય ચસ્મે નુર ! શું બધા ગબરૂ તારી માફક પોતાની માશુકો તરફ ધાટકી હોય છે?” તે બોલી કે “અય મારા સાહેબ, તું જાણે છે કે હું કોણ છું ? મારૂં નામ **બાનુ દુન્યાં** છે, અને હુ જાફર વજીરની બેહન તથા યાહયા ખાલીદ બારમ-કીની દીકરી થાઉ છુ. ” ખ્યાલમાં ગવાયું છે કે “ હું છું દીકરી મોટાબાપની, એ હુરમત નહીં રેહવાની.” તેમ મે વીચાર્યું કે આવાં બાદશાહી ખાનદાનની દીકરી આગલ મારી ઇજ્જત જવાની. હું ઘભરાયો ને ઠંડો પડી ગયો. તેણીએ દીલાસો દીધો કે “ ઘભરાનો ના. મારા જીવની માલેક હું છુંઃ અબઘડી કાઝી બોલાવી નેકા પહડાવું છુ. મારી ખાયશ છે કે હું તારી બયરી થાઉં ને તુ મારો માટી થાય. આ નવસરો નવલખો હાર તેં મારી ગાદીની પેહેર દાખલ આપ્યો છે, તે મેં કબુલ કીધો, ને હું તારી ને તું મારો થયો.” એમ કહી એક જ્યાફત કરવા હુકમ કીધો. પછી તેણીએ ગાયણ કીધું ને મેં પણ ગાયું. કાજીએ નેકાનું ખત દસ્તાવેજના કાનુન મુજબ તૈયાર કીધા પછી અમે પલંગે પોઢવા ગયાં. હું એક મહીનો તેણીની સાથે રહયો. પછી તેણી એક દીવસે હમામમાં ગઇ. તેનો લાભ લઇને એક બુઢી દદા કલીફાણી ઝોબીદીને નામે મને તેડવા આવી કે માહરાણીએ તમારાં ગાયણની તારીફ સાંભલેલી હોવાથી તેણી તમારૂં ગાયણ સાંભલવા ઇછે છે. હમામમાં ગયા અગાઉ દુન્યા બાનુએ મને સખતમાં સખત તાકીદ આપેલી કે હું હમમાથી પાછી ફરૂં ત્યાં તલક આપણા સુવાના ઢોલ્યાપરથી તું પગ વતીક બાહર ના કાહડતો. મે તે સોગંદ ખાઇ કબુલ કીધેલું. પણ પેલી બુઢ્યાંએ ધમકી આપી કે જો તું ન આવશે તો ઝોબીદાજીનાં નેણ ચટશે. આ મકરથી ફોસલાઇને હું ઝોબીદાજી પાસે ગયો. પછી તેવણે મને ગાવા કહયું. ગાવા પછી મને ઝોબીદાજીએ કહયું કે “ હવે તમે જાઓ, નહીં તો દુન્યાબાનું તમારા ઉપર રીશે બરાશે. ” હું પાછો આવી જોઉં છું તો દુન્યાબાનું હમામમાંથી આવી પલંગે

પોઢેલી. હું તેણીના પગ આગલ બેસી ચપી કરવા લાગો. તેણીએ પગ ઉચે ખેચી લઇને મને કકડાનીને લાત મારી ઢોલ્યાપરથી દડાની માફક ઉડાડી નાખ્યો બુમ પાડી બોલી કે "દગાબાજ, આખેરસ તુ તારા કોલથી ફર્યો, અને ઝોબીદા પાસે કે જેની જવાની આટલી મના કરવા છતા ગયો." પોતાના ગુલામ સવાબને બોલાની તેણીએ ફરમાવ્યુ કે મારૂ ડોકુ ઉરાડે ગુનામડાઓએ તો મને આખે પાગ બાધી ભોયપર પટકેરો. તેટલાં દુન્યાબાનુની બધી સાહેલીઓ-અને ગુલામડીઓ વચ્ચે પડી કાલાવાલા ને મીનતજારી કરવા લાગી ત્યારે તેણીએ ખજુરીના લીના સોટા મગાની મારી ચામડી ફાટે ત્યા સુધી માર મરાવ્યો તેના એ ડાઘા મારે શરીરે ચોટેલા છે બાદ મને મેહલમાથી જાણે એક લાકડાનુ ઢીમકુ ઉચકાનીને ફેકી દેય તેમ ઢકેલાનીને ફેકાવી દીધો ઘણાક તબીબોને ઇલ્મીઓની દવા કરી લાબે દહાડે હુ સાજો થયો પછીથી મે આય મોટા ગજો બનાવ્યો અને તેમા બેસી ટાઇગ્રીસ નદીમા દર રાતે ફરવા નીકળી ખોટા ક્લીફને લગતો રકાસ ને ઢોગસોગ કરવો શરૂ કીધો આ વાત સાભળીને ક્લીફ હારૂન પેલા ખોટા ક્લીફની રજા માગી ઉઠ્યો. પોતાના સાથીઓ સગાતે મેહલમા આવ્યો બારવણે પેલા ઢોગી સોગી ક્લીફને બોલાની મગાવ્યો અને દુન્યાબાનુને પણ તેણીના ભાઇ જાફર મોડે તેડાની આણાની ક્લીફ હારૂનને દુન્યાને કહયુ કે પોતાના ખાવદને એમ કરવુ ઘટે નહી. દુન્યાએ કહયુ "નામદાર! કીસમતમા બનવાનુ હતુ તે બન્યુ. હુ મારા ખાવદથી માફી ચાહુ છુ." ક્લીફ ટરતો કાજીને બોલાવી તેમની પાછી શાદી કરાની, અને ઘણેક ખજાનો આપી નેહાલ કીધા. મમદઅલીને પોતાના ટેબલ્યા મોબતીઓની સાથના ફુપન્યાર તરીકે નેમ્યો

**ઈમામ અબુ યસુફે કરેલો ઝટ ચુકાદો**

ક્લીફ અને જાફર એક રાતે મઝા ઉડાવતા બેઠા હતા, તેવામા ક્લીફે વાત છેડી "જાફર, મે સાભલ્યુ છ કે તે એક પુનમના ચાદ સમાન માહાતાબ સુખી મેહબુબ ખરીદી છે તેની કીમત તુ લે, ને મને તે વેચ કેમકે તેણીની તારીફ સાભળી મારૂ કલેજુ તલપે છે" જાફર મારાથી વેચરો નહીજી ક્લીફ તારે મને આપી દે જાફર મારાથી આપી પણ ન દેવાય ક્લીફ (ગુસ્સામાં) મહારાણી ઝોબીદાના મારેથી ત્રેવડ તલાક અપાય જો તુ મને એકદમ ના સોડી વેચે કે ના આપે તો હવે આ તો કાગનુ કટેમર થઇ ગયુ. યા તો જાફરના કસમ ખોટા પડે, કે ન તો ઝોબીદા સાથના વર બઇરી તરીકેનો ક્લીફનો વેહવાર બધ પડે ઇસ્લામી કાનુન મુજબ એક ખાવીદે પોતાની બાનુના તલાક ત્રણ વેળા પોકારયા પછી તેણીની સાથનો તેનો ક્રોઆસી વરીવટ હરામ ગણાય–શીવાય કે પેલી બાનુ કોઇ પારકા મરદમે પેહલી શાદી કરે,

અને તે મરદ તેને તલાક આપે. તે પછી તેણીની પોતાના અસલ ધણીએ, નેકા કરે તો હલાલ ગણાય. એ કાયદાનો કાનુન ઘણો કરડો છે; ને બાદશાહ ને ફકીરને એક સરખો લાગુ પડે છે. થોડો વાર અંદેશો પુગાડીને કલીફે જાફરને કહ્યું કે આ ગુંચવાડામાંથી આપણને અબુ યુશુફ શીવાય બીજો કોઇ છોડવી શકશે નહીં; તેથીજ તેને બોલાવો. અડધી રાતને સમયે તેડું આવ્યું જોઇને અબુ યુશુફ તો ઘભરાયલો ઉંઘણસી જેવો આંખ ચોલતો ચોલતો બીછાણેથી ઉઠયો. મોહડાં પર ઠંડા પાણીના ફટકા મારી હોસ્યાર થયો. વીચારવા લાગ્યો કે જયાં તલક ઇસ્લામી દીનની કંઇ બારે ચરચા હોય નહીં, ત્યાં લગી નામદાર કલીફ કદી મને મધરાતે બોલાવી મંગાવે નહીં. તેથી બેહેતર છે કે ઘણો વખત લાગશે એમ ધારી સઘલી તૈયારી કરી જવું જોઇએ. ચાકરને ફરમાવ્યુ કે "ખચરને સવારી સારૂ તૈયાર કર. ને દાણાનો તોબડો પણ ખવડાવવા સારૂં ભરી લેજે. કલીફને મેહલે પુગ્યા પછી તેને મોહડે તોબડો બાંધજે કે તે બીચાર ફરસુદે ચરેણું ચાવે." અબુ યુશુફ કેલાફતને મેહેલે પુગ્યો કે કલીફે સઘલી બીનાથી તેને રોશન કીધો, અને ઇસ્લામનાં ઇમાનના રખેવાલ દાખલ તેનો અભીપ્રાય પુછયો. અબુ યુશુફ: "જનાબે આલી, એમાં કંઇ મુશકેલ નથી: દેખો મીયાં જાફર. તમારી આધી લોંડી કલીફને વેચો; ને અડધી બક્ષેશમા તેને આપો એટલે તમારા કસમને એક બાલ બારથી આસનાર ન આવશે, ને નામદાર કલીફબી કસમમાંથી છુટશે." ઇમામ અબુ હાનીફા જેવા કાનુનના ઉસ્તાદના માનીતા ચેલાનો આ ચુકાદો સાંભલી બધા રાજી થયા, ને તે પ્રમાણે અમલ કીધો. કલીફ: "હા, એતો ખરૂં અબુ યુશુફ! પણ કાનુન પ્રમાણે તો મારે પંદર દીવસ સબુરી પકડવી જોઇયે, ને મેં તો સોગંદમાં એકદમ બોલ વાપરયો છે તેનું કેમ?" અબુ યુશુફ: "મેહરબાને મન! એમાં તે કેઇ મોટી વાત. મને એક ગુલામડો મંગાવી આપો. અબુ યુશુફે તેની સાથ પેલી લોંડીને પરણાવવાની રજા માંગી. કહ્યું કે પરણીને તરતજ એણીને તલાક આપવી જોઇયે; જો એમ થાય તો પછી પંદર દીવસની મેહતલ તલક દુર રાખવાની જરૂર નથી. ગુલામને પેલી બાંદી પરણાવી, ને પછી જ્યારે તેણીને તલાક આપવાને તેને હુકમ કીધો, કે તેણે તલાક આપવા ધસીને ના કહી. સો દીનાર આપવા કહ્યા તોય નહીં; હજાર દીનારની લાંચ આપવા કહી તોય નહીં. સામો શેખાઇથી સવાલ કરવા લાગો કે "એ તલાક આપવા ઉપર કોણનો કાબુ ચાલે—મારો, કે ઇમામ અબુ યુશુફનો, કે ઇમાનદારોના હાકમ કલીફાનો." અબુ યુશુફે કહ્યું કે, "તારો પોતાનો ઇલાકો એમાં છે. કેમકે શાદી કરવાવાલો તું છે." ગુલામડો: "તારે તો જાણજે કાજીઆંને કાજીજી, હું કદીબી તલાક આપવાનો નથી." કલીફ: (ખીજીને) અબુ યુશુફ! કહો હવે કેમ કરસો?

અબુ યુશુફ એમા શુ મુન્જકો ? આ ગુલામડાને બાદીની મીલકત દાખલ ઠરાવો. ક્લીફ રે બાદી. આ ગુલામડાને મે તારી મીલકત દાખલ સપુરદ કીધો. અબુ યુશુફ બાદી, તમે બોલો કે મે એને મારા ગુલામ દાખલ કબુલ કીધો. બાદી મે કબુલ કીધો અબુ યુશુફ " દીનના કાનુન પ્રમાણે આ બાદીને ગુલામથી જમના ખાવાની અને સાથે રેહવાની બાબતનાં હું તલાક ફરમાવુ છુ કેમકે મીલકતથી માલેક સાથે ધણી ધણ્યાણીનો વહવાર ન થાય તેથી ગુલામ બાદીની શાદી અત્રેથી રદ બાતલ થઇ ક્લીફ કાજી તો જોયે તારા જેવો, કે ઝટપટ જે તે નીકાલ લાવી નાખે ને નકામો લામો રોલો રાટો નહી કરે. પછી ક્લીફે હુકમ કરી સોનાના સીક્કા ભરેલી કાથો મગાવી, અને ઇમામની નજદીક બક્ષેશ દાખલ ખાલી કીધી પુછયુ કે, એ ઘરે લઇ જવા માટે તારી પાસે સાધણ છે ? અબુ યુશુફને પોતાના ખચ્ચરની ચદીનો તોબડો યાદ આવ્યો. તે તરત મગાવીને તેમાં બધો ખજાનો ભરી ઘરે ગયો. જઇને પોતાની બીબીને કેહવા લાગો " છે કોઇ મારા જેવો આ ઘડી ચપકામાં હજારો કમાઇ આવ્યો કમાણી રલવા સારૂ બધીમી યુકતી યોજો, પણ કોઇમી યુકતી દીનની શરયતનો ખરો એલમ જાણનાની યુકતીને નહી પુગનાની. ને જાણનારનુ આ દુન્યામામી સાર્થક થાય છે, અને પેલી દુન્યામામી. લો, એથી તે ઘર રાખુ કેવોક માગીડો તમને જોઇશે તે કહો " એમ કરી પોતાની પીઠ પર સાબાશીનો છાપો માર્યો કે " વાહરે હુ ખરો મીયો ને ખરો કાજી. " બાયડી પણ ધણીજીએ તોબડો ભરી સુનુ આણ્યુ તેથી તેઓ ઉપરથી ખુશીખુશી થઇ જઇને તેમના ઉપરથી ઓવરાઇ પોવરાઇ જવા લાગી, અને બલૈયા લઇને મનમા માનના લાગી કે એમના સરખો ફેલસુફ કોઇએ ન હોય.

## જાફર વજીર ને ભુંજેલી સીંગ વેચનાર

આ હેકાયત ક્લીફ હારૂનના વજીર જાફરની અને ભુંજેલી સીંગ વેચનાર એક ગરીબ ભાભડ ભુંજાની છે. પણ તેની લફાઝન ઉપર જઇને તે આગમજ લાજમ છે કે ક્લીફ અને જાફર વચેના ધાડા સબંધ થોડોક ઉપર ટપકેથી યાદ કર્યે. કેમકે તેમ કરવા વગર એ કીસ્માનો સાજ અથવા ભેદભરમ પુરો પાધરો સમજ પડે એમ નથી. ક્લીફને જાફર જેવા દીલજાન દોસ્ત વગર જરા પણ ચાલે એમ ન હતુ. તેમજ પોતાની માનીતી બેહનની સંગત વગર પણ તે બેચેન રેહતો. એ બેહનનુ નામ આબાસા. આય આપદા ટાલવા ખાતર તેણે યુકતી કરીને આબાસાના નેકા જાફર સાથે કરાવ્યા તેમા એવી શરત રાખી કે તેઓએ ખાવદ મોહરદાર તરીકેનો હક ક્લીફની પરવાનગી વગર કદી ભોગવવો નહીં, પણ પાછળથી આબાસાને પેટે એક બેટો અવતરશે. જ્યારે પાછળથી ક્લીફાણી ઝોબીદા સાથે જાફરના ખાનદાનને ફાટફુટ થઇ ત્યારે

તેણીએ એક સ્ત્રીના મરખી ઇર્ષાથી આ બાતમીનો ભરમ કલીફ પામે ફોડયો. તે તો આ ભયાનક બનાવ સાંભળીને તેજ આતશની માફક તપી ગયો. જાફરનું સર જ' લાદની શમશેરે કાપવા ઠરાવ્યુ અને તેમ કીધુ પણ ખરૂં. આ માસાને પણ જીવથી મારી નાખી એ કીસ્સો એવી તો ભયાનક રીગતોથી ભરપુર છે. કે અમારાં વાચનારાઓ ઉપર તેની ભયકર કેરીરેનોનો બોજો હમણા નાખવાને નાદરૂરત ધાર્યે છે. વળી કલીફે એવો આકરો હુકમ કાહડેવો કે અગર કોઇ જાફરના નામ પર રડશે કુટશે કે અગર તેની તારીફમા કાવ્યો કરગે તો તેને પણ જાનમાલથી ઉખાડી નાખવામા આવશે આ કરડી મનાઇની જાફરના વીશે અદરખાનેથી બળતા હજારો સોક ઠરકી કાપતા. પણ પોતાના જનેતા જીગરની નીકળતી સરઃ હાયનો દમ વરીક ફરફરવા' દેવાની ના આવકાન કે ના કશી તાકાત કે ના જરીકમી બીસાત ધરાવતા. ગરે ગાંડ ને મોહડે ડુચો મારતાં જીવ ઘણોમી દોહવ ઇ આવે, તો, તેને જેમ તેમ મરડી મચડીને પાછો ઠેરવવાની તજવીજ કરતા જાફર ઘણો દરયાવ દેલ ને મોહટો સખી આદમી હતો તેની સખાવતથી હજારો લોક નેહાલ થઇ દોલતની રેલછેલમા પડેલા. એવાઓમા એક બીદાવી અરબ હતો તે બીચારો દર વરશે જાફરની તારીફમાં એક કાવ્ય લખી લાવતો. તેના બદલામાં જાફર તેને એક હજાર સોનાના દીનાર આપતો. તે રકમમાથી પેતા ગરીબ બીદાવી અને તેના આખા કુટુબ કબીલાનુ આખા વરસ સુધી ગુજરાણ ચાલતું. એક વેળાએ તે પોતાની કવીતાનો મોટો દસ્તાવેજ લઇ આવ્યો ત્યારે તેને ખબર પડી કે જાફર તો તલવારને ઝપાટે મરાણો તે સાંભળી સુનીએ તેની લાસ જે જગે એમના તખ્તાથી લટકાવેલી, ત્યા પોતાનુ ઊંડ હંકાવી પેતા બોતો બીલ્લી આરબ ગયો. ઊંટને ગુટણ ભડ્રે બેસાડીને પોતાના સખાવતે બાહદુર અનદાતાની યાદમા ડુસકે ડુસકે જાર બેજાર રડયો. તેની તારીફમાં પોતે બનાવેલો પવાડો બેટખાઝમા બાગેમોવદ લલકારયો. પછી મારે દીને ગમગીનીની તથા રાહની થાકની સુસ્તી ચહડવાથી બેભાખતો થયા જેવો ઉંઘમા પડયો તેને જાફર સ્વપ્ને ચડ્ડયો ખાસો હસ્તો રમતો સ્વરૂપવાન ગભરૂ ઇરાની લેબાસે સજાતનો, મોહડા પર ફરેસ્તાઇ નુરાની જબકેની ઘણો ખુશી થઇ બીદાવીને તેના કવીતાઇ વધાવા ખાતરથી દીનામો દેય છે ને પ્યાર કરે છે કહે છે કે, "અય સાચા દીનજાન દોસ્ત, હુ જીવતો હતે તો તારાં સાચાં અંતઃકરણનો બદલો શરોઅગમથી વાળત પણ શુ કરૂં, લાચાર છું. હને ઉઠ યાર, હીમત ધર, અને બશેરા શહેરમા ફલાણે ચૌટે ઠેકાણે જઇને આ ને આ નામના એક વેપારીને મળ તેને કેહ કે મને જાફરના રૂવાને તારી તરફથી સલામ સાથે પઠાવ્યો છે અને નીશાની આપી છે કે "રીગ" ની દ્યાગીની યાદ રાખીને તારે મને હજાર દીનાર આપવા. કોઇ ઉજ્રુનો પહો

હને તો આ સ્વપનાની વાતને ઢોગ ધતુરા ગણી હંસી કહાડતે પરતુ ખીદાની તો હતો વચનનો પાકો ને ઇમાનનો સાચો તેણે તો ઉઠ પર ખડી સ્વારીએ બગીચા તરફ ચાલુ મુકયુ પેલા વેપારીને મલીને "સીગ" ની કહાણી આપી તેથી તે તો બીચારો બાળકની માફક છાતીફાડ રડવા લાગો એવું તો રડયો કે ઘડી પલમા દુનીઆનો દમ છોડી પેલી જેહાનમા જવાની તઇયારી કીધી હોય ઘણેક વારે તેણે હોશ પર આસુ કીધો ખીદાની અ ગમને પોતા પાસે બેસાડી ખેર આફ્યત પુછવા લાગો ત્રણ દીનસ તલક તેની ઘણીક મ ારત અને મેહમાન ારી કીધી પછી તેને રવના કરતી વેલાએ એક હજાર દીનાર જાફરના ફરમાન પ્રમાણે આપ્યા ને પાચસો દીનાર પોતા તરફની અગન બક્ષેશ દાખલ આપ્યા કહ્યુ કે તુને દર વરસે તારા હજાર દીનાર મારા તરફથી મલતા જશે અને તેમા કદી ખલલ થશે નહી ખીદાની આરમ જ્યારે ઘરે જવા તઇયાર થયો ત્યારે તેણે વેપારી ઉપર દોઆ ગુજારી કરીને કહયુ કે એ "સીગ' ની બીના શુ છે તે જો ખુદાને વાસ્તે તુ મને બ્યાન કરી કહે તો મને તેની હકીકત ખબર પડે વેપારીએ કહયુ કે હુ મારા છોટપણમા ઘણો ગરીબ હતો અને ગુજરાણ ચલાવવા ખાતર બગદાદમા મોહલ્લે મોહલ્લે ને શેરીએ શેરી ફરી ભાભડભુંજાની ભઠીમા શેકેલી ગરમાગરમ 'સીગ ફેરી ફરી વેચતો એક દીવસનો સમો થયો ને જાણે આકાશ ફાટી ગયુ હોય તેમ વરસાદનો મુસલધાર પડયો મારા આંગ પર પેહેરેલા થોડાક કપડા તો ભિંજાઇને તરબતર થઇ ગયા અને રૂતુની સખતાઇથી મારૂ બદન બચાવવાને મારા પાસે કાંઇ પણ તજવીજ રહી નહીં ટાઢકથી અકડતો, ઠંડીથી ધ્રુજતો શરદીથી હીહી હીહી કરતો હુ ફેરી ફરતો હતો તેટલા પોતાના મેહલની બારીએથી જાફરે અને તેની એક મા નીતી લોંડીએ મને દીઠો જાફરે પોતાનો એક ખીદમતગાર મોકલી મારા આવા હાલપર દયા લાવી મને પોતાની હજુર બોલાવી મંગાવ્યો કહયુ કે મારા ઘરના આદમીઓને સીગ વેચ ને માપતુ ભરીને સીગ આપતો કે પેલાઓ જાફરના હુકમથી તેજ માપતુ ભરીને સોનાના સીકા તેના દામ દાખલ આપતા છેને અને મારો ટોપલો સીગથી ખાલી થઇ ગયો અને તેની જગે સોનાના સીકાનો એક મોટો જથો થયો જાફરે કહયુ કે કઇ સીગ રહી ગઇ છે? મે કહયુ મને ખબર નથીજી જોઉં તો સુરતા આરે હુડતા ઢુડતા મને ફકત એકજ સીગ મલી આવી તેને ચીરી જાફરે લીધી ને ફાડ એક ચીરી પોતાની બાદીને આપતા પુછયુ કે તુ ખારી એની કટલી કીમત આપશે? પેલી કહે આ જેટલા ટોપલામા સીકા છે તેથી બેવડા સીકા જાફરે તેમ વેચી નાણુ જમા કરાવ્યુ સોનાના ઢગલાને ઢગલાની આવી રેડારેલ જોઇને હુ તો સુડુનો સાવજ બની સ્તબ્ધ ઉભો રહયો પછી જાફરે કહયુ કે બાકી રહેલી આ ફાડની

કીમત આ સોનાનો જેટલો ઢગલો બન્યો છે તેથી એવડો ઢગલો આપી હું ખરીદું છું. એમ કહી નોકરને હુકમ કરી સોનાનો ઢગ અપાવ્યો. પછી કહ્યું કે તારી માંગની આ કીમત. જા બાઇ, સંભાળીને લેનો જા, ને છોકરાં છૈયાં સાથે સુખ ચેનમાં ખુદાનું નામ યાદ કરી દીન ગુજર." ખજાનાનો એ દરંગ લઇને હું બગદાદ શેહરમાં આવ્યો અને મોદાગરી કરવા લાગ્યો. તેમાં હકતાલાના હોકમથી મને ઘણો નફો મળ્યો ને બરકત આવી ને હું દોલતથી તથા ઘરબારથી સુખી સુખ્યારો થયો. તેથી દર વરસે તારા હજાર દીનાર આપતાં મારે ત્યાં કશું ઓછું થઇ જાય એમ નથી. બાકી એ તો સઘળા ખાદરનાં દરયાવદેલની સખાવતના પ્રતાપ.

**ઉંઘણુસી આલશુ અબુ મહમદની કેફાયત.**

કલીફ હારૂન અલ રશીદ એક વખતને સુમારે કેલકૂતના તખત ઉપર દરબારમાં બેઠો હતો. તે વખતે તેના મહેલના જનાનખાનામાંના ગુલામડાઓનાં ટોલાંમાંથી એક ગુલામ આવ્યો. તેના હાથમાં એક વીચીત્ર કારીગીરીથી બનાવેલું તાજ હતું. જેમાં ઉમદા જવાહીરો એવી તો તરેહ વજેથી જડયાં હતાં કે ગોયા આસમાનના ઝલકના સીતારાઓ જમીન ઉપર ઉત્રી આવી પોતાના ચલકાટમદ તેજના નુરથી આદમી લોકની આંખને ચક્કરમાં નાખતા હોય. તાજની વચોવચમાં એક જવાહીરની જગા ખાલી હતી. તેથી તેની એબ દેખાઇ આવતી. પેલો ગુલામડો અદબથી સેજદો કરી જમીનને બોસો દઇ ચુમી ચમચમાવવા બાદ બોલ્યો કે "આ સોગાત માહરાણી ઝોબીદાએ અડંગ ગંજ ખરચીને આપ નામદારને સારૂ તઇયાર કરાવી છે. મગર ઘણી પણ તપાસ કરવા છતાં વચે જડવાનો હીરો કંઇ મલતો નથી, તથી તે નામદાર ઘણાક રંજીદા, હેરાન અને સરગરદાન છે. એટલા કીજે તેવણ તું નામદારના ખજાનામાંથી એમાં બેસે તેવું ઉમદા નંગ માંગવાની તલપ કરે છે. અગર પુછે છે કે ન તો કંઇથી તું સાહેબ તે પેદા કરી આપે." કલીફઃ હો રે તમે સહુ મારા દરબારી ને ખજાનચીઓ ને સીપાહસાલારો! તમે કોશીશની કમર તંગ કરીને ઝોબીદાજીને જોઇતું ઝવેર ઝટ મેલવી આપો. પણ જ્યારે તેઓએ નીચી મુંડીએ આવી હજુરને જણાવ્યું કે ઝવેર એટલી મોટી રકમ અને કદનુ મલતું નથી, ત્યારે કલીફ ચીરડાયો. "હું રે. એવા તેવા હજામો ને ધોબીઓ! શું હું કલીફ અને જગત તથા જમાનાના પાદશાહોનો પાદશાહ કેહવાઉંછ ને મારાથી મારી બાદશાહબાનુંનો આટલો એક સખુન નહીં બજા લાવી શકાય? ઝવાહાર ન મળ્યું તો તમારી કંબખ્તી કરી નાખશ. જાઓ બાઝારમાં, ને બધા સોદાગરોથી તલાશી કરો, ને લઇ આવો,

ન તો મુવાજ છુગ જાણો " વેપારીઓ બોલ્યા " એવુ મોહદુ ઉમદુ ઝવાહીર દુન્યા દરમ્યાન બશોરામા એકજ આદમી નામે અબુ મહમદ આલસુ-ઉંઘણસીની અકની ઓલખાણવાલા પાસે મનવાનુ." દરબારીઓએ આવી કલીફને કહયુ. કલીફ કહે " રે જાફર વજીર ! બશોરાના હાકમ અમીર મહમદ અલ ઝુબીદી ઉપર તરત તાબડતોબ એક નામુ લખી કેહ કે તે પઢતાને વાર તરત અબુ મહમદ આલસુ ઉંઘણસીને સવારીએ ચઢાવિ બગદાદમા નામદાર દમાનદારોના હાકમની રૂબરૂ રજુ કરે " વજીરે રૂકો લખીને મસરૂરયા કાનુડયા જના યા તલવારયાની કામદીથી પસાયો તે વાચીને અમીર મમ. અલ ઝુબીદીએ તરત ફરમાન માથે ચઢાવી ચદ રસાલા સાથે અબુ મહમદ આલસુ-ઉંઘણસીને મકાને ગયો મસરૂર કહે છે ચાલો વેકો અમઘડી આલસુ ઉંઘણસી મારે મારો વહીવટ બદોબસ્તીમા મુક્વો જોઇશે અને તમારે ત્રણ દીવસ મારે ત્યા મેજબાન રહેવુ જોઇશે ઘણીક ના હા કરીને એ કાનુડયો ખુન્નસયો ખોજડયો જનાદયો તલવારયો મસરૂરયો મકાનમા દાખલ થયો. મકાનનુ અ રખાતુ જોતાજ તેને કોનાટ, હીજડાઇ, ખુન્નસ અને કેહેર નહીં સરખા થઇ ગયા આરાસ્તગીને શણગારના ચમકાટથી તેની લાલ આંખોમા તમ્મર આવી આસમાની કીનખાબ પર લાલ સોનેરી ભરતકામ કરેલાના પડદા જગેજગ ટાગેલા અને બપકાનો તો ના પાર ના શુમાર, ના હીસાબ ના ગણત્રી. આલસુ ઉંઘણસીએ પોતાના નોકરોને હુકમ કરયો કે મારા ખાનગી હમામખાનામા મસરૂરને લઇ જાઓ. હમામખાનાની દીવાન અને ભોય તો ઊચા સુશોભીત મેમુવા ભાતભાતના આરસપહાણથી બનાવેલી અને તેમા કોતરકામ કરીને તે નકશીમા સોના અને હીરા જડાર ટીપી ઘાલેલો હોજોમા ગુલાબના ગરમ પાણી ભરેલા તેના સુવાસથી મગજ તર થતુ, દીલ ખુશમોઇ પકડતુ, અને જીવતેજ જીવ રોગન બેહસ્ત ગરોયમાનમા જતો મેના અને કપટ કીના ભરેલા દગાબાજ દીલના ગુલામડાના મનમા આવી સાહેબીની રોનક દેખીને નીચપણાનો અદેખાઇનો કેહેર સલગ્યો તેને ઘુમન કરી નહવાડયા પછી એક ઇજત ઇનકામી જબો પેહરાવ્યો, જે પણ સોનેરી ભરતકામના કીનખાબવાલો હતો એવાજ ભરતકામના ગાદી તકયા જેમના ઉપર હીરા મોતીના જવાહેરો મઢેલા તથા મેચ પનગો જેમના ઊપર ઘુમસ જેવી પોચી હવાઇ ગાદીઓ અને બરફ જેવી સફેદ ચાદર નગવાની પાખ જેવી સફાઇથી બીછાવેલી, તે બેસવાને માટે દીવાનખાનામા આપ્યા મુબારકબાદી દઇ તેના આગલ લીજતદાર પક્વાનોથી બરેલા જયાફતના ખાનચાઓ અને નવનવી નવાદની વાણીના હાથો પીરસયા તે જોઇએ ઘુમાતો ઇંગાર

ગરબો ગુલામડો બોલ્યો: " કસમ ખુદાકી, આવો મેહમાર મજ ગુલામે ના દીઠો ઇમાનદારોના હાકમ ખલીફ વઠીકના મહેલમાં. " રકાબીમાંની મોકમદાર મસાલેદાર વાણીના સોડમના સુંઘાડાથી તેના નાકનાં જાડાં પોહલાં ફીફરાં તણાઇને ફેલાવા લાગાં તેના હોઠ ઢીલા પડી લબડ લબડ થવા લાગા. તેના મોહડામાં પાણી છુટવા લાગાં. તેના ઉપલા દાંત નીચલા દાંતસે તડ તડ લડાઇ લડવા લાગા. તેના હાથમાં ચલવલાટ થવા લાગો. તેના પેટમાં શોહર પડયો. તેની આંખ ચલકવા લાગી. તેનાં આખાં અંગપર વીજ-લીને ઝડફે ઉતાવલ ચહડી ગઇ. તે આફર વીકરમાં પડયો કે કયારે નવાલા ઉપર નવાલા ઉતારે ને સહરપા પર સહરપા ભીડે. કયારે દાંતે કરડી કચડી હોટે મટ મટાકી, જભાંએ બટાક બટાક લપાકા ચાટી ને સંતોખાય. ખુદા-તાલાનુ નામ દઇ આલસુ ઉંઘણસીએ રોટીનો પેહલો ભુક ભાંજ્યો કે પેલો હબસી જાણે સાડા સાત દીવસથી અપવાસ પાલતો હોય તેમ પોતાની હબસાણી ઓલાદ પર જઇ મંડી પડયો અને એક ગાવધી અનાડી જાન-વરની પખે બોબે બોબે ઉસેટી ચાલ્યું નહી ચાલ્યું તેમ ખાવા લાગો. આય-શિક્ષાપણુ જોઇને આલસુ-ઉંઘણસીએ એક ગ્રહસ્થનો વીવેક વાપરી પોતાનો હાથ ખાચી સેહજ સાહજ ખાધું. પણ પેલા ખાવરા ચાવરાનું હોજરૂ ભરવા ને પાટ્યા પેટને ખાડો કરવા તે ઉપરા સાપરી નવી નવી વાણીની રકાબી પર રકાબી મંગાવતે ગયો અને તેને " હં ચલાવ દોસ્ત; જરા આય તો તપાસ; લગરીક આય તો જો " એમ ઉષ્કેરણીથી ઉતેજન આપી જોબરાવતા લાગો. પેટ ફાટી જાય એટલું ખાઇને ગુલામડો ધરાઇ ભરાઇ મહસ્ત થયો ત્યારે સોનાની હીરા જડીત તાસમાં તેવાજ અણમોલ કુંજામાંના પાણીથી હાથ સાફ કીધા અને હકતાલાએ બક્ષેલી ન્યામત બાબત તે સાહેબની નમરકાર કરી તેની દરઘામાં સુકરાનાનો રોજદો અદા કીધો. ત્રણ કાહગની મુદ્દત વીટયા કેડે તેઓ ગયા બગદાદમાં, ખલીફને માટે ઉમદા સોગાતનો સામાન લઇને. તેમાં કીનખાબ ને અથેચા ને જરબફતના બેનમુનાના તાકા, સોના જડીત અને હીરા જડાવનો સામાન, હીરા મોતી જવાહીરનાં બેમુલાં રત્ન અને નંગ, હીંદની તાજું કાપેલું પમરાટવાળું તેલદાર અગર. એક બેનેહેયાત તંબુ, જેના દામ અગરના. તેમાં જડેલાં નામીચાં નંગનાં રંગબેરંગી રત્નો. તેની સુંદર રાવટી ને ઝાલર ને ફુમટાંનાં ઝુમખાં જોઇ અક્કલવંત હેબક થઇ જાય બલ્કે ઘેલો માણસ અંચબે ગરકાવ જઇ ડાહ્યો ડોહરો થઇ જાય. એ તંબુમાં ટાંગવાના સોનેરી પાંજરાં, જેમાં કલકુચીથી ગાનાં બોલતાં ચીંચી કરતાં નામીચી કારીગરીની રોનક પામેલાં હીરા માણકનાં બનેલાં પક્ષીઓ. ઉપરાંત લચકાતા હીરાદાર માણકદાર મોતીદાર બીલમદાર મેવાઓથી ઝુમતાં લીલાં પાનામાંથી બનાવેલી ઝાડોની રચના. એવી એવી ઉમદા તોફાઓ આલસુ-ઉંઘણસીએ

કલીફની જનાબમાં રજુ કીધી કે જેથી તે મોટો કયમર પણ આફરીનાને આફરીન ભણ્યો. એ પછી આલસુ–ઉંઘણસી એક ઇસમ ભણ્યો કે કલીફના કીલ્લાની દીવાલપર ખડા કરેલા મીનારા પોતમેળા મરડાઇને તેના ભણી વાંકા વલ્યા. બીજો મંત્ર પઢયો કે લાગલા સીધા થઇ ગયા. આખથી એક અણસારો કીધો કે ભોય ફાટી નની દુન્યાનો તરેહવારેં તમાશો નજર આવવા લાગો અને ધરતીના પેટાખાનાના ચરખો ફરતા હોય તેવા ધડડમ ધડડમ ગણગણતા ચકરાવદાર આવાજો સંભળાવા લાગા. કલીફ રે અબુ મમદ, અમને તો એવી ખબર મળી છે કે તારો બાપ તો હમામમા રૂમડી ખેચનારો હતો ને તારામાં આ બધી મોજેજાની અસર કેમ પેસી ગઇ? આલસુ ઉંઘણસી "જનાબ, મારી વાત તો અચંબાત મોજેજાત છે. લેકીન આપના તખત નજીક બોલવાને મને કશી હલાકી નથી. સુણેજી. મારો પેદર હતો ઘણો ગરીબ લાચાર મીસ્કીન. મને ના મુકી ગયો તે મેહરબાન એક દમડીનો વારસો વટીક. મુફલેસીમાં મારી મા દહાડા કાહડતી. આલસ ઉંઘણસીપણામાં હુ પડયો રેહેતો. આવી મારી નાલાયક ચાલથી મારી મેહરબાન માવનર ઘણી દુખી થતી.

મને દુખી દેખી દુખી કોણ થાતુ,
માહા હેતવાલી દયાલીજ મા તુ.

મારા હેતનો ફટકો તેને મન પેઠો હતો. મારે મન ઘેરણ ધારણના નાપાક દફનની અસરનો ફટકો પેઠો હતો એવા સચોટ જીવડાઓ દુખ અને દલદેસરીમા દીવસ ગાલે તો તેમા શીદને નવાઇ?

જો મારા અમ્મા સાહેબને મન મારૂ શુ થશે તેની આ માગી બેફીકરાઇ, બેપરવાઇ અને બેહુધાપણાની દીનરાત બેચેની હતી, તો મારે મન મારા ઘેરણ ધારણમા વટીક ખુદાતાલાના આસરાનો પરીપુર્ણ પકો ભરૂસો હતો. "હે પ્રભુ આસરા તેરા–મય બદા તુ સાહીબ મેરા" જેમ વરસ વધતા ગયા તેમ મારો ખોદાઇ આસરા પરનો એતેકાદ વધતો ગયો, ગોયા એ મારી ઉપર આલસુ ઉંઘણસીપણાનુ ઘેરણ ધારણ્યુ આફત ન હતુ, પણ દીક્ષા દીધેલા કોઇ માહા પરેઝગાર પીરમર્દ ઓલ્યાના ચેલાપર વરશેલુ ઇમાને એલાહીની સમાધીનું નુર તવક્કલ અને મારેફતના સાધણોએ વર્પેલુ હતુ.

ઘેરણ ધારણના ભારમા ને ભારમા હુ જવાનીની ઉમરે આવ્યો ને વેલાએ મારા કીસમતની નદી ઘણી ઘેરાવા લાગી. ચોમેરથી ફકીરી અવતાર ફુકાવા લાગો

સદા ફકીરી, મોરે કયા દલગીરી, સદા મગનમે રહેનાજી.
મીલા ન પુલાવ ન મીલે ખુરયાન, તો ફક્રમ ફક્કા કરનાજી,

વખ્ખો પડયો, ભુખે મરવા લાગાં, ને હોટની અણી પર પ્રાણ આવી અટકયો. મારી મા પોતાની કંઇ કંઇ પેહરવા ઓઢવાની જીણસો વેચતી ગઇ તથા બજારમાંથી સુકું પાકું લાવી દુખે પાપે દહાડા કાહડતી ગઇ. પણ મારી ઉધ ઉડે નહી; કે ના મારૂં નસીબ જાગે.

અહુરમઝદની ખુદા, અલ્લાની ખુદા, હરની ખુદા, પરમાત્માની ખુદા. સઉ ખુદાઇજ ખુદા. એકજ ખુદા. નામ ખુદાનો શું થયું. દીનનો કલમો બંદાનામગજ માંથી ચુસ્તપણે ઊંડાણ કોત્રાપો છે. મારી મા સાહેબ એક દીવસ બજારમાંથી આવતાં ખબર લાવી કે "બેટા ઉઠ, બેદાર થા. કામ કરવાનો અને પ્રયત્ન કોશેશ કરવાનો વખત આવી લાગયો છે. અબુ અલ મુઝફ્ફર નામનો એક નાખોદા પોતાના જાહજને લાંબી જાર સફરના અમલ પર મુકનાર છે. તેની સાથે મોહટા મોહટા સોદાગરો વગેરે વેપાર ને માલની વેચસાટ કરવાને કમર તગ કરી નીકલ્યા છે, તો તુ એ ખુદાના સાચા બંદા નાખોદા આગલ જઇ તેના કાલાવાલા કર, અને મારી માયા પુંજીમાંથી જેમ તેમ બચાવેલા આ પાચ રૂપાનાં ચવલ્યાં પાવલ્યાં જેવા નાહના સીક્કા આપ, ને કેહ કે ખુદાના નામથી મારાં નસીબને નામે એની કંઇ ખરીદી કરી લાવજો." માયનો ટેકો લઇ હું તો જેમ તેમ કાંસતો કુંસતો બીસ્તરા પરથી ઉઠયો. ઢીલા ઢાલાં કપડા ઓલાયાં, ને માજીની સાથે કઇ કંઇ આપદાએ નાખુદાને મકાને પુગી તેની વીનતી કરી. "રઘુનંદસે બીનતી મોરી; કહપો મોરી, સુનાઇઓ મોરી." ભલા નાખોદાએ મારે વીશે કેટલીક ખબર અંતરની પરપુછ કરી. "પાધરે રસ્તે જા પાતલ્યા તારે શુ પડપુછ; ખાન જાવા દે રે ખાન જાવા દે. મારા માયજીનો સાથ, ખાન જાવા દે." ખાન એટલે સરદાર. નાખોદા વાહણમાનાં બધા લોકનો સરદાર જેવો હતો તેથી તેને "ખાન" કહયો. ખેર, આ કીફાયતની ચંદ વાતો કરી હું પાછો ઘરે આવી બીછાણે ઉધવા પડયો. ટુંકમાં નાખોદાએ પોનાની દુરદરાજ સફરમાં એક દી બાંદો વાંદરો જોયો. તેને મારૂ નસીબ યાદ આવ્યાથી મારાં કીસ્મતના અલગ રાખેલા પરચુરણ સીક્કા આપીને પ્રાણી ખરીદયુ. વાંદરો તો હતો કદે નાહનો, પણ ઘડયા વાદરનેબી ટક્કર મારે તેવો હનુમાન જેવો બલ્યો."

કહત મદોદ્રી સુણો પીય રાવણ, ચેત ચેત અભીમાની;
મહડે હનુમાન વાલી સુત અંગદ, ઇુ સબી ધુલપાણી.
એસો મેરે કંઠ ગુમાની, ત્રીયા હર લાયે બીરાની,

એ વાંદર હતો પરાક્રમી. પાછલથી એ મને પણ છેત્રી ગયો. એને નાખોદાએ ખરિદયા પછી પોતાની હુસ્યારીથી ડપકા ડપક ડુબકી મારી હીરા મોતીનો અઢંગ ખજાનો સમુદ્રના પેટમાંથી મુઠે મોઠે લાવતો રહયો.

મારે રતનાગરે સાગરે માહ જલ ભર્યા રહેરે,
જલમે માછલડી કયા ખાવે ?
એવાં રે કામણ મુને બદરયે રે કીધાં,
એવાં રે નાચણ મુને ધુતારે રે દીધા,

સાચા નાખોદાએ મારો સર્વ ખજાનો ટાલે રાખ્યો અને ખુદાના શુકરાના કીધા કે મારા જેવા ગરીબની દાદ તે સાહેબે લીધી—પણ તુફાન થયુ. ખડકપર ખરાબે અફડી તુટી જતાં વાહણને તથા આદમખોર આદમીઓના ભોગ થઈ પડવાથી વાહણમાં સફર કરતાં મુસાફરોના કાફલાને મારા વાંદરે હીકમતથી બચાવ્યા. બસોરે આની પેના ખુદાના લાલ નાખુદાએ મારો બધો ખજાનો મને સપુરદ કીધો અને તે અનામત સાથે સોદાગરોના જીવ બચેલા તે બાબત તે લોકે પોતપોતામાં ઉઘરાણુ કરી એક નાદર રકમ જમા કીધેલી તે પણ હવાલે કીધી, તથા પેશે પરાક્રમનો ભરેલો વાંદરોબી હવાલે કીધો.

જબ કે કલંદર બન બન ફીર કર બંદર લે કે આતે હય,
તાબી બજાના નીશ દીન પલછીન, બંદરકુ બતલાતે હય.

મારૂં નસીબબી જાગ્યુ ને મારી ઉધબી ઉડી. મે એક મોટી તવંગર માલદાર દુકાન બાઝરની બીચમા ખોલી અને માલની વેચસાટ કરવામાં ઘણે ઘણો નફો મેલવવા લાગો. "ભલતામાં ભેલાય" તેમ મારી દોલતમા અડગ ઉમેરો થવા લાગો. પણ ગજના એ દરગમાથી ગુજ્જાસ મુજમ મુશ્કેલેસોની હાજતને હુ પુગવા લાગો તેમ તેમ મારી બરકત જાદા થતી ચાલી. દરેક મુશકેલ કામમાં વાદરો મારી તસ્દી આસાન કરતો ને મદદ આપતો. જેમકે પરવરદીગારની જનાબમા બદગી કરી માગેછ તેવી રીતની

મુશકેલ કરો આસાન તરી મેરી, દીન કનીમે મદદ તેરી,
નીરધનકો આધાર, ગરીબનકો ન્યાજ, સુખકે દાતા દુખ કાટો મેરી

સાહેબનુ કરવુ એક દીવસે થયુ તે વાદરો જબાન ખોલી માણસની માફક બોલ્યો. મને કહ્યુ કે "હવે તુ આપણા શેહરમા ઘાસ બજારના શરીફ પાસે જઇ તેની બેટી જેની ખુબસુરતીનો જોડો દશ દુન્યામા મલવાનો નથી તેની શાદી માટે માગણી કેર." મે તેમ કીધુ અને તેણીના બાપે મને દામાદ દાખલ પસદ કીધો. વાદરે મને કાઇ ચોકકસ મના કીધી. તાકીદ કીધી કે મારી સ્ત્રીના ઓરડામાં એક ઇસ્કોત્રી છે તેમાં ચાર ખુને ચાર વાવટા જેની ઉપર ઇસ્મેઆજમના ગેબી કલામ કોત્રેલા છે ને વાલો પુલાદનો બનાવેલો એક તલેસમ છે તે મારે અફાલી ઝાખી ખણખણ કરતો બાળી ભુકો કરવો. વલી તેના ઉપર એક રગારગ

પીછાંનો લાલ માંજરવાલો કુકડેકુક વાસ્તો મંત્રેલો મરધો છે. તેને અગ્યાર નાગોના ચકરડાંની ચોકી વચે મુકેલી એક અજબતી છુરી લઇને મારે કાપવો. એ સઘલું કીધા બાદ મારે બીછાણે જવું. વાંદર બોલ્યો. કે જો આમાં મેં ખામી કરીછ, નો તે મારૂં ગલું બચરડી મારૂં લોહી પીશે અને મારૂં કાલજું કરડી કચરડીને મારો ભોગ લેશે. હું હેબકયો, જાબકયો; મને મનમાં આપો આપ ધાસ્તી પડી.

તેણે નેણનાં ભુવાં ચહડાવી કહયું કે "મને વાંદર ફાંદર સમજવાની ભુલમાં ગોઠું ન ખાતો; હું તો છું કાલા કાફર જીનનો સરદાર મારીદ. હું કંઇ દીન ઇમાન સમજતો નથી. તેથી ખબરદાર બચ્ચા, હોસ્યાર રેહજે." તે ઉંધી અક્કલનાના કહેવા પર હેમકાઇથી અમલ કરી મેં જેવો મરઘો કાપયો ને તલેસમ તોડયો કે તે વાંદર રૂપમાંથી મારીદ બની જઇ મારી બગલમાંથી મારી પર પેકર મેહબુબને જાબ્મીથી છીનવી લઇ હવા પર ઘું ઘું કરતો ઉડતો જબરજસ્તીથી ચાલ્યો. મને કપાલ કુટતો ને રોર પુકાર મચાવતો મુકી ગયો. એ બેસલુકની લુછાઇ મારી બીબીને ખબર હતી. તેથી તેણીએ તેને ઉપલા તલેસમમા બદ કીધો હતો. " બંદીવાનકા, બંદ ખોલો, એ વતનદાર દાદા હો." તેના બદ મેં અચાનક ખોલ્યાથી હું ગમનાં દરયાવમાં ગેરફતાર થયો. જતાં જતાં મારી પ્યારી માશુકે મને કહયું કે "ધીરજ ધરી જીન લોકના ત્રાંબાકોટ અને કાંસાં કીલ્લાવાલી નગરીમાં વેહલા આવી પુગજે. એનાથી મને કઇ થઇ શકવાનું નથી. મારા ઇલમના જોરે હું મારી પાક દામાન એની ચુગાલમાથી ઠીક બચાવીશ." આઠા સાત વરશે હું ત્રાંબા કોટના કાસા કીલ્લામાં મહા મુસીબતે પુગો. કંઇક માહાસાગર ઓલંઆ. આતશની બલતી ચેહની ખાદીઓ પસાર કીધી. હફતેખાનની પાર વીનાની વીપત્તીઓ ખમી. એ બધાંમાં દીન ઇમાન કબુલ રાખનારા જન્નાતી લોકની ને પરી લોકની ઘણી મદદ મલી. આખરે મારીદને ને તેના મલતા વીરોકોના લાખો લશકરને મારા કરોડો મદદગારી જીનોનાં ને પરીઓનાં ટોલાંથી મારી નાખી મારી પ્યારી મેહબુબને હું બંદીખાનાંમાંથી ખલાસ કરી લાવ્યો અને સાથે મારેલા મારીદનો ઘણોક ગંજ લઇ આવ્યો. તે ઉપરાંત મારાં મદદગાર લોકે મને નાદર ને તોફા સોગાનો કીધેલી તે તો જુદી. તેથી ઝોબીદાજીએ તુ સાહેબ કીજે બનાવેલાં તાજની અધવચે જડવાને જે મેં મોટાં નંગો તને હદીઆ તરીકે આપ્યાં છે તે તો ઘણા જુજવી છે. મારો બાકીનો બધો ખજાનો તું સાહેબે આલમની ઉપર નેશાર છે. કલીફે અબુ મમદનો ઘણા ઘણી ઉપકાર માની તેને મોટા અમીરનો મરતાબો બખશી તથા મોટી જાગીરી અને હાકમીઓ આપી ઇજતમંદ અને સરફરાજ તથા રોશન એકબાલ કીધો.

ઝુબેર ઉમરની આશુક.

એક રાતને સમયે કલીફ હારૂનનું મન બેચેન પડ્યું ને વીચારના વમલમાં ગોટાં ખાવા લાગ્યું. ઘણુંએ કરતાં સમજાવ્યું સમજે નહી. કલીફને કંઇ ભાવે નહી ને તાશવીશ કરે. સેવટે પોતાના સોબતીઓમાંના અલીબી મનસુર ડમીશ્કીને બોલાવી તેને કંઇ સારી સારી વાત કરવા કહી. અલી એ લતાફત વાલી બફાજતની શીરીન શકર જેવી જબાન ખોલીને મધના મીઠાસથી કીસ્સેદારીનાં કસ્બીપણાંની કારીગીરીનો ઝરો વેહતો કીધો. તેણે કહ્યું કે અય ઇમાનદારોના હાકમ! દર વરશે મને બસોરાના સુલતાન મમદ સુલેમાન અલ હાશીમી તરફથી સાલ્યાણું મલે છે. એક વરશે મારો પગાર લેવા હું ગયો ત્યારે સુલતાન શેકારે જવા તઇયાર થયો. હું જઇફ મનીખથી તો એવી ધમચકરડીની ઘોડ દોડની ધામધુમમાં કશી તાબેજ રખાય નહી. તેથી મે તો પરવાનગી મેલવી શેહરમાંજ પડાવ નાખ્યો, અને સુલતાનની સ્વારી સેકારઘાએ ગયા કેડે શેહરમાં ફરવા નીકલી પડયો. બસોરાના તો તું નામદાર વાકેફ છે તેમ સીતેર મોહલા. દરેક મોહલ્લો એકેક ફરસગ લાંબો. એટલે ત્યાં ભુલા પડવા વગર રહેવાયજ નહી. મોહલ્લાઓની એ જાલની ભુલી ભુલામણીમા હું ગુંચવાઇ ગયો. ચાલતે ચાલતે એક બુલંદ મકાનની સનમુખ આવ્યો. તેમાંથી કોઇ સાહેલીને સુસ્વરે ગાતાં સાંભલી હું તો ચીત ચુકયો. તેની ગઝલના બોલ આ મીસાલે હતાઃ—

ચમનમે આઇ હય કયા ખુશનુમા બાહર બસંત.
તરેહ તરેહકે કીયે હય અજબ સીગાર બસંત.
ચમેલી મોઘરા ઓર કેટકીકા કયા મજકુર.
હય આજ સરદબી બોસ્તાંમે નેચોપદાર બસંત.
અંબર રંગ પેહને હુએ કયા જરદ ચપા પોશાક.
ગલેમે હુએ ટાલે હય મોનીઓંકા હાર બસંત.
ખુબી હય કેતકી ઓર રાય બેલ વ ગુલ્લાલા.
ખડે હય સરવ કદ ચમનમે ઓ બાહર બસંત

ગાયનથી લલચાઇને અને ગાનારીના હલક પર રીઝા થઇને હું તો ધુસ્તો ધુસ્તો છેક દારમમાં ચાલ્યો. દરવાજાના પડડાના છેડામાંથી હું જોવા લાગો તો શું તારીફ કહું નાજનીનની

હઝરત સુલેમાનની મુબારક મોહર જેવું બીડેલા લાલ હોટ વાલું મોહડું નરગેશની આંખ, ભાલા જેવાં પાપણ, મોતી મમાન દાત, બરફ જેવું બદન, લોહીના રતાસદાર સુરખી પર આવેલા ગાલ, નાગણ જેવો કાલો ચોટલો, સીહણ જેવી પતલી કમર. એટલામાં તે ચંચલ નાજનીનની નજર હું ગીમાછને જોતો તો ને પર પડી. તેણીએ બાંદીને હેકમ કીધો કે “જઇને જો,

મે ખુલાસો આપ્યો "બાઇ, મારૂ નામ અલી મનસુર ડમીસ્કી મને ઢોગીને એટલે લહુઆૅને નામેબી ઓલખેં છે, અને ઇમાનદારોના હાકમ નામદાર ક્લીફ્ હારૂનનો ટેબલ–સોબતી છુ." આ ઓલખ પીછાણુતા વેત બાનુ પોતાની બેઠક પરથી ઉત્રી આવી અને સલામ કરી બોલવા લાગી. "અય મનસુરના બેટા, તમો ભલે પધારયા હવે હુ તમને મારો દપટ રહેલો ભરમ બોલી કહીશ અને તમારા ઉપર ઇતબાર મુકીશ. હુ એક માશુક આશકથી જુદી પડેલી છુ, જેના દરદથી રાતદીન મારૂ જીગર જલે છે અને દીલ કબાબ થાય છે" મે કહ્યુ "અય બાનુએ મન, તુ ચેહરે નમુન ખુબરૂહ છે તેથી તારે તો કોઇ ખુબસુરતસેજ પ્યાર બાધવો ઘટે બતાવ તો સહી કે એ રગ ઉડાવનાર કોણ આદમ છે?" પેલીએ પડ ઉતર આપ્યો "બનુ શેબાની ટોલાનો સરતાજ સરદાર, ઝુબેર ઉમર" પછી તેણીએ તેની ખુબસુરતીનું બ્યાન કીધુ જે પરથી તેહકીક થયુ કે તેના સમાન સારા બસોરામા બીજો કોઇ ખુબસુરત નવજવાન નહી હશે મે પુછ્યુ "રે બાઇજી, તમને કઇ અરસપરસ મુલાકાતો થઇ છે કે તમો વચે કશો પત્ર વ્યવહાર ચાલ્યો છે?" તે બોલી "હા, પણ અમારો ઇશક તો જુબાની ઇશક હતો, જીગર જાનનો ઇશક ન હતો, કેમકે તે પોતાનુ બોલેલુ પતર્યો અને આપેલો વચન પાલતા લતરયો" મે પુછ્યુ કે "એને એમ કરવાનો સબબ શો?" બાનએ કહ્યુ કે "એક દાહડે હુ બેઠેલી હતી મારી આ બાદી મારા બાલ હોડતી હતી ત્યારે એણે વાકી વલી મને એક ચુમી લીધી તેટલા મારો આશક આવી લાગ્યો. તેણે એણીને ચુમી લેતા જોઇ નેણ ચહડાવ્યા ને મોહડુ મચકોર્યુ, અને હમેશની જુદાઇગીરી કરવાના કસમ ઉઠાવ્યા

તે વખતથી તે આજના દાહડા ને કાલની રાત તનક તે મને છોડી ગયો છે, ને નથી મને લખતા કે નથી મારા લખેલા રૂકાઓનો જવાબ વાલતો મે પુછ્યુ 'તારે હવે તુ શુ કરવા માગે છે?' તણીએ કહ્યુ 'એક રૂકો તારી મારફત મોકલવા મારૂ મન થાય છે. જો તુ મને તેનો જવાબ લાવી આપશે તો તારી મહેનતના દામમા પાચએ સોનાના સીક્કા આપીશ અગર જવાબ નહી લાવશે તો તારી આવવા જવાની મહેનતના બદલા દાખલ સો સીક્કા આપીશ" મે કહ્યુ કે "તારી નેક નજરમા જે આવે તે કર હુ તો મારો હુકમ બજાવવા તેયાર ઉભો છુ," પેલીએ પોતાની એક બાદી પાસે દવાત કલમ મગાવી લખ્યુ

આ પ્રેમ પત્રીકા ઉપર બાનુએ મોહર કીધી ને મને આપી. ઝુબેર બીન ઉમેર પાસે લઇ ગયો તેણે મને કહ્યુ કે "તુ પેહલા જમ પછી સહુ થઇ રેહશે" મે કહ્યુ કે "જુક ખુક વદીક મને તારે સાનો

હરામ છે જ્યાં તલક તું મારો બોલ રાખે નહી ત્યાં લગી." તેણે મારી પાસે ચીઠી માંગી ને મે તે આપી. તેણે કહ્યું કે ઓ ઇસન મનસુર! મારેથી તું જે બીજો ઇરાદો રાખશે તે હુ બજાવીશ. પણ એ વાતથી મને માફ કર. આ રૂકાની લખનારને મારી તરફનો કઇ જવાબ નથી" હું ગુસ્સે થઇને ચાલી જવા ઉઠયો ત્યારે તેણે મારા જામાની દામાન પકડી મીનતજારી કરી મને પાછો બેસાડયો. ખવાડી, પીવાડી, ગાયન સંભળાવી, અને બીજી બધી રીતની સારી તરતીબથી માવજતે કરી, મને પાયસો દીનાર આપી રવાના કરયો. બાનુને હકીકત કેહવા જાય છે તેટલાં તો જાણે એ બધો બનાવ બન્યો હોય તે પોતે નજરે દીઠો હોય તેમ તેણી પોતેજ પડાપડ શું શું થયુ તે કહી ગઇ. અચરતીથી મે પુછયુ કે બાનુ તમે કેમ એ બધુ જાણ્યું? તેણીએ કહયુ કે. "માશુકોને હૈયાંની આંખ હોય છે. તેઓ સધુ પામી જાય છે.

ત્રણ વખત તેણીએ નમનતાઇ ભરેલી ચીઠીઓ મારી મારફતે પહાંચી મને ધરમ ધકેલા ખવાડયા. પણ ચીઠીઓનો સંતોષકારક જવાબ નહી મલ્યાથી ઘણીજ હલાકીમા પડી. આખરે પરવરદેગારની દરઘામા ઉચે કીધેલા હાથ જોડી દોઆ માગી કે "રે દાદાર, પરવરતાર, પરવરદેગાર, પાના, ખાવર, કેર્દેગર, અવખશીદાર! એ પ્યારના તીક્ષ્ણ બાણથી ઘાયલ થઇ આજ લગી હુ હેરાન થાઉછ તે બાણનો જખમ મારા જીગરમાથી ઉઠાવી ઝુબેર બીન ઉમેરના જીગરમાં પેસાડ." એ દીવસ પછી આસ્તે આસ્તે બાનુની બેચેની કમતી થવા લાગી અને ઝુબેર સાહેબાની માંદો થવા લાગો. જ્યારે બીજે વરશે બગોરાના સુલતાન પાસે હુ મારા માસ્યાણાનો લવાજમ લેવા ગયો ત્યારે મને ખબર પડી કે ઝુબેર તો લગભગ મરણ કોઠે છે, હુ તેને જોવા ગયો ત્યારે ને છીણે સાદે માંદ શકતીથી બોલ્યો "ખરેખર, હરયાનું ખરયુ ને રગમા ભગ થયો રસમા રીસની વાત ગઇ. હવે મને મારી માશુકને પતાવવા તુ લઇ જા. અગર તેનો અછી તરેહથી જવાબ લાવશે તો હજાર દીનાર આપશ. નહી જવાબ મલશે તો તારી મહેનતના બગો દીનાર આપશ."

બાનુએ એ વાચી જવાબ આપવા ના કહી. ઘણી સમજાવી ત્યારે માંદ આનાકાનીથી જવાબ લખ્યો.

આ રૂકો જ્યારે મે વાચ્યો ત્યારે મે લઇ જવા સાફ ના કહી ને બોલ્યો કે એ વાચતાજ તે તો તરફડીયા ખાઇને મરી જશે. તેથી તેના ખુનનો દાઘ કયામત તલીક રોજે રસ્તાખેજની માફક તારી ગરદન પર હરદમ રહેશે. ત્યારે તેણે ફેરવીને બીજો લખ્યો

ઝુબેર કાગડે ડોને વાત જોતો બારણા તરફ નજર નાખી બેઠેનો તેણે બુદુરના રૂકાને ઉપરાસાપરી બુસ્સા દીધા છાતીએ ચાંપ્યો, આખે દાબ્યો, માથે ચહડાવ્યો, ને મને પુછ્યુ "અલ ઇબન મનસુર ! શુ બુદુર બાનુએ હાથે આમ લખ્યુ ?" મે કહયુ "અય સાહેબ, શુ ઘણી લોક પગેથી લખતા હશે ?' તેટલા તો વાજતી ઘુઘરી આવી લાગી ને બેઉ આશક માશુક મળ્યા લાગનો કાજીને બોલાવી મગાવ્યો લાખ સોના મોહરની 'મેહર' લખી આપી શાદી કીધી સવારે બને જણે આવી મને સલામ કીધી, અને ઘણાક ખજાનાથી નવાજ્યે તે લોકે તે દાહડેથી મારી સાથે સાચી દોસ્તીની મોહબતનો એવો ચીવટ ગાંઠ વાળ્યો કે પુછવુ ન પડે હુ પણ મારી જીદગીના જોગમા જુદા જીવડાઓને મેળવી આપવાનું માહ પુનનુ કામ કરતો તેથી મારા મનમા આશીરવાદ માનવા લાગો આ વાત સાભળી કલીફ હારૂન ઘણો ખુશી થયો આશક માશુકને ઇશકના મેદાન દરમ્યાનમા કેટલી મોહગી મુશકેલીઓ નડે છે તે તેણે દીઠુ તેણે ઝુબેર સાહેબને તેમજ બુદુર બાનુ, જે વેશધારી કલીફની બેગી થતી હતી, તેને પોતાના મેહલે ઘણી મેહતલ તલીક મેહમાન બોલાવ્યા, અને કીમતી તોફાઓ એનાયત કીધી એ ખોટા કલીફનો કીસ્સો આપણે આ કીતાબને ૮૩-૮૮ પાને લખી આવ્યા છીએ

**ઉઘ લાવવાનો ટુચકો**

કલીફ ઉજાગરાથી હેરાન હતો તેને લગતો એક નુકતો અલ મકરીઝી લખી જાય છે તે એમ છે કે નવમી સદીમા મીસરના મુલકનો હાકેમ ખમારવેહ નામનો હતો તેને બેકરારી થતી ને ઉઘ નહી આવતી તેના તબીબે ફરમાવુ કે પચાસ હાથ લાંબો ને પચાસ હાથ પોહળો તથા કેટલોક ઉડો એક કુડ બનાવે ને તેમા પારાની ધાતુનો જહો રેડે ખુણે ખુણે રૂપાની ખુટીઓ દાટે ને તેની સાથે કલાબતુની રેસમ દોર લગાવે તે દોર બનથી ઉપમાવેના ચામડાના તક્યા તરાઇઓ પેલા કુડ પર તરતા નાખી બાધે ને તેના ઉપર બીસ્તરો બીછાવી તેને પોઢાડે એટલે ધુજતા પારાથી તેને ફાવેલી જોલીની માફક હીચ આવે ને સુવે

**અલ વાલીદનો બલવો**

કલીફ હારૂનના રાજ્યમા ઘણા બનાવો થયા હતા, તેમા અગત્ય ગણાતામા મેસોપોટેમ્યા ખાનેનો અલ વાલીદ ઇબ્ન ટરીફ એક હતો આ સરદારે બમે વેળા કલીફના લશકરને હરાવ્યુ હતુ આથી અલરશીદે ગેઝબ

ઇબ્ન મઝયદને વધુ લશ્કર આપી બલવાખોરોને બેસાડી દેવા મોકલ્યો. હવે બલવાખોર સરદાર વાલીદ અને તેને ઠેકાણે લાવવા મોકલેલો ખલીફનો સરદાર યેઝદ બન્ને એકજ ટોલાના યાને શેઇબનીના હતા. પોતાનાજ ટોલાની ખુનરેજી ચલાવવા યેઝદનું દીલ ચાલ્યું નહીઃ તેથી હર બાહણે જંગ મચાવવા મુળતવી રાખતો.

બીજા હાથ પર બારમકી ખાનદાનને આ યેઝદ સાથે બીયાબાર: એટલે એકજ ટોલાની એ બીના ખલીફના કાન પર લાવવામાં આવી. ખલીફે યેઝદને ગુસ્સા ભરયું કાગલ લખ્યું, જેમાં જણાવ્યું કે "જો મેં મારા સાધારણ નોકરોમાંના એકાદને મોકલ્યો હતે તો તારા કરતાં તે વધુ કરી દેખાડતે. પણ અત્યાર સુધી તેં કાંઇ પણ કીધું નથીઃ તેથી તારી પર વધુ બરોસો મુકવો એ એક સવાલ છે. કડાચ તું તારા ટોલાની લાગણીથી દોરવાતો હશે. પણ હું અલ્લાહના કસમ લઇ જણાવું છું કે જો એ વાલીદને તેં સારો સવાદ નહી ચખાડયો તો તારૂં ધડ લાવવા અહીંથી કોઇને હું રવાના કરીશ."

આ રૂકો વાંચી યેઝદે જોઇ લીધું કે ખલીફ કેવા સ્વભાવમાં હતો. તેણે અલ વાલીદ સામે જંગ મચાવવા નક્કી કીધું. તે પોતાના ટોલાની ખાસ્યત જાણતો હતો માટે પોતાના લશ્કરને એકઠું કીધું અને બોલ્યોઃ "બહાદુર શુરાઓ! ઇમાનીઓના શાહ આપણાથી સારી આશા રાખે છે. બલવાખોરો બીનતબ્યતવાલા છે. તમો ખડે પગે મજબુત રહેજો અને જ્યારે તેમનો હુમલો સમી જાય ત્યારે બેધડક તમારાં હથ્યારોનો સારો જેવો સ્વાદ તેમને ચખાડજો. જો તેઓ પલાયન કરી જાય તો ખાતરી રાખજો કે તેઓ ફરીથી આપણી તરફ જોશે વટીક નહી."

યેઝદના કેહેવા પ્રમાણે ખરેખર થયું. દુશમનો નાઠા. યેઝદનો બેટો અસાદ પોતાના પેદર ભેગો આ લડાઇમાં હાજર હતો. આ બંને બાપ બેટાના ચેહેરા એટલા તો મલતા આવતા કે કોઇ જાણીતોજ તેમને ઓલખી શકતો. પેદરના ચેહેરા પર એક ઘા પડેલો; તેના દાઘથી ઓલખનારાઓ પીછાણી શકતા. વાલીદ સાથે જંગ મચતું ત્યારે અસાદનું મન થયું કે તેને પણ એવોજ ઘા એજ ઠેકાણે પડે; લડાઇમાં જ્યારે તેણે એક ફટકો પોતાપર પડતો દીઠો ત્યારે તેણે એવી રીતે માથું આગલ કીધું કે તેના બાપનીજ પેઠે તેજ જગ્યાએ ઘા પડયો. યેઝદે અલ વાલીદનો દુંબાલો પકડયો, તેને પકડયો અને તેનું ગીર છટકાવી નખાવ્યું.

**લયલા એક શુરવીર દાખલ:**

હવે અલ વાલીદની એક બહેન હતી નામે લયલા. તેણીએ જ્યારે પોતાના ભાઇના આ મુનજ્જ હાલ જોયા ત્યારે એ શુરવીર અબલા સીપાઇ બચ્ચાનો લેબાસ પેહેરી લડવા લાગી. તોપણ યેઝદે તેણીને પીછાણી અને તેણીની

આગલ પોતાનો ઘોડો દપટાવી તેણીના ઘોડાને ભાલાથી જખમી કીધો અને પોકાર માર્યો! "તું તારે મકાને ચાલી જા? જંગના મેદાનમાં નાજુક જાતનું કશુંએ કામ નથી. તું તારા ટોલાને હીનું લગાડે છે!"

આ સાંભળી લયલાને ઘણી શરમ લાગી અને ત્યાંથી ચાલી ગઇ. આ લયલા એક શાહેરા હતી, જેણીએ પોતાના ભાઇ અલ વાલીદના મોત પર મર્સીઆ રચી હતી, જે કવીતા હજુ પણ જાળવી રાખેલી તવારીખનવેસો જણાવે છે.

### મસીદનું પંખેરૂં

અબ્દ અલ મલીક "મસ્જીદનું પંખેરૂં" દાખલ પણ ઓલખાય; સબબ, તે તખ્તે બેઠો તેની અગાઉ મદીના શેહેરની પ્રખ્યાત મસ્જીદમાં રાત દીવસ ઇલ્મે ઇલાહીનો અભ્યાસ કરે તથા કોરાન વાંચે. જ્યારે તેને ખબર કરવામાં આવી કે તેનો પેદર મેરવાન મરણ પામ્યો, ત્યારે પોતાના હાથમાંનું દફતર બંધ કરતાં બોલ્યો: "અહીં તું અને હું છુટા પડયે છીએ!" ત્યારપછી તે રાજકારભાર પુંઠે મચ્યો રહયો. તેનું સૌથી મહાભારત કામ જરૂસલમના ખડકનો ગુમ્બજ હતો. એના મરણ બાદ કલીફાત તેના વડા બેટા વાલીદને હસ્તક ગઇ.

### બપૈડો બનેલો કવીરાજ અબુ નવાસ.

કલીફ હારૂનના શાહેરોમાં અબુનવામ કવી દાખલ પ્રખ્યાત. તે જબ્બરો મોજીલો, તે સાથે બોલી કરાજીમાં એકકો. એની ચોક્રમ ન વર્ણવી શકાય એવી એમો, તેને લીધે ઘણાક તવારીખનવેસો એને લગતી કીસ્મા કહાણી લખવાના અખાડા કરે. એક રાત્રીએ આ કવીરાજનું દીવાનખાનું ખાના પીના વગેરેના બાબમાં ગાજી રહેલું છે અને બીજાઓ ભેગો આ શાહેર શરાબબાજીમાં મગ્ન થયલો છે, તેટલાં દીવાનખાનાંનું બંધ બારણું જોરથી ખખડાવવાનો આવાજ સંભલાયો.

"કોણ છે રે?"

"દોસ્ત."

"બેધડક અંદર આવ."

અંદરથી દીવેલી કળ ઉચકી નાખવામાં આવી અને શરાબબાજીમાં મસ્ત થયલો કવી બારણા ભણી જોવા લાગો-"યા ઇલાહી! કમબખ્તી!" કવીરાજથી બોલાઇ જવાયું. દારૂની ખુમારી અરધી અરધ તેજ પલે ઉતરી ગઇ.

"અરે અબુ નવાસ!" કલીફ હારૂને કહયું; જે રાતની શેહર ચર્યા જોવાની મજાહ ચાખતો ત્યાં જઇ લાગો હતો.

"જનાબે આલી! તારી ખીદમતમાં બંદો સર ઝુકાવે છે. અલ્લાહ તારી ઉમ્મરકાયા જીયાદા કરો."

"પણ આ તારી શી હાલત?"

"ઇમાનીઓના એ શાહ! મારી હાલત સવાલોના જવાબો વાલવાને લાયક નથી.

"એ અબુ નવાસ! અલ્લાહ મને ફરમાવે છે કે તુંને ખાજાસરાના કાઝી દાખલ નીમવો."

"ખુબ મેહેરબાની! પણ તમે શું ખરેખર બોલોછો?"

"હા."

ઠોલ્યા અબુ નવાસને શરાબીની જુમમાં કાંઇ પુછવું પડે? તે એવો વાક્ય બોલ્યો કે નામવર કલીફ અતી ગુસ્સે થયો અને ત્યાંથી ચાલી ગયો. પણ રંગીલા કવીએ તો તે રાત રંગરાગમાં પમાર કીધી.

આફતાબના કીરણો જ્યારે પુર્વના બુરજમાંથી પ્રકાશ આપવાની તૈયારી કરવા લાગ્યાં, ત્યારે તેણે કલાકેક ઉંઘ ખેંચી કાઢી. ત્યાર પછી બેદાર થઇ, હાથ મ્હો ધોઇ દરબારી ઝભો પહેરયો અને નામવર કલીફના દબદબા ભરેલા મહેલ તરફ જવા ચાલુ મુકયું. કલીફનો ધારો એવો કે જ્યારે દરબાર બરખાસ્ત થાય ત્યારે ઇમાનીઓનો એ હાકીમ ખાનગી બેઠકવાલાં દીવાનખાનામાં જઇને ત્યાં કવીઓ, ઇલમીઓ, ટેબ્લ્યા સોગતીઓ અને ખુન્યાગરો યાને બાજીંત્રના ઉસ્તાદોને બોલાવે અને ત્યાં સરસા સરસીનો રંગ જમાવે.

તે દીવસે એ નામવર ઉપલા દીવાનખાનામા ગયો. રેવાજ મુજબ સર્વેજણા પોતપોતાની બેઠક રોકી બેઠા, તેટલાં અબુ નવાસ ત્યા જઇ લાગ્યો અને પોતાની બેઠક તરફ જેવો તે ગયો કે કલીફે પોકાર મારી આખું દીવાનખાનું ઠરઠરાવી નાખ્યું. તલવાર્યા મસરૂરને હુકમ કીધો કે એ કવીનો ઝભો ઉતારી લે, એ કવીરાજની પીઠપર ગધેડાનુ ખોગીર બાંધે, માથાં પર બાગદોર અને કમ્મર પર ડુમચી બાંધી મેહેલની ગુલામડીઓના રહેઠાનો અને હરીમવાલા ઓરડાઓમા ફેરવે કે જેથી ઓરતો તેની મશ્કરી કરે; ત્યાર પછી એ કવીરાજનું શીર છટકાવી નાખી હુઝુરની રૂબરૂ લઇ આવે.

"જેહાંપનાનાં હુકમને તાબે." કાલા હબસ્યા મસરૂર જલાદે ઉતર વાલ્યો. અબુ નવાસને ગધેડાનો અવતાર આપી એ જલાદીએ કલીફનો હુકમ બજાવવા મેહેલના સઘળા ઓરડાઓમાં ફેરવવા લાગ્યો, જે ઓરડા વરસનાં દહાડા જેટલી સંખ્યાનાં હતા. પણ અબુ નવાસ વળી ઠોલ્યો: એટલે તેને કાંઇ પુછવું પડે? જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં કાંઇ ને કાંઇ ઠઠા મશકેરી કરતો રહયો: જેથી દરેક જણે કાંઇ ને કાંઇ રકમ આપી તેનાં ખીસાં તર કીધાં. આ પ્રમાણે તે લગભગ સઘળી ફેરીઓ ફરી રહયો હતો, અને માથું છટકવાને

થોડાજ વખત બાકી રહયો હતો, તેટલાં બારમકી ખાનદાનનો તુરો જાફર તેને સામો મળયો. આ વઝીર તે દીવસે રાજદ્વારી અગત્યના કામસર બાહેર ગયયો હતો તેથી તેને એ બનાવ વીશે મુદલ ખબર હતી નહી. અબુ નવાસને ગધેડાંસઇ અવતારમા જોઇ તે વીસમય પામ્યો અને બોલ્યો "અરે હો, અબુ નવાસ !"

"અરે હો દીલે હાતમ, તારી નોકરીમા !" કવીરાજે ઉતર વાલ્યો.

"એવી તે શી તકસીર તે કીધી કે આવી હાલતમા તુને આવવુ પડયું ?"

"કાઇ નહી. ફકત આપણા બુલંદ તાલેના શાહને મે મારો કવીતારૂપી કીમ્મતી ખજાનો એનાયત કીધો, જેનાં બદલામા એ નામવરે મને આ ઉમદા બક્ષેસ કીધી બીજુ કાઇ નહી ખુદા હાફીઝ !"

જ્યારે ઇમાનીઓના શાહને એ ગુફ્તેગો વીશે ખબર આપવામા આવી ત્યારે તે ગુસ્સો એકકોરે મુકી ખુબ હસ્યો અબુ નવાસનો આગલી રાતનો ગુનોહ માફ કીધો એટલુજ નહી પણ જાફરને આપેલી ઉપલી હાજર જવાબીના બદલામાં સારી જેવી નાણાની રકમ એનાયત કીધી

## મુરઘો બનેલો એક શખ્સ

અબુ નવાસની ચોક્કસ એબને લીધે અરબ વગેરે ઘણાક તવારીખનવેસો તેને લગતી બીનાઓ વીશે અખાડા કરી ગયા છે, એ બીના આપણે જાણી ગયા છીએ

હવે આ હાજરજવાબી અને રંગીના શખ્સ સાથે ઘણીક વેળા આપણા પુસ્તકમાના નાયક કલીફને સમાગમા આવવુ પડતુ હતુ તેથી આ ઠેકાણે એ શખ્સ વીશે થોડાક વધુ ટુચકા ટપકાવી લેવા ઠીક થશે

એક દીને નામવર કલીફ ખાનગી દીવાનખાનામા હજુર્યાઓ, મશકેરાઓ, શાહેરો, વગેરે સાથે તકરાર કરી સાજનો વખત પસાર કરવાના ઇરાદાથી બેઠો હતો તે ચોકકસ દીને અબુ નવાસ વખતસર આવી પુગો નહી જેથી તેની હમી કરવા કલીફે એક ઘણી સરસ યુકતી અજમાવવા હુકમ ફરમાવ્યો ને આ હતી કલીફ સીવાય હાજર રહેલાઓ એક સરખુ કરી દેખાડે તો દરેક જણને અકેક દીનાર આપવો અને જે કોઈ તેમા કસુર કરે તો તેને દજન ફટકા બાધી માર મારવો. ત્યારપછી ઓરડામા જેઓ હાજર હતા તેટલી મરઘાના ઇંડા મગાવ્યા અને દરેક જણને અકેકુ આપી પોતપોતાના ટકીઆ હેઠલ સતાડવા ફરમાવ્યુ, અને મમરગને હુકમ કીધો કે જ્યારે ઇશારત કરે ત્યારે એકુ બાહેર કાઢવુ. આ કામ પુરૂ થયુ કે અબુ નવાસ

દીવાનખાનામાં દાખલ થયો. તે દીવસની શરત વીશે તેને વાકેફ કરવામાં આવ્યો. જાણ્યા વગર અબુ નવાસે એ શરત કબુલ કીધી. દાવ મંડાયો અને કલીફે કહ્યું: "મસરૂર! તારે ગમે તે ચીજ પેટુલાં બાહેર કાઢ! હું તમો લોકના ન્યાયધીશ દાખલ એ બાબદનો ચુકાદો આપીશ."

મસરૂરે આવી ઇંડું બાહેર કાઢ્યું, અને ન્યાયધીસ દાખલ કલીફે હવે અબુ નવાસને તેમ કરવા ફરમાવ્યું.

"જનાબ! હું છેક છેલ્લાં હાજર થયો: મારે આ દીવાનખાનામાં તેમ કરવાની હાજર રહેલાઓની પેહેલાં ફરજ છે!"

"બરાબર!"

"પણ સબુર! આ લોક જો ખરેખર એડાં બાહેર લાવે તો મુરધીઓની પેઠે તેઓએ કોક કોક કરી તેમ કરવું!" અબુ નવાસ કાંઇ ખાંડયો જાય તેવો ન હતો: તેથી બોલ્યો.

"બેશક" કલીફે હસીને કહ્યું.

ત્યારપછી દીવાનખાનામાંનાં સઘળાઓ "કોક કોક" કરતા એકેક પછી સતાડેલાં ઇંડા બાહેર કાઢવા લાગ્યા. અબુ નવાસે જોઇ લીધું કે મોડો આવવાની શીક્ષા દાખલ આ રમત ખામખા ઉભી કરવામાં આવી હતી.

"હશે! આપણે પણ જોઇશુ!" અબુ વચ્ચમાં પોકારી ઉઠયો.

સઘળાઓ એડાં બાહેર કાઢી રહયા કે કલીફે ગંભીરાઇથી કહ્યું: "ચાલો અબુજી! હવે તમારી વારણુ આવી! હવે કરી દેખાડો!"

સઘળાઓની નકકી ખાતરી થઇ કે અબુ નવાસના બરડા પર સરાસરે દજન ફટકા પડવાનો વખ્ત આવી લાગ્યો હતો.

"ત્યારે સુણેજી!" અબુ નવાસ મરઘાની પેઠે હાથ ફણફણાવી તથા ડોક ઉચે કરી મોટેથી બોલ્યો "કુકઅઅરે કુઉઉઉક! કુકઅઅરે કુઉઉઉઉક!"

કલીફ સેતાબીથી તેની મતલબ સમજી ગયો. એડાં જેઓએ દીવાન-ખાનાની વચ્ચમાં લાવી મેલ્યા હતાં તેઓને અબુએ મરઘીની ઉપમા આપી હતી. જયારે પોતે મરઘો બન્યો હતો.

**પોતાની દાઢી ગીરે મેલનાર શખસ**

એક વેળા અબુ નવાસને પૈસાની જરૂર પડી: તેથી તે ઇમાનીઓના શાહ હજુર ગયો અને એ રકમ માગી.

"તારે કાંઇ એના બદલામા આપવુ જોઇએ"

"જનાબ! વારી પડે શું જે ખાધરાઓ ખાય?"

"ખાવાની ચીજ જોઇતી નથી: કાંઇ બાજી જોઇએ." કલીફે કહ્યુ.

આ વેળા અબુ નવાસ વીચાર કરતો પોતાની દાઢીના વાળ પસવારતો હતો તેને યાદ આવ્યું : " અય શાહ ! આ મારી દાઢીના બાળ ગીરો મેળું ?"

" એ બી તો સહી ! જ્યારે મને જરૂર પડશે ત્યારે મંગાવીશ !"

સારું નક્કી થયું અને અબુ પૈસા લઇ ત્યાંથી ચાલતો થયો.

હવે એક દીવસે દરબારમાં આ કવી કાંઇ બોલ્યો જેથી કલીફ ગુસ્સે થઇ તેને કહયું: " અબુ બચ્ચા ! તારી દાઢીના બાળ સંભાળ !"

" અલ્લાહ કરીમ !" અબુ નવાસે તરતજ ઉતર વાળ્યો " એ હવે પાછી મારી થઈ. સબબ ઇમાનીઓના શાહે તે પ્રમાણે હમણા કહયું ! શુક્ર અલ્લાહ !"

**જબાંદરાજીથી પોતાનો પ્રાણ બચાવનાર.**

એક દીને ખુબ શરાબ પી અબુ નવાસ લટુજી બની ગયો, અને દરબારના મહલાજાની પણ કાંઇ દરકાર કીધી નહીઃ આથી કલીફ બહુ ગુસ્સે થયો અને ત્યાંને ત્યાંજ અબુનું શીર છટકાવી નાખવા કાળા ગુલામડા મસરૂરને હુકમ કીધો.

આ સાંભળી અબુનાં હોંશકોશ ઉડી ગયાઃ સબબ, કેટલીક વાર એ મુજબ જાણીતા દરબારીઓના શીર ઉડી ગયાં હતાં.

" ગુસ્તાખી માફ છે, ઝનાબ ! ફક્ત એક પ્યાલ ખાતર મને મારી નાખવા માગો છો ?"

" નહી " કલીફે ઉતર વાળ્યો " પણ તું એ શીક્ષાને લાયક છે."

" પણ નામવર !" અબુ ધ્રુજતો બોલ્યો " અલ્લાહ વટીક ગુનેહગારો પાસે તોબ્જેસ કરાવી તેનો ગુનોહ માફ કરે છે, તો આપ અલ્લાહના યાર શા સારૂ એવી શીક્ષા મુજ કમનસીબ પર ફરમાવો છો ?"

" તેં શરાબની તારીફમાં શું શએર લખી નથી ?"

" પણ ઝનાબ ! હું કબુલ કરૂં છું કે મે તે લખી, પણ તેથી કાંઇ મેં તે પ્રમાણે શું પીધો ?" અબુએ તકરાર જારી રાખી.

" મને તેવો શક જાય છે ?"

" પવીત્ર કોરાન ફરમાવે છે કે 'કેટલોક શક એક જાનનું પાપ છે,' તો શું તેવા શકને સબબ મારો જાન તમે બરબાદ કરવા માંગો છો ?"

" તેં એ ઉપરાંત બીજું પણ લખ્યું છે, જે માટે તું મોતને લાયક છે. એવા વીચારો નાસ્તીકપણું ફેલાવે છે, દાખલા તરીકે 'જેઓ બહીસત યા દોજખમાં હોય છે તેઓમાંનું કોઇ પણ અહીં પાછું ફરતું નથી.' ખરું !"

" પણ એમ શું કોઇ અહીં આવ્યું છે !"

" નહી."

"ત્યારે ખરી બાબદ સારૂ શા માટે મને શીક્ષા થાય ?"

"પત પતારો છોડી દે," અધીરાઇથી કલીફે કહ્યું "તેં તારી કવી-તાઓમાં ઘણુંક એવું લખ્યું છે જે માટે તું મોતને તદન લાયક છે."

"તમો નામવર એ સઘળાં વીશે જાણીતા થયા તે અગાઉ અલ્લાહને એ સઘળું માલુમ હતું: નહીતર મારાં ભેજાંમાં એ સઘળું મુકતે નહી અને હું લખતે પણ નહી. પવીત્ર કોરાનમાં શું નથી લખ્યું કે 'એવા શાહેરોની પુઠેપુઠે તેમના માનીતા ઇફરીતો ફરતા ફરે છે. શું તું જોતો નથી કે દરેક ખીણમાં તેઓ ભટકે છે, અને તેઓ જે કાંઇ બોલે છે તે કરી દેખાડતા નથી ?' માટે એ સઘળાં લખાન માટે હું જોખમદાર નથી, પણ શયતાન છે; માટે તેને શીક્ષા કરવી જોઇએ."

"એને છોડી મેલો" કલીફે હુકમ કીધો "કોઇપણ રીતે એ સપા-ટામા આવતો નથી."

'મેઠીપાક' જમેલો કવીરાજ

એક દીવસે અલરશીદનો સ્વભાવ બગડયો અને તેને બેચેની લાગી, તેટલાં અબુ નવાસ આવ્યો. અને કલીફને ગમત આપવા તથા મન વેરવા તરેહવાર જખાં દરાજી અને કાશીયાના ઘોડા ડપતાવવા લાગ્યો, પણ તેથી હારૂન પર જરાએ અસર થયલી દીસી નહી.

"ઇમાનીઓના રક્ષકને આજે આટલી બધી ઉદાસી શાની!" તેણે આખરે પુછયુ. "પોતાના જીવને બીનકારણે બેચેન કરવા આપ નામવર શીવાય મે બીજા કોઇને જોયો નથી. આ તેમજ પેલી દુન્યાની મજાહ શા માટે ભોગવતા નથી ? એ બન્ને આપ નામવરનાં હાથમાંજ છે. પેલી દુન્યાંની મજાહ એકે ગરીબો અને નાવારેસોને ખરખેરાત કરવી, મક્કાની હજે જવું, મસીદોની મરામત કરાવવી, મદરેસાઓ સ્થાપવી, નેહરો બંધાવવી, દેશને ખેતી વગેરેની બાબદમાં સુધારવો, અને એવાંજ બીજાં કામો કરવાં આ દુન્યાંની મજાહોમા સારાં સારાં પકવાનો અને પીનાઓ-પર હાથ મારવા, ગોરી ગોરી નખરાંબાજ નાજનીનોમાં ભેલાવું" અને એ વતરાગે અબુ નવાસે એવીજ બીજી વાતો કરી કલીફની જીજ્ઞાસા ઉશ્કેરી.

હવે જે પ્રમાણે કલીફનો મેહેલમાં ડગેકો, તેજ પ્રમાણે તેની પીત્રણ શેહેનશાહજાદુંનું ઓબીદા યાને કલફાણીનો રોબ અને ધાક કાંઇ કમી ન હતાં. તે તરતજ ઓરડામાં દાખલ થઇ અને પોતાના ખાવીંદ હારૂનને ફુસલાવી પતાવીને તથા આજીજી કરીને અબુ નવાસ જે કાંઇ બોલ્યો હતો તે પાછું કલીફને મોહોડેથી જાણી લીધું.

"અને તમે એ સલાહ માટે તેને ઠપકો શા સારૂ નહી દીધો?" તેણીએ પુછ્યું.

"એની સલાહ એવી તો સરસ: તેથી ઠપકો શા માટે હું આપું?" કલીફ્ ઠઠાની ઢપે ઉતર વાળ્યો. આ સાંભળી ઝોબીદી ગુસ્સાથી ઉઠી અને ત્યાંથી ચાલી ગઇ. પોતાના ઓરડામાં દાખલ થતાંજ તેણીએ પોતાની ગુલામડીઓને હાંક મારી અને તેમને હુકમ કીધો કે જેવો અબુ નવાસ કલીફનો મેહેલ છોડી જાય કે એ કવીને સારી પેઠે મેઠીપાક જમાડવો. ગુલામડીઓને કાંઇ પુછવું પડે ! રાજકત્રી અને તે પણ કલીફના માનીતાને કેસરીપાક જમાડવાની મજાહ ઓરજ ! એટલે તેઓ આતુરતાથી તેના જવાની રાહ જોવા લાગી. કલીફને ખુશ કીધો તેની ખુશાલીમાં અબુ નવાસને ખુબ ગેલમાં આવી કવીતાઓ લલકારતો જતો તેઓએ દીઠો. તેઓ સાંજનો સમો હાથ ધરી ખુદ એ કવીને ઘરે ગઇ, જ્યાં તે ગાયનો લલકારતો બેઠો હતો. તેને તેઓએ એવો તો માર્યો કે તેના "હાડકે હાડકાં ભાંગવાં લાગ્યાં." તેટલાં તેના ઘરની ઔરતો વચ્ચે પડી અને તેને છોડાવ્યો ; એના પરીણામમાં કેટલાક દીવસ સુધી તેને બીછાનું સેહેવવું પડ્યું. નામવર અલ રશીદ એ બનાવથી તદન નાવાકેફ હતો એટલે અબુ નવાસ વીશે ઘણે દહાડે આખરે ખબર કાઢવા મસરૂરને મોકલ્યો, જે તેની હાલત જોઇ ઘણો અજબ થયો. તોપણ પોતાની સાથે જનાબની હજુરમાં જવા કવીરાજને લલચાવ્યો. હારૂને તેને આદર સતકાર કીધો; ખેર આફ્યત પુછ્યા પછી આટલા દીવસ શા માટે ગેર-હાજર હતો તેવીરો સવાલ પુછ્યો. હવે એ દીવાનખાનામા દાખલ થતાંજ અબુ નવાસે ઝરખાના પરડા પાછલ કોઇને સ તાઇ બેઠેલું જોયુ હતુ. એ ચતુર કવી તરતજ ચેતી ગયો કે તે કોઇજ નહી પણ ઝોબીદી હોવી જોઇએ. "બચ્ચા અબુ ! સંભાળજે ! નહીતર તારો ઝનાજો કાઢવો નહી પડે ! અરરર ! હજુ હાડકે હાડકાં દુખે છે !" તે બડબડ્યો.

માટે જ્યારે તેણે કલીફને મુખથી ઉપલો સવાલ સાંભલ્યો ત્યારે પોતે બીમાર પડ્યો એટલુ જ બોલી પટાવ્યુ.

"મને તેથી દલગીરી લાગે છે," કલીફ કહ્યુ, "પણ અબુ ! પેલે દીવસની પેલી નાજનીનો વાશેની તારી વાત હજુ મારાં મનમાંથી ખસતી નથી. હુ તે પાછી સાભળવા માંગુ છુ."

"આપ ઝનાબના હુકમને તાબે !" અબુએ ઉતર વાળ્યો, અને તેજ વેળા તેણે ઝરખા બણી જોયુ તો પરડો પછવાડેથી કોઇએ ખામખા હલાવ્યો હતો. કદાચ એના મતલબથી કે 'ખબરદાર બચ્ચા ! તારાં હાડકાં પાંસલાં સલામત રાખવા નહી માગતો હોય તોજ આગલે દીવસ જેવું બોલજે !'

"ચલાવ ત્યારે, અબુ !" કલીફ કહયું.

"સુણયેજી !" અબુએ ખખાર મારી કહયું. "હું તમો

નામવરને એમ કેહેતો હતો કે ' ધરર્હ ' (યાને હરીફ બાયડી ) શબ્દ અરબોએ ' ધ્રરર ' ( યાને હારમ ) પરથી મેળવ્યો, અને તે પરથી કેહેવત ચાલી કે ' જેની બે બાયડી હોય છે તેનો સસાર કલેશમાં અને દલગીરીમાં પસાર થાય છે, અને જેની ત્રણ જોરૂ હોય છે તેની આખી જીંદગી મારામારીમાં ગુજરે છે, તથા જેની ચાર બીબી હોય છે તે જીવતો છતાં પોતાને મુએલો ધારે છે. ' તે દીવસે મારા કેહેવાની મતલબ એ હતી. હું એક બીના કેહેતાં વીસરી ગયો તે એ કે જે સુખવાસીની એકજ પરણેતર હોય છે તેનો સંસાર સુખી સાથે માન મરતબા વાલો હોય છે."

" જો તુ ફરીથી એ મુજબ ઉલ ગબરડી રમી ગયો તો તારૂં શીર ખુબ ધ્યાનમાં રાખજે." કલીફે જણાવ્યું.

" ફફા થવાનુ કશુએ કારણ નથી" નામવર અબુએ બીહતાં ઉતર વાલ્યો " અરબોની કહેણી મુજબ કોરેશ ટોલાનું ઝવાહીર બેની મખઝુમ છે. આપ નામવરની હકદાર મોહરદાર ઝોબીદી શેહેનશાહ બાનુ ( અલ્લાહ એને લાંબી જીદગી બક્ષે ! ) તમો જાણો છો તેમ કાસીમની બેટી હોવાથી અરબોમાં ફુલોનુ ફુલ યાને ઝવાહીરમાં ઝવાહીર ગણાય છે: તેથી આપ જેહાંપના સૌથી સુખી પુરૂષ ગણાય છે."

" ઓ અબુ ! એ આજે તું શું બકબક કરી રહયો છે? શું પાછો મને તુ બેચેનીમા લાવી મુકવાનો થયો છે?" કલીફે કહયું. આ સાંભળી ઝરૂખાના પરદા પાછલથી કોઇનો હસવાનો સાદ સંભલાયો. તરતજ સાથી આવાજ આવ્યો: " અબુ નવાસ ! તેં આજે સાચુ કહયુ છે. હમણા આપી તેવા સલાહ હમેશા એવણને આપતો રહેજે!"

" જનાબ, હજુ હું બીમાર છુ · તેથી અંહી હવે વધુ વખત મારેથી બેસાતું નથી." અબુએ ઉઠતાં કહયું. કલીફે રજા આપતાંજ ગભરાયલો સાંથી તે એકદમ જતો રહયો. " બચ્ચા અબુ ! બેની લડાઇમાં ત્રીજાનો ખો ! એ કેહવત કદી વીસરતો ના !" તે ધરમાં પેસતાં બડબડયો.

પણ ત્યાં જઇ પહોંચતાંજ તેણે શેહેનશાહબાનુ ઝોબીદાની ગુલામડીઓને ફાસ્મની નઝર લાવતાં દીઠી. તે લીધા પછી બોલ્યો: " અલ્લાહ કસમ ! એ બાનુને રંજીદા કરવાનો એક હરફ પણ હવેથી હું બોલીશ નહી."

જ્યારે હારૂનના કાન પર એ સઘળી બીના લાવવામાં આવી, ત્યારે તે નામદારને ઘણી ગમત પડી અને કવીના હાડકાનો જે ખુરમો થયો હતો તે માટે અબુને દીલાસો દીધો.

ક્લીફ, અમીન અને અબુની વાત

ક્લીફ હારૂન પછી પોતાના દીકરા અમીનને ગાદી પર બેસાડવા ઝોબીદી હમેશ મથી રહેતી અને એ માટે ક્લીફ હારૂનપર લાગવગ લગાડવાની એકે તક એ ક્લફાણી જવા દેતી નહી હતી તે હારૂનના બીજા બેગ મામુનને ધીક્કારતી હતી મગબ, પોતાના હરીફનો તે બેટો અને વળી મામુનમા ઇરાની લોહી દોડતુ. વળી મામુન ઘણો ચતરાઇ પણ હોવાથી અદેખાઇનો આગમ વધુ ઝનેનો રહેતો હતો. આ બન્ને સાહજાદાઓને લીધે ઘણીવાર કલીફ તથા કલીફાણી વચ્ચે સનગતુ. જેના કેટલાક દરષ્ટાંત અરબ તવારીખનવેસો આપી ગયા છે

વાત એવી લખાઇ છે કે પોતાના માનીના બેગની તારીફ કરતા ઝોબીદીએ પોતાના ભરથારને ઉમ્માદથી જણાવ્યુ કે "અમીન સુનન્દો સાહેર છે," તેની જો ખાનગી કરવી હોય તો અમીનની મોપ્પમ કવીતાઓ રાજા કવી અબુ નવાસના અભીપ્રાય માટે આપવી કલીફે તેમ કરવા કબુલ કીધુ અને અબુને બોલાવી તેના ટીકા માટે તે લીટીઓ તેની હજુર મુકી પણ ઝોબીદી અને અમીનના ઘણા ગુસ્સા વચ્ચે અબુએ એક લીટીમા મીતા શાસ્ત્રને લગતી મોટી ભુલ દેખાડી આથી અમીન બહુ છેડાયો અને અબુ નવાસને તેને ઘરે જવા દઇ ત્યાથી ગુપચુપ તેને બંદીખાનામા નાખવા પોતાના હાથ હેઠળનાઓને ફરમાવ્યુ. હજુરીઆઓએ પોતાના સાહજાદાને તાબે થઇ હુકમ અમલમા મેલ્યો

કેટલાક દીન પછી હારૂન અલરશીદે અબુને બોલાવી લાવવા માણસ મોકલ્યુ, ત્યારેજ તેને ઉપલી બાબતની માહીતી પડી અમીનને બોલાવી કલીફે તેને ખુબ ઠપકો દીધા પોતાની બીજી જોડેલી કવીતાઓ કલીફ અને અબુ નવાસની હજુરમા વાચી સભળાવવા અમીને અરજ કીધી જે સ્વીકારવામા આવી

પણ જેવી થોડીક લીટીઓ અબુ નવાસે સાભળી કે તે ચમકયો અને ઓરડો છોડી જવા કલીફની રજા માગી

"કયા જાય છે?" કલીફે પુછયુ.

"પાછો બંદીખાનામા" અબુએ ઝટ ઉત્તર વાળ્યો

આ સાભળી કલીફ ખડખડ હસી પડયો, જ્યારે અમીન ત્યાથી ગુસ્સા ભેર ચાલી ગયો

આ અમીન માટે એવુ નોધાયલુ છે કે હારૂનના મરણ બાદ જ્યારે બન્ને ભાઇઓ વચ્ચે લડાઇ સળગી ત્યારે ઇરાનના રઇએ રોહેરે અમીનની સત્તા સામે બલવો ઉઠાવ્યો અને તેના લશકરને ઇરાની જોધ્ધાઓએ મારી હઠાવી ઇરાની લોહી ધરાવનાર મામુનને કલીફ દાખલ રહેવાસીઓએ જાહેર કીધો આ ખબર જ્યારે અમીનને પુગાડવામા આવી ત્યારે મોજ શોકનો

એ શોખીન માછલાં મારતો હતો, તે બોલ્યો : "મને એ વીશે કંતાલો આપો ના ! કફરે બે માછલી પકડી, જ્યારે હજુ મે એક પણ પકડી નથી !"

કલીફ હારૂનની દરબારમાં કવીઓનો મરતબો કેવો હતો તે આપણે અબુ નવાસની ઉપલી વાતોથી થોડેક ખ્યાલ લઇ ગયા છીએ. હવે આપણે એક બીજા કવી વીશે બોલીશું, જે પરથી કલીફની દરબારમાં ઉસ્તાદો તથા કવીઓના મરતબા વીશે સારો જેવો ખોરાક મળશે. કલીફનો બીજો માનીતો કવી તથા ગાનાર કોઇ નહી પણ ઈશાક ઇબ્રાહીમ મુસલ્લી હતો.

ગવૈયા ઈશાકની લફ્રજત

એક દીવસે નામવર હારૂન કામેલ તેમજ ફ્રાજેલોની દરબાર ભરી બેઠો હતો, અને ઉસ્તાદ ઇશાક ઇબ્રાહીમ મુસલ્લી પોતે રચેલો ખ્યાલ લલકારતો હતો. આ વેળા હારૂનનો સાવકો ભાઇ ઇબ્રાહીમ ઇબ્ન અલ મેહડી પણ હાજર હતો. ઇબ્રાહીમ મેહડી જે પોતાને ગાયનવીદ્યાનો ખાં ગણાવતો હતો, તેણે વચ્ચમાં તાપસી પુરી કે કવીરાજ "ઇશાક ખરી તથા સારી રીતે ગાતો નથી."

ઇશાકનો મીજાજ આથી થોડો ઘણો ગયો, પણ કલીફ હારૂનની શરમને લીધે ઉત્તર વાળ્યો : "આપ ખરેખર ગાયનના ઉસ્તાદ જણાતા નથી. તમે પોતે એ ખ્યાલ લલકારવા કોશેશ કરો અને હું સરત બકું છું કે દરેક લીટીમા તમો કાઇ ને કાંઇ ભુલ જરૂર કરવાના. નહીતર મારૂં શીર તમારે સ્વાધીન !" ત્યારપછી ઇશાક ઉસ્તાદ જેહાંપના ભણી મ્હોં કરી બોલ્યો "ઈમાનીઓના એ શાહ ! ગાયન એ મારો કુદરતી ધંધો બલકે ખુદાઇ હુન્નર છે. મારો પેદર પણ એજ હુન્નર માટે વખણાઇ ગયો છે. એ હુન્નરની બક્ષેસથીજ અમો તારા આસરા હેઠલ રહી નીમક રોટલી ખાઇએ છીએ અને તારી સાથે એકજ ગાલીચે બેસ્યે છીએ; એટલું છતા મારે ખુલ્લે ખુલ્લુ જણાવવુ પડે છે કે જેઓ એ બારીક હુન્નરથી બીન માહીતગાર છે તેઓ ખલલ કરે છે.

"હું તમોને મુદલ ઠપકો દેતો નથી." એટલો ઉત્તર વાલી કલીફ દીવાનખાનું છોડી ગયો.

હવે જેવાં કલીફનાં પગલાં દુર ગયાં કે ઇબ્રાહીમ એક છંછેડાયલા વાઘની પેઠે ઉઠયો અને ઇશાક આગલ આવી પુછયું : "અય ગુલામડા ! આવી રીતે મને શું તું ઇજત આપવાની હીમ્મત કરે છે ?"

"અરે જાઓજી ! કોણને દમ બતાવો છો ?" ઇશાક બાઇ ખીજી ગયા. નામવર કલીફ તમારા સાવકા ભાઇ થાય : તેથી તમે શુ મને ગાલી દેવો છો કે મારેથી તેનો તેવીજ રીતે ઉત્તર વલાય નહી ! જો જેહાંપના કલીફને

તમો સાથે એ સગાઇ નહી હતે તો જરૂર તમોને જણાવતે કે તમારા ચચા અલ-આલમ કોણ હતા તેનો પેહેલાં વીચાર કરો !" પણ આ મુજબ ગુસ્સામાં બોલ્યા પછી ઇશાક ઉસ્તાદની સુધ ઉંગડી કે તેનાથી નામવર કલીફને પણ માઠું લાગે એવું બોલાઇ ગયું હતું. પણ ઇશાકભાઇ આખર કરે ને ઉસ્તાદ અને દાવકા ! તરતજ તેવણે જબાંનો ઘોડો ખીજી હવે કપતાવ્યો કે જેથી જ્યારે હારૂનને એ વીશેની ખબર પડે ત્યારે છટકી જવાની બારી રહે.

"તમારા બોલવા પરથી એવું જણાય છે કે કલીફાત તમારેજ હસ્તક છે." ઇશાકે ઇબ્રાહીમ બાણી જોઇ જબાં-કાતર ચલાવી "અને તેથી તમારા નેકબખ્ત ભાઇના દોસ્તોને ધમકાવો છો તેમ શું મને પણ બીહીવાડવાનો હક તમો ધરાવો છો ? જહાંપના અને તેના દીકરાઓની તમે અદેખાઇ ગમે તેટલી કરો, પણ તે સાથે મને શું લાગે વલગે છે ? પણ ઇબ્રાહીમ શેઠ ! રાજ ચલાવવા જેટલી તરબ્યત તમો ધરાવો ત્યારે તમો એ પ્રમાણે મુજ જેવા ગરીબ પર તમારો ગુસ્સો ખાલી કરજો. પણ હું અલ્લાહ પાસે માગી લઉં છું કે સરતાજ હારૂનની પછિ કલીફાતનો ઝુંડો તેવણના દીકરાઓ અને તેમની પેઢીને હસ્તક રહે : જેથી સારી ખલકતમાં હમણાની પેરે આબાદી જલવાઇ રહે. લેકીન ખોદા ન કરે ને કલીફાત તમારે હસ્તક આવે તો તમારા રાજ્યમાં રેહેવા કરતાં મોતને હું વધારે પસંદ કરીશ, અને તે વેળાએ તમારે ગમે તે કરજો. !"

જ્યારે અલ રશીદ પાછા દીવાનખાનામાં આવ્યા ત્યારે ઇબ્રાહીમ ઉઠયો અને બોલ્યો "ઇમાનીઓના અય સરતાજ ! આ આદમ મને ગાલો બાંડતો હતો અને મારાં માદરની ઔલાદની યાદ આપતો હતો ; જેથી દરબારીઓની નજરમાં હું હલકો પડુ !"

"તારો બચાવ શું છે ?" કલીફે ગુસ્સે થઇ ઇશાકને પુછ્યું.

"હું કાંઇ મારા બચાવમાં બોલી શકતો નથી, પણ અહી જેઓ હાજર હતા તેમનાથીજ આપ ન્યાય તોલનારે તેહકીક કરવી કે હું શું બોલ્યો હતો." ઇશાકે ઉતર વાલ્યો.

આથી અલ રશીદે મસરૂરને તથા કોન્યનને જે બનાવ બન્યો હતો તેનો બોલેબોલ હેવાલ કહી સમજાવવા ફરમાવ્યું. જ્યારે ઉપલા બનાવતી શરૂઆતનો ભાગ કલીફે સાંભલ્યો ત્યારે ગુસ્સાનું વાદળ ચઢી આવેલું જણાયું; જ્યારે કલીફ અને તેના બેટાઓની તારીફ વીશે કેહેવામાં આવ્યું તયારે એ વાદલ વીખરાતું દેખાયું અને જ્યારે સઘળો બનાવ સ્વીસ્તર કહેવામાં આવ્યો તયારે એ નામવરે ઇબ્રાહીમને કહયું :

"એમા વાંક તારો છે પેહેલા તે એને ચોક્કસ શબ્દ બોલી એની લાગણી દુખવી, જ્યારે તેના જવાબમા એણે એટલુજ કહયુ કે તમોને એનો પુરતો જવાબ આપવાની હીમ્મત એ ધરાવતો નથી માટે તમારી બેઠક પર બેસી જાવો અને ફરીથી એવી બેવકુફી કરતા ના."

જ્યારે મેનાવડો બરખાસ્ત કરવામા આવ્યો ત્યારે ઇશાકને ઇમારત કરી હારૂને રોકવા જણાવ્યુ આ જોઇ ઇશાક બાતેનથી ગભરાતમા પડયો ગુસ્સાનુ વાદળ સઘળુ તેની પર ખાલી થશે એવી તેની મજબુત ખાતરી થઇ.

"શુ તુ એમ સમજે છે કે તારી હીકમત હુ સમજી નથી ગયો?" જ્યારે બન્ને એકલા પડયા તયારે ખલીફે ઇશાકને દમ ભરાવ્યો "ઇબ્રાહીમના દરેક શબ્દનો તે જાણી બુઝીને ચટકો લાગે એવો જવાબ વાળ્યો હવે હુ તુને સવાલ પુછુ છુ તેનો ઉત્તર તુ તારા મનનેજ પુછ જો ઇબ્રાહીમ પોતાના નોકરોને હુકમ ફરમાવે કે તુને મારી નાખવો, તો શુ હુ એ મારો ભાઇ છતા લડથીજ બચતો લઉ?"

"ઇમાનીઓના એ દીને હાતમ શાહ બીતોને પણ કાન હોય છે" ઇશાકે ગભરાતથી કહયુ "એક કલ્પના એ એક બનાવના મુહુરત જેવી છે, તમારા આ શબ્દોએ મને જીવના જીવત મારી નાખ્યો છે! હુ ધારૂ છુ કે અહીની વાતચીત અનમારથીજ ઇબ્રાહીમને જાણીતી થઇ છે! માટે આપ નામ વરતુ બખ્તાવર મ્હો જોઇશ યા નહી એ બીક મને અત્યારથીજ લાગે છે"

અને ગ્યા પણ તરતજ પામી ગયો ઇબ્રાહીમને તરતજ બોલાવી

ઇબ્રાહીમે નામવર કલીફનો ઠરાવ ખુલ્લે ખુલ્લો જોઇ લીધો; તેથી ઇશાકને શીક્ષા કરવાનો વીચાર એક કોરે મુકવાની તેને ફરજ પડી.

પણ કેટલાક દીવસ ગયા કેડે એક વખ્તે ફલીફની રૂબરૂ ઇબ્રાહીમ તથા ઇશાક બન્ને હાજર થયાઃ ત્યારે ઇમાનીઓના એ શાહે વારા ફરતી એ બન્ને જણાને જોયા કીધું; પછી હસવા લાગ્યો. એ પછી એક દીને તે નામવરે ઇબ્રાહીમને કહયું : "મારી ખાતરી થઇ છે કે તમે ઇશાકના જ્ઞાનની કદર બાતેનથી બુજો છો અને તેની પાસે ગાયન કળાનું શીક્ષણ લેવા ખુશી છો; પણ જ્યાં સુધી તમે એને ખુશ કરો નહી, ત્યાં સુધી બને નહી. ચાલો ત્યારે, હમણાજ એને કાંઇ બક્ષીસ આપો, તથા એની સાથે માયાથી વરતો; જો તેમ છતાં એ તમોને ચીડવે તો લાંબી જીભ અને ભારી હાથનો ઉપયોગ તમારે બેલાશક કરવો." ત્યાર પછી ઇશાકને કહયું "ઇશાકજી ! આપ તમારા શાહના અતલગના સગાના કપાલ પર ચુંબન કરશો ?"

ઇશાકે તેમ કીધું અને તે દીવસ પછી ઇબ્રાહીમ તથા ઇશાક વચ્ચેનો વાંધો પતી ગયો.

### ઈશાકની સીફત.

નામવર કલીફ અલ-રશીદનો ઇશાક ખાસ ગવૈયો ! જેહાંપનાએ હુકમ ફરમાવેલો કે એ ઉસ્તાદે કલીફ તથા બારમકી ખાનદાનના નબીરા યાને તેના માનીતા વઝીર જાફર સીવાય બીજા કોઇ આગલ હુકમ વના ગાવુ બજાવવું નહી. એક દીને જાફરના ભાઇ ફજલે એ ઉસ્તાદના ગાયન તથા વાતચીતથી ખુશ થઇ પોતાને મકાને લઇ જઇ એક હજાર દીરમ આપવા કબુલી ગાવા બજાવવાંમા એક સાંજ ગુજારવા તેને લલચાવ્યો. ફજલ કાબેલ તેમજ ફાજેલ હતો. એક વખતે એજ ફજલે પોતાની સીફતથી એ અઠંગ ઉસ્તાદને એક લાખ દીનાર અપાવ્યા હેતા. પણ એ બીના પડતી મેળી આપણે આપણી મુળ બાબદ પર આવ્યે. કલીફના કાન પર વાત આવશે નહી એવી કબુલાત આપી ફજલ એ ઉસ્તાદને પોતાને મકાને લઇ ગયો. તોપણ એ ખબર ફજલના યા ઇશાકના કોઇ દુશમને હારૂનને પુગાડી, જે તે વળા રકકા ખાને બીમાર પડેલો હતો. અલરશીદે જ્યારે એ ખબર સાંભળી ત્યારે તે ખુબ ગુસ્સે થયો, અને ઇશાકને તરતજ બોલાવી લાવવા હજુરીઆને દોડાવ્યો. ઇશાકને કાંઇ શક પડયોઃ તેથી સીફત વાપરી ફજલને પેલા હજાર દીનાર તરતજ પાછા આપી દીધા.

ઇશાકને જોતાંજ હુકમનો અનાદર કરવા સારૂ કલીફે ઠપકો આપ્યો અને જણાવ્યું કે "જ્યારે હું અહીં બીમાર અને એકલો પડી રહેલો

છું, ત્યારે તું બાગદાદ ખાતે ફજલની મેહેમાનદારી ચાખવા અને ગાવા બજાવવા દોડી ગયો."

"અલ્લાહ કરીમ! જેહાંપનાને હું ખાતરી આપું છું કે હું ફકત ત્યાં વાતચીત કરતો હતો અને ગાયનનો એક મીસરો વઠીક મેં લલકાર્યો નથી."

આ ખુલાસો અલ-રશીદે કબુલ કીધો અને જે રકમ ઇશાકે ફજલને પાછી આપી હતી, તેટલીજ રકમ બક્ષેસ દાખલ આપી.

### ખલીફની ખ્રીસ્તી મઠ પર મહેરબાની

ઇશાક પોતે વળી એક બીજો બનાવ વર્ણવે છે. એક દીવસે નામવર ખલીફ સાથે તે શીકારગાહે ગયો, જે વેળા જેહાંપના ઘણે દુર આગળ નીકળી ગયા હતા. ઇશાક તદન થાકી ગયલો હોવાથી આગળ વધવાને બદલે એક મઠ નજદીકમાં નજર પડયું ત્યાં તેણે પોતાના કદમ ફેરવ્યા; ત્યા જઇ પહોંચતાજ વીસામા માટે તેણે અરજ ગુજારી. એક જઇફ જોગીએ તે અરજ સ્વીકારીને સારાં પકવાનો અને શરાબ તેની હજુર મેળવ્યો; બન્ને વચ્ચે તરતજ દોસ્તી બાઝી ગઇ; અને ઇશાકને પારકા સાથે દોસ્તી પાડતા વાર કેટલી હોય? મઠવાસી આગળા વખતના બનાવોની યાદ ઇશાકને આપતો હતો, જ્યારે ઇશાકભાઇ નવાલા પર નવાલા મારતા હતા. મઠવાસીએ જણાવ્યું કે આગળ ઘણાક શાહાજાદાઓ વગેરે તેની મેહેમાનગીરી ચાખી ગયા હતા. વળી ઇશાકની ખીદમતમાં એક ખુબસુરત જવાન મઠવાસીણી ભોજનની દેખરેખ રાખતી કામે વળગી ગઇ હતી. એમ કરતાં વખત એવો તો પાણીના રેલાની પેઠે પસાર થયો કે જ્યારે તે પાછો છાવણીમાં ગયો ત્યારે રાત પડી ગઇ હતી; તેની ગેરહાજરીને લીધે ખલીફ ઘણો ક્રોધી થયો હતો. પણ હમેસની રીત મુજબ ઇશાકે જે જોયું તથા સાંભળ્યું હતુ, તે મીઠાસથી કહી સભળાવ્યું, ત્યારે હારૂનનો ગુસ્સો નરમ પડી ગયો. એટલુજ નહી પણ તે મઠની મુલાકાત લેવા એક રાત વધુ ત્યાંજ છાવણી નાખી પડી રહેવા હુકમ આપ્યો. બીજે દીને એ નામવરે મઠની મુલાકાત લીધી અને ત્યાની આગના સ્વાગતાથી એટલો તો ખુશ થયો કે આખો દહાડો ત્યાંજ ગાળી કાઢયો અને સાંજને છેડે જતી વેળાએ એ ખ્રીસ્તી મઠને એક હજાર દીનાર એનાયત કીધા, એટલુંજ નહી પણ સાત વરસ સુધી એ ખ્રીસ્તી મઠને લગતી જે પણ જમીન યા બાગો હતાં, તે પરનો કર માફ કરવા હુકમ આપ્યો,

### ફજલની ઉમદા બક્ષીસ

અલ અસમય અરેબીક ભાષાનો ખાં: એટલે કુદરતી રીતે ઇલમને ઉત્તેજન આપનાર ખલીફનો માનીતો. એ વળી પોતાના વખતમાં અંધકારો,

શાહેરો અને કથા કહેનારોઓમા એકકો ગણાતો. અસલ બસરાનો રહેવાસી, પણ હારૂન અલ રશીદના વખતમાં બાગદાદ આવ્યો.

અબુ નવાસને જ્યારે ખબર આપવામાં આવી કે દરબારમાં અસ્મય તથા અબુ ઓબ્યદહ પહેલ વેહલા આવ્યા ત્યારે નવાસ બોલી ઉઠયો : "જો દરબાર પરવાનગી આપશે તો અબુ ઓબ્યદહ અસલ વારેની તેમજ હાલની તવારીખ સીલસીલાબંદ કહી સંભલાવશે, પણ અલ અસ્મય તો બુલબુલ માફક સુંદર ગઝલ પર ગઝલ લલકારશે," એવું કહેવાય છે કે અસ્મય એકજ કાવીયાના સોળ હજાર મીસ્રા યાદ ગખી શકતો હતો. તેની અને ઓબ્યદહ વચ્ચે શ્રેષ્ટ ગણાવા જબરી હરીફાઇ ચાલતી અને અસ્મય પોતેજ કહે છે કે "હું અને એ મારો હરીફ ઓબ્યદહ એક વેળા વઝીર ફઝલની મુલાકાતે ગયા. ઘોડા સંબંધી મેં કવીતાનાં કેટલાં પુસ્તકો રચ્યાં હતાં તે વીશે મેં પુછયું. 'ફકત એકજ' મેં ઉતર વાલ્યો. ત્યારપછી ફજલે એજ સવાલ ઓબ્યદહને પુછયો, જેણે ઉતર વાલ્યો કે 'પચાસ પુસ્તકો.' આ સાંભળી ફજલે તેને કહયું 'પેલા ઘોડા આગલ જા અને તેના જુદા જુદા અવયવોનાં નામ જણાવ.' એના જવાબમાં ઓબ્યદહે કહ્યું. 'ઝનાબ, હું કાંઇ નાળબંદ નથી. જે મેં લખ્યું તે ફકત અરબોના બ્યાબાન જંગલમાંથી શોધ ખોલ કરી જમા કીધું છે.' તયારપછી ફજલે મને ઇશારો કીધો. હું તે અરેબીક અસ્પ આગલે ગયો અને એક પછી એક અવયવોના નામો કહેતો અને સાથે સાથે કેટલાક અરેબીક શાહેરોએ એ અવયવો માટે જે કાવીયાઓ જોડેલા હતા તે લલકારતો ગયો. ઉપલું ખતમ થતાંજ ફજલે તે ઉમદા પ્રાણી મને ભેટ કીધું. જ્યારે પણ હું અબુ ઓબ્યદહને ચીડવવા ઇચ્છિતો તયારે હું તે ઘોડા પર સ્વાર થઇ તેની મુલાકાતે જતો.

**શાહેર અસ્મયનું નશીબ.**

તેના વર્ગના કવીઓની રીત મુજબ અસમયે જીંદગી માટે કાંઇ પણ જીવ જેવું જાલવી રાખ્યું નહી. જોકે હારૂનના ગાદીએ આવ્યા કેડે જ્યાર ત્યાર દરબારમાં જતો, તોપણ લાંબા વખત સુધી અલ રશીદનું ધ્યાન તે પહેલાં ખેંચી શકયો નહી. એક દી પોતાની કમનશીબી પર વીલાપ કરતો તે પોતાના મકાનમાં બારણા આગલ બેઠો હતો. અને ફલીફની દરબાર છોડી કોઇ બીજે ઠેકાણે નશીબ અજમાવવા વિચાર કરતો હતો, તેટલાં બારણું ઉઘડયું અને દરબારનો એક હજુરીઓ દાખલ થઇ બોલ્યો "સારી જેવી શાહીરી હનદનાવી જાણે એવું કોઇ અહીં રહે છે ?" અલ અસ્મય કુદકો મારી તરતજ ઉઠયો અને બોલ્યો "તે માટે હુંજ

લાયક છું." હજુરીઆએ ઉતર વાળ્યો: "ત્યારે તો દરબારમાં ચાલો. જો ઇમાનીઓના શાહને તમારી શાહીરી પસંદ પડશે તો ગંજના દરવાજા ખુલ્લા થયલા જોશો!" દીવાનખાનામાં પુગતાં અસમયે નામવર કલીફને બારમકી ખાનદાનના જાફર સાથે એક સુફા પર બેઠેલો દીઠો. અસમયે કલીફને નમન કીધું, જેનો ઉતર કલીફે વાળ્યો, અને આ શાહેરને માયાથી કહ્યું: "જો તમે ઉસ્કેરાઇ ગયા હોવ યા બીહતા હોવો તો બેસો અને તમો તમારો હુન્નર દેખાડો તેની આગમચ દારૂ લેવો." પણ અલ અસમયને ધાસ્તી લાગી કે કદાચ એવી તક પાછી ફરનાર નથી. તેથી કલીફને નમનતાઇથી જણાવ્યું કે શાહેરી યા કથા કહેવા તે તેજ ઘડી તઇયાર હતો. હારૂને તેને એ સબધી કેટલાક અઘરા સવાલો પુછ્યા, જેમનો મનમાનતો ઉતર આ કવીરાજ તરતજ આપતો ગયો. ત્યારપછી ઇમાનીઓના શાહે એક ચોક્કસ તવારીખ સંબધી કવીતા લલકારવા જણાવી, જે તેણે એવી તો ઝપાંદરાઇથી શરૂ કીધી કે કવીફને તેને વીશે સારૂ મત બેસ્તુ ગયુ; પણ આગલા હરીફ આંહી વસ વીશેની બાબત તેણે ઘણી ચતુરાઇથી છોડી દીધી અને તે પછીનો ભાગ ઘણી લેહેજત સાથે વર્ણવ્યો, જેમા કલીફ હારૂનના બાપાવા મનસુરની ખુબ તારીફ હતી. "શુ તમે પેલી બાબદ આમખા છોડી દીધી યા તમે તે વીસરી ગયા?" કલીફે પુછ્યું.

"જેહાપના! જાણી બુજીને! મબબ, મનસુર સંબધી ખરી હકીકતના મેદાનમા ઓરજ લેહેજત હોય છે, સાચું હમેશ દીપી નીકળે છે." અલ અસ્મયે ઉતર વાળ્યો. ત્યારપછી અસલ અરબ ઇલ્મમાં તે કેટલો બધો પ્રવીણ હતો તે બતાવવાની મતલબથી ઘણી ઉતાવળથી લલકારતો ગયો. "ધીરે, ધીરે! ચચલ ધીરે!" જાફરે કહ્યુ "એટલી બધી ઉતાવળની કસી જરૂર નથી, વખતનુ તમોને પુરતું દામ મળશે."

"જ્યારે તે દામ વીશે કબુલાત આપી છે તો એના ખરચમા તારે પણ મારી સાથે સામેલ થવુ." અલ-રશીદે જાફરને જણાવ્યું.

"ત્યારે તો અરબ અને ઇરાની બુન્યાદીની સરસાઇ વીશે હું કાંઇ લલકારીશ, અને જોઇશ કે કોણ મને શાહેરીનો વધુ બદલો આપે છે!" અલ-અસમયે તાહુકો પુર્યો. ત્યાર પછી ઉંટ વીશે જાણીતી કવીતાઓ લબાનથી બ્યાન કરવા કવીએ શરૂ કીધુ, જેમ કરતાં અટકાવી જાફરે કેહ્યુ: "શાબુર! આજ રાતના ઉંટ કરતાં કાંઇ બીજી વધુ લોકપ્રીય બાબદ તમે હાથમાં નહી ધરો?"

"જાફર! આ બાબદમાં તારી ભુલ છે," અલ-રશીદે ભુલ ભાગી. "એ તેજ ઉંટ છે કે જેણે તમો ઇરાનીઓ અને તેમના શહેનશાહોનાં

માથાં પરથી તાજ છીનવી લીધું !" જે પ્રમાણે હીંદની ઉપમા હાથી છે, તેજ પ્રમાણે અરબનુ ઉટ છે; અરબોએ ઇરાની બચ્ચા જાફરનું દેશ ઇરાન સર જમીન જીતી હતી, તે માટે કવીએ તથા કલીફે આ ઠેકાણે ઇશારો કીધો હતો.

'શુક્ર અલ્લાહ ! હું આપ જેહાપનાની માફ માગુ છુ."

"અહી વળી તારી ભુલ છે" કલીફે કહ્યુ "તારે કહેવુ નહી જોઇએ કે 'શુક્ર અલ્લાહ !' અહી બદબખ્તીની બાબદ છે માટે 'અલ્લાહ પનાહ !' તારે બોલવુ જોઇએ !'

**એક કંઠમાળાની કહાણી.**

કલીફની દરબારનો બીજો જાણીતો ગવૈયો હીશામ સુલેમાન હતો, અને ઓમ્મયદ વંસના છેલ્લા પાદશાહોનો તે માનીતો હતો એક દીને તેણે એવુ તો સરસ રીતે લલકાર્યું કે અલરશીદે ઘણી કીમ્મતી 'નેકલેસ' યાને કંઠમાળા જે તે વેળા હાથમા આવી ગઇ તે બક્ષીસ આપી જેવી આ નેકલેસ પર હીશામની નજર પડી કે તે આંસુ ટપકાવવા લાગ્યો કલીફે તેનુ કારણ પુછ્યુ તો તેણે નીચે પ્રમાણે હેકાયત કહી

"એક દીવસે ટાઇમેરીઅસના સરોવર કીનારે ખુબસુરત ગાનારીઓના સરોદો સાભળતો કલીફ વાલીદ બેઠો હતો, ત્યારે હુ તેની હજુર ગયો મને તેણે ઓલખ્યો નહી, સબબ મે મારા મ્હો પર લીથમ (યાને સુર્યના તેજી કીરણોથી બચવાને એક જાતની ઓઢણી) નાખેલો હતો તેણે મને પોતાની નજદીક આવતો જોઇ પેલી નાજનીનોને કહ્યુ અહી એક બદાની આવે છે, એને ખુબ બનાવો, તથા મશકેરી કરો કાઇ માબ'યુ હોય નહી તેમ હુ નજદીક ગયો અને તેમની સાથે ભેલાયો આ વેળાએ એક ગાનારી મારૂ જ રચેલુ ગાયન ગાઇ સભલાવતી હતી, પણ તેમા ઘણી ભુલો કર્યાથી મે વચ્ચમા તાપસી પુરી કે તે બરાબર રીતે ગાતી નહી હતી આ ટીકા સાભળી તે ખડખડ હસ્વા લાગી અને કલીફ વલી- તરફ ફરીને બોલી 'ઇમાનીઓના અયબુલદ શાહ! આ જગનમા ભટકનાર અરબ શુ બોલ્યો તે તમે સાભલ્યુ? એ આપ દરબારની ગાનારીની ખોડ કાઢે છે' આથી કલીફ સેજ ગુસ્સાથી મારી ભણી જોવા લાગ્યો, પણ જે ભુલો ગાનારીએ કરી હતી તે દેખાડી એ ગીત હુ પોતે ગાવા તૈયાર થયો જ્યારે મે લલકારવાનુ પુરૂ કીધુ કે પેલીજ ગાનારી ઝટ ઉઠી ઉભી થઇ અને મને ગળે વળગી બોલી 'ઓ મારા ઉસ્તાદ હીશામ !' મે તરતજ લીથમ ફેકી દીધો કે કલીફ મને ઝટ ઓલખ્યો તે દીવસ મે સાંજ પસાર કીધો સાંજને સમે છાવણીમાનાઓને લઇ જવા બાદશાહી બજરા આવી, પણ તે જહાઝ પર ચડવા અગાઉ

કલીફ વ્હાણે ચડયો. તેની પુઠે એક નાજનીન ચડી અને જે નાજનીને મને ઓળખ્યો હતો તે જહાંઝે ચડવા ગઇ તેટલાં તેણીનો પગ મડકયો. ને બાપડી પાણીમાં પડી અને મદદ પુગાડવામાં આવે તે અગાઉ તો સરોવરનું તળીયું તેણીના મોતનું બીછાણું બન્યું. આવી દુઃખીઆર ગાનારીના મોત માટે અલ વાલીદ રડયો અને મારી પાસેથી તેણીની યાદદાસ્ત માટે પેલો હાર પાછો માગી લીધો, જેનાં બદલામાં તે નામવરે મને પુરતો બદલો આપ્યો. હવે ઓ જેહાંપના, તેં જ્યારે મને થોડીજ પળ અગાડી આ હાર તારા હમેસનાં હાતમ દીલથી બક્ષીસ આપ્યો તે વેળા મને ઉપલો બનાવ યાદ આવી ગયો, અને હું રડયો."

આ સાંભળી કલીફ હારૂન બોલ્યો: "અલ્લાહનો શો ચમતકાર હશે કે જે વંસનુ રાજ્ય મને આપવામાં આવ્યું, તેજ વંસની ખાનગી મીલકત પણ મારે સ્વાધીન થઇ!"

**એકજ દીવસમાં પાંચ પરણેતરોને તલાક દેનાર.**

અલ અસમયે એક વેળા અલ-રશીદને કહ્યું કે તે એક એવા શખ્સને જાણે છે, જેણે એક દીવસમાં પાંચ જોરૂને તલાક દીધા હતા.

"આપણા કાયદામા તો વધતામા વધતી ચાર ઓરતો સાથે નેકાહ કરવાનુ ફરમાન છે, ત્યારે એ કેમ બને?" કલીફે પુછયું.

અલ અસમયે ઉત્તર વાળ્યો. "સુણેજી ત્યારે! એક દીને એ મર્દ કામ ધંધેથી પરવારીને ઘરે આવ્યો ત્યારે તેણે પોતાની ચારે જોરૂને એક બીજા સાથે ભરાતી દીઠી. "મારા ઘરમાં દર રોજ એ કકામ કયાં સુધી ચાલવા દઇશ?" તેણે નેણુ ફફડાવી કહ્યુ "એ સઘળુ તારેથી થાય છે." તે એક તરફ મ્હોં કરી બોલ્યો "જા મે તુને આજથી તલાક આપ્યા!"

"તારે એની ઉતાવળથી એને તલાક આપવા જોઇતા નહી હતા." બીજીએ કહયુ "તું'ને શરમ નથી આવતી?"

"વચ્ચે બોલી માટે તુ ને પણ મેં તલાક દીધા; નીકળ અહીંથી."

"અરે ઓ! આજે તુને થયુ છે શું? કાંઇ પાગલ તો નથી બન્યો? મુઆ? તારા આ બોલ્યાથી બીચારી તે અસરાફ ઓરતો આપણા ઘરમાંથી હવે જશે."

"ત્યારે તો ત્રીજીને પણ મારે કાઢવી જોઇએ." તેણે ચીડાઇને કહયું "તું દદાને પણ મે તલાક દીધા."

"આવો મોરો થયો અને તું ચાર ઓરતોને પણ સાચવી શકતો નથી! મુરઘો વેઠીક તારા કરતાં એ બાબદમાં ચઢે છે, તલાક દીયા! તલાક દીયા! ક્યા તલાક દીયા! તું'ને એમ બોલતાં શરમ નહી લાગી?" ચોથીએ ખીંજ પાડી કહયું.

"ત્યારે તો તુને પણ મે આ ઘડીએ તલાક આપ્યા"

આ વખતે તેના પાડોસીની બાયડી ત્યા દોડી આવી અને એવી તો ઝભલડીની કાતર ચલાવી કે બોલવાની વાત નહી. ત્યારે જોરૂને તલાક દેનારને આથી ખુબ ગુસ્સો ઉપજયો, જેથી બોલ્યો "આ તો બવા કરતા બદતર છે. અલ્લાહ ખેર કરે, ઓ અઝીઝ! હુ અત્યાર સુધી પોતાને કમનશીબ ધારતો હતો, પણ આ તારી જોરૂને જોઇ હુ પોતાને ખચીતજ નશીબવત હવે ધારૂ! અરે ઓ ખુડયા! જો તારો ખાવદ મને પરવાનગી આપે તો તુને પણ તલાક આપુ!"

"અય બેરાદર! હુ તુને તે માટે પુરતી છુટ આપુ છુ! મારા કયાં ભાગ્ય કે એવો દીવસ આવે"

"તો ઓ ખુડયા! તારા ખાવદની પરવાનગીથી હુ તુને પણ તલાક આપુ છુ! ચાલ નીકળ અહીંથી!"

ઇમાનીઓના એ શાહ આ સાભળી મ્હોલેદારો જે ત્યા જમાવ થયા હતા તેઓમાના કેટલાક ખડખડ હસવા લાગ્યા, કેટલાક ટીકા કરવા લાગ્યા અને તેમને વીખેરી નાખવા પહેરગીરો ધક્કા મારવા લાગ્યા, જ્યારે પોર્યાઓએ હુર્રે હુરરેના પોકારો કરી શોર મચાવ્યો. આ પ્રમાણે એક દીવસમા એક આદમીએ પાચ પરણેતરોને તલાક આપ્યા.

**પકવાનોમાં કયુ સરસ ?**

કલીફ અલ-રશીદના વખ્તમા પોતાની હુસ્યારીથી ઇમામ અબુ યુસુફ પ્રખ્યાત થયયો કાઇપણ ખાનગી તકરારનો તે ઝટ દઇ નીવેડો એવી રીતે લાવે કે બન્ને વાદી પ્રતીવાદી ખુશ ખુશ થાય અને ઇમામ અબુ યુસુફના ખીસા પણ તરાતર ભરાય આ કાઝી વીશેની એક વાત આ "કલીફ હારૂન અલ-રશીદ" પુસ્તકના ૮૯-૯૧ મા પાનામા આવેલી છે

એક રાત્રાએ સારા સારા પકવાનો પર હાથ મારી ઇમામ અબુ પલગ પર સુતા હતા, તેટલા ઓરડાનુ બધ બારણુ બાહેરથી ધરાધર અફલાયુ. ઇમામ સાહેબ ભડકીને આખ ચોળના ઉઠયા, બારણુ ખોલી જોયુ તો નામવર અલ-રશીદનો હજુરયો હાફતો હાફતો તેને બોલાવવા આવ્યો હતો.

"કાઇ પણ દીનને લગતુ અગત્યતુ કામ હોવુ જોઇએ, નહીતર અલ્લાહનો યાર મને આ વખ્તે ઉતાવળથી બોલાવી લાવવા હજુરીયાને મોક્લે નહી." ઇમામ અબુએ મનમે વીચાર્યું, મ્હો પર પાણીનો છટકાવ કરી, પપુશ પગમા પેહેરી તથા રાતેનાના દરબારી કપડા અગે ઓરવી

નીમાઝના ફરડા ભણતા ઇમામ સાહેબ મહેલ તરફ જવા લાગ્યા. મ્હેલે પુગ્યા કે તેવણુને દોડધામ કરતા અમલદારો નામવર કલીફના ખાનગી ભોજન લેવાના ઓરડામાં ઘસડી ગયા. આ ઓરડામાં અલ-રશીદ અને તેવણુની માનીતી પરણેતર ઝોબીદી સીવાય બીજું કોઇ નહી હતું.

"જેહાંપના ! તારો ખાકસાર બંદો હાજર છે." ઇમામે કલીફને કહ્યું.

"ઇમામ અબુ ! આજે તમારૂં કામ પડયું. પકવાનની આ બે ઠાલીઓ છે તેમાંનાં પકવાનોમાં સૌથી નરમ કયુ ? અંમો બંન્નેને એ વીશે વાંધો પડયો છે". માટે તેનો ચુકાદો કરવાનું કામ તમોને સોંપ્યુ છે," કલીફ કહ્યું.

કોઇ બીજો હતે તો ગુંચવાડામાં પડતે ; સબબ, જેની વિરૂધમાં ચુકાદો આપતે તેના ગુસ્સાનો બોજો તેને ખમવો પડતે. પણ ઉપર લખ્યુ તેમ એવી બાબદમાં ઇમામ અબુ બાહોશ.

" લાવોજી ! એમાં કાઇ મુસીબત નથી. " ઇમામે બોહુ ચઢાવી પેહેલા એક ઠાલીમાથી તથા પછી બીજી ઠાલીમાથી ખાધું, પછી મ્હોં મચ-મચાવીને ઉતર વાલ્યો "મે કદી પણ એકી વેળાએ બે દાવાદારો જોયા નથી, જેમના દાવાઓ તરાજવામાં એક સરખા હોય. જો એકને પસદ કરૂ છુ તો બીજો તેટલોજ દાવો આગલ કરે છે, ત્યારે એમાંથી સારૂ તથા ખરાબ કયુ, એ કહેવું મહાલ છે. મામલ્લા ! બન્ને એક સરખા સરસ છે."

ઇમામ અબુ યુસુફનો આ મુજબ ચુકાદો સાભળી અલ-રશીદ તેમજ ઝોબીદી ખુશ ખુશ થયા, અને ઇમામ સાહેબ બન્ને બાજુથી એકેક હજાર દીનાર મેળવીને ડાબા તેમજ જમણા ગજવામાં મેલી એક સરખા ભાર સાથે મંઘન થતા ત્યાથી વીદાય થયા.

ઇમામ અબુનો ચુકાદો

કાયદાને મરડીને સામા ધણીને ગમતો અર્થ કરી દેખાડનાર આ બાહોશ કાઝી પોતાની જાતી હુસ્યારીથી અલ-રશીદની પ્રમસા પામ્યો હતો' તેથી જ્યારે પણ કાઇ એવોજ બીકટ વાંધો ઉઠતો કે ઇમામ અબુ મેહેલમાં હાજરજ ! એક વેળા એક રાજવગી જવાન કાઇ મોટા વાકમા આવી ગયો. ઘણી પણ નામરજી છતાં ધડો બેસાડવા વગર અલ-રશીદથી રહેવાય એવું નહી હતુ. તરતજ કોઇએ અબુ ઇમામને યાદ કીધો કે તેને બોલાવી લાવવા હજુરયાને દોડાવ્યો.

ઇમામ સાહેબ દોડધામ કરતા મેહેલ તરફ આવ્યા, પણ દાખલ થવાની આગાઉ ઇમારતોની બન્ને હારો વચ્ચેની પસાર થતા બાદશાહી ખાનગી ઓર-

ડાઓમાંના એકની બારી આગળ એક ગબરૂ જવાન નીરાશીથી ઉભો રહેલો તેવણની નજરે પડયો. મદદ કરવા માટે તેણે ઇમામને ઇસારત કીધી. ચતુર ઇમામ ચેતી ગયા કે શીક્ષા કરવા કહાડેલો શખ્સ કલીફના કુટુંબમાંનો અને ગેસોજ હોવો જોઇએ.

અલ-રશીદે કાંઇ સવાલ કીધો. જેનો તરતજ ઇમામે "નહી" માં ઉતર વાલ્યો. આ સાંભળી કલીફે અલ્લાહનો ઉપકાર માન્યો.

"પણ કઇ સત્તાથી તમે તમારો અભીપ્રાય આપો છે?" કલીફે પુછ્યું.

"કારણ કે જે બાબદ શકમાં હોય, તે માટે સીક્ષા કરવી નારવા છે.' ઇમામે ઉતર વાલ્યો.

"પણ જો વાંક કરતો તેને નજરે નજર દીઠો હોય તો તેનુ કેમ?" અલ-રશીદે સવાલો જારી રાખ્યા.

"જાણવા કરતાં જોયલું કાંઇ વધુ બેહેતર નથી." ઇમામે તકરાર ચાલુ કીધી "જો વાંક ખરેખર થયો હોય તથા તે માટે આપણી ખરેખરી ખાતરી પણ થઇ હોય, તોપણ જ્યાં સુધી પારકા સાક્ષીઓ એ મતલબનો ટેકો આપે નહી, ત્યાં સુધી કાયદો વાંક નાસાબેત ઠરાવે છે. વળી પોતાનોજ ઇનસાફ કરવાનો હક કોઇ પણ આદમીને નથી."

અલ-રશીદને આ તોડ ઘણો પસદ પડયો અને ઇમામ અબુ યુસફ કલીફ તેમજ પેલા ખાનદાની શખ્સ તરફથી સોનાની સારી જેવી રકમ ખીસામા સેરવી ત્યાંથી વીદાય થયા.

## "આધા જનાબકુ દયો આધા બેચ ડાલો!'

એક સમી સાંજે કલીફ હારૂનને અને તેના સગા ઇસા જાફરને એક નાજનીનના બાબમાં વાધો પડયો. ઇસા પાસે એક ગુલામડી હતી, જેથી ના પાડી જણાવ્યુ કે તેણે સોગદ ખાધા હતા કે કદીપણ એ ગુલામડી કોઇને આપવી યા વેચવી, નહી, અને જો કરે તો સોગદ મુજબ તેને પોતાની બીબીને તલાક આપવા પડે. એટલુજ નહી પણ તેની નોકરીમાના સઘળા ગુલામોને છુટાપણું અક્ષવું પડે, તથા તેની સઘળી મીલકત ખેરાતમાં આપી દેવી પડે.

હવે એનો તોડ કઇ રીતે કાઢવો તેના વીચારમાં બન્ને પડયા અને આખરે ઇમામ અબુને બોલાવવા ઠરાવ્યુ વાંધાની સઘળી કેફીયત તેની હજુર મુકી, જે સાંભળી લીધા પછી ઇમામે ખંખાર મારી અભીપ્રાય આપ્યો:

"ઉસમેં કયા બરા બાત હયે! ઇસા સાહેબ! હર આદમકા સીરકા માલીક નામવર અલ-રશીદ હય. તો એ લોંડી આઢી ઉસકી હુઇ, બાકી જેહાં પનાકો બેચ દાલો! આપ તો તમામ બેચનેકુ વાસ્તે કસમ ખાયા હયે! સચ્ચે!"

હાતમ તાઈ.

સઘળા ખલીફોમાં ફકત અલ-રશીદજ હતો, જેણે પુશ્કલ વખત મક્કાની હજ કીધી હતી. એવી એક જ્યારત વેળા રસ્તામાં એ નામવરને એક જઇફ અરબાણી મળી. તે કઇ ટોલાની હતી તે વીશે હારૂને સવાલ કીધો.

"તાઇ!" જવાબ મળ્યો.

"આહ! ત્યારે તારાં ટોલાંમાંથી બીજો હાતીમ કાં નહી પેદા થનો?" ખલીફે પાછો સવાલ કીધો.

[હાતમ તાઇ નામનો સખાવતે શાહ હજરત પેગંબર મહમદની થોડાંક વરસ આગમચ અરબ ભુમીમાં થઇ ગયો હતો. તે બદુઇન ટોલાંનો સરદાર હતો. એની સખાવત આજની ઘડી સુધી કેહેવત રૂપે મોજુદ છે.]

"હું પણ ત્યારે સવાલ કરૂં છું કે સઘળા ખલીફોમાં તારા જેવો બીજો સરસ ખલીફ કાં નહી પેદા થયો?" જઇફ ઓરતે હીકમતથી ઉતર વાળ્યો. આના બદલામાં હારૂન તરફથી તેણીને સારો જેવો સરોપાવ મળ્યો.

હાજર જવાબીથી જીંદગી બચાવનાર હમીદ તુસી.

એક પહોરે હમીદ તુસી નામના એક અમલદારે પોતાના કાંઇ કામથી નામવર અલ-રશીદને ગુસ્સે કીધો, જેથી તરતજ કતલ કરવાનો ખુમચો તથા તલવાર લાવવા મમરૂરને હુકમ ફરમાવ્યો. બન્ને હાજર કરવામાં આવ્યાં અને જલ્લાદ મમરૂરે તલવાર ઉગામી. હમીદ આ વેળા રડવા લાગ્યો જેથી અલ-રશીદે પુછયું "તું હીમ્મતે મરદાં કહેવાય છે તો મોતથી ડરે છે શા માટે?"

"ઇમાનીઓના અય શાહે બુલંદ! હું મોતથી જરાએ બીહતો નથી. અલ્લાહે મોત તમામ ખલકતને માટે નેમી આપેલું છે. મને જે રડવું આવે છે તેનું કારણ એટલુંજ કે જે વેળાએ આ ફાની દુન્યા.મને તજવી પડે છે, તેજ વેળાએ ઇમાનીઓનો શાહ મારીપર ખફા થયલો છે." આ જવાબ સાંભલી અલ રશીદને હસવું આવ્યું અને હમીદની સજા માફ કીધી.

વખાણ કે ગાયન વધુ કાતીલ.

અબ અસમય આપણને જણાવે છે કે એક દીને હારૂન અલ-રશીદે ઇશાકના એક ચોક્કસ ગાયનની ઘણી તારીફ કીધી, અને તેજ વખતે નાણાની રકમ આપવા ખજાનચીને હુકમ કીધો. આ જોઇ ઉસ્તાદ ઇશાકે ઉતર વાળ્યો: "અલ્લાહના એ યાર! મારાં ગાયન કરતાં તારી તારીફના વકરો વધુ તેજ

દાર છે: માટે હવે ઇનામ મારે શા માટે લેવું જોઇએ ?" આ તારીફ સાંભળી ઇમાનીઓના શાહે વધુ રકમ આપવા ફરમાવ્યું, જે ઉસ્તાદ અસ્મયે ઢાંકવું મ્હોં કરી ગરપ કીધી. એને માટે અલ–અસ્મય ટીકા કરે છે કે "ત્યા રેજ મેં જાણ્યું કે પૈસા મેળવવાના રસ્તા શોધવામાં મારાં કરતાં ઇશાક એક્કો છે !"

આ નીચલો દાખલો એક સાંઇનો છે :

**ફકીરનો ગુસ્સો.**

એક વેળા કલીફ હારૂનની રૂબરૂ કાઝી સુફ્યન એક તપેસરી સાથે હાજર થયો. તેઓ જ્યારે દીવાનખાનામાં દાખલ થતા હતા ત્યારે સાંઇએ પોતાના સોબતી સુફ્યનને પુછ્યું: "એમાં નામવર કલીફ કયો ?" સુફ્યને અલ–રશીદની ઓલખ આપી, જે સાંભળી ફકીર આગલ વધ્યો અને હારૂનને નમસ્કાર કરી કહ્યું : "અલ્લાહ તારૂં નુર જ્યાદે ખીલવે અને ઉમ્મર જાસ્તી કરો ઇસલામીઓનો શું તું પોતે નેકબખ્ત શાહ છે કે જેણે પોતાના શીર પર એટલી બધી જોખમદારી ઉઠાવીછે ! બેશક, એ બોજો અતી ભારે છે." આ સાંભળી કલીફની આંખમાં આંસુ આવી ગયાં અને સુફ્યન તેમજ સાંઇને ચોક્કસ નાણાની રકમ આપવા ફરમાવ્યું, પણ ફકીર ફજલે તે લેવા સાફ ના પાડી.

"ફકીરોને સોનું શા ખપનુ ? અલ્લાહની એબાદત એ ફકીરો માટે ઉમદામાં ઉમદું ઝવેરાત છે. આ જેહાંપના પાસેજ એ મોતું રહેવા દો." ફજલે ઉતર વાલ્યો.

"પણ તમે નહી વાપરવા માંગો તો એ લઇ તમારાં મનગમતાં ખયરાતના કામમાં વાપરજો,"

"આપની મોટી મેહરબાની થઇ ! પણ હુ એ ઉમદા બક્ષીસ સ્વીકારી શકતો નથી, અલ્લાહ તારી ગાદીને વધુ વખ્ત સલામત રાખે."

ત્યાર પછી આ ફજલ ફકીર અને સુફ્યન મહેલ છોડી ચાલ્યા. ચાલતાં ચાલતાં આવી નાદર રકમ ગુમાવવા માટે ફકીરને સુફ્યને ઠપકો આપ્યો, જેથી સુફ્યનની દાઢી પકડી ફકીરે ગુસ્સાથી કહ્યુ : "તુ કાઝી થઇને એટલી બધી શા માટે ભુલ કરતો હશે ? જો એ લોકોએ ( દરબારે ) વાજબી રીતે દોલતનો દરંગ મેળવ્યો હતે તો તે કબુલ કરવા હું વાજબી ગણાતે."

સુફ્યન આ સાંભળી ચુપજ થઇ ગયો.

**શરાબની લેહેઝટ.**

એક દીને એક કથાશાસ્ત્રી તથા એક ખ્રીસ્તી સાથે વ્હાણે ચઢયા. રસ્તામાં તેમને કકડતી ઠંડી લાગી અને ખ્રીસ્તીને ચેન પડયું નહી. તેથી શરાબનો શીશો ઉખેડી પોતે પીધા અગાઉ પોતાના એક મીત્રને પ્યાલામાં

થોડો નાખી આપ્યો. કાંઇ પણ વીચાર્યા વના ઉસ્તાદ ગટાવી ગયો, અને હોઠ ફફડાવી એનું નામ પુછ્યું.

"એ તો ફક્ત શરાબ!" ખ્રીસ્તીએ ભોલેપણે ઉત્તર વાળ્યો. આ સાંભળી તે ઇસલામીએ મ્હો કરમાવ્યું.

"ભાઇ! તું શું ખરું કહે છે કે એ શરાબ? તારી ભુલ તો નથી."

"ના, બેરાદર!" ખ્રીસ્તીએ ઉત્તર વાળ્યો "એ શરાબ એક યાહુદી દારૂવાળા પાસેથી મારા નોકરે ખરીદી લાવી મને આપ્યો."

"તું કેવો બેવકુફ હશે કે તારા નોકરે કહયું તે તેં માન્યું!" ઇસલામી ઉસ્તાદે કહયું "અમો ઉસ્તાદો જ્યારે સુફયન તથા યેઝીદ જેવા શખ્સોના લખવા પર પણ મુજ્હેમત કરી તેમની કેટલીક લખેલી બીના નાકબુળ રાખીયે છીએ તો એક ગુલામના બોલવા પર ભરોસો રાખનાર ખ્રીસ્તીનું કહેવું શું હું કબુલ કરૂં? જરા મેહેરબાની કરી એક બીજું પ્યાલું ભરી આપનો! એ શરબતની લેહેઝત અને ઓરજ લાગે છે!"

અલ રશીદ જ્યારે કોઇ પર મહેરબાની વરસાવવા માગે ત્યારે કેટલાક ફાતાદાર અખ્તરાઓ અજમાવે, જેનો બીજો દ્રષ્ટાંત આ રહયો:

### શરાબ તથા ગાયનથી હાકેમ થયો

અબ્દ અલ-મલીકનો ભાઇ ઇસ્માયલ ઇબ્ન સાલીક; યુનાનીઓ સામેની લડાઇ પ્રસંગે એઓ ખલીફના સમાગમમાં આવેલા પાછળથી ખલીફ અલ-રશીદની ઇતરાજી ઇસ્માયલ પર થઇ જેથી તેને તેના ભાઇ અબ્દ હસનક નજરકેદ રાખ્યો. એક દીને અલ-રશીદને તે યાદ આવી ગયો અને તે નામવરે તેને જોવા ઇચ્છા દેખાડી, બીજા હાથ પર ઇસ્માયલે પોતાના ભાઇ અબ્દને કબુલાત આપેલી કે નજરકેદની મુદત વહી જાય તેની અગાડી કદી કોઇ જાય નહી. પણ ખલીફની ઇચ્છા સામની ફરજ પોતે ઇસ્માયલ આગળ ગયો અને ખલીફની તબ્યત નાદુરસ્ત કહી લઇ ચાલ્યો. પણ જરા અગાડી અબ્દ મલીકે પોતાના ભાઇ ઇસ્માયલને જણાવ્યું. 'એઓ તુને ફક્ત શરાબ પાવા તથા ગવાડવા લઇ જાય છે. જો તું તેમ કરશે તો તું મારો ભાઇ નહી.'

હારૂનની તે દીવસે તબ્યત જરા બેદીલ હતી! તેણે તેને સારો આવકાર આપ્યો, એટલુંજ નહી પણ પોતા સાથે એકજ ટેબલે જમાડયો. ત્યારપછી દવા દાખલ દરબારી તબીબે હારૂનને થોડો શરાબ લેવા ભલામન કીધી

'જો ઇસ્માયલ મારી સાથે એ નહી પાએ, તો મારે પીવો નથી," હારૂને કહયું.

"પણ સરતાજ ? એવું કાંઇ પણ કરવા મે કસમ ખાધા છે."

"તે કાંઇ હું જાણું નહી."

આખરે ઇસ્માયલને ત્રણ પ્યાલાં નોશ કરવા પડયાં. ત્યારપછી એક બાજુનો પરદો ખસાડવામા આવ્યો કે તે રસ્તે કેટલીક ગાનારીઓ નાચ કરતી દાખલ થઇ. ગાનું તથા નાચ થોડોક વખત ચાલ્યા પછી જુસ્સો દાબી રાખ્યા છતાં બેદરી ઇસ્માયલનો જીવ તલપાપડ થયો અને વચ્ચે વચ્ચે ખુશ મીજાજી તાહુકાઓ પુરવા લાગ્યો હવે તે વેળા અલ-રશીદના હાથમાં ઘણા કીમ્તી ઝવાહીરોની તસ્બીહ હતી તેણે એક વાંસલી નાજનીનના હાથમાથી લઇ તે તથા પેલી કીમ્મતી માળા ઇસ્માયલના ખોલામાં મેલી અને કહયું "ચાલો ઇસ્માયલજી ! આ કીમ્મતે તમારા સોગંડ ખરીદી લઇ કાંઇ ખાસ્સું લલકારો !" લલકારવા માટે ઇસ્માયલનો જીવજ અત્યાર આગમચ તલપાપડ થયલો તે તરતજ એવા તો શુરથી લલકારવા મંડી ગયો કે ઓરડામાના દરેક વાહ વાહ પોકારવા લાગ્યા. હારૂને તરતજ એક નેજો મંગાવ્યો, તેની પર મીસરનો ઝુંડો લટકાવ્યો અને તે ઇસ્માયલને પોતાને હાથે સ્વાધીન કીધો આથી એક પલમાં થોડીક પલ આગમચ નજરકેદ રહેલો ઇસ્માયલ ઇજીપ્ટનો હાકીમ બન્યો. એ બનાવ વીશે ઇસ્માયલ લખે છે કે "એ વગત સુધી ત્યા મે હાકમી ભોગવી, જેટલા વખતમા ન્યાયને ઉંચી પદવીએ લાવવા મે ખુબ જેહમત ખેંચી અને જ્યારે હું બાગદાદ પાછો ફરયો ત્યારે પચાસ લાખ દીનારથી મારૂં ખીસું તર થયનું હતું."

હવે આપણે પોતાના જ્ઞાનથી કલીફને આજી નાખનાર એક અરબ શેખની બીના હાથ ધર્યે

**હારૂનને મલેલો એક દલેર બડાવી**

હારૂન અલ-રશીદને કાંઇ હમેસ સભ્યતા ભર્યો આનકાર મળતો નહી હતો. એક વેળા તે મક્કાની હજે ગયો અને ત્યા દીનના કલામ પ્રમાણે ટવાફ કરતો હતો તેટલા એક અરબ બડાવી તેની ઘણી અજાયબી વચ્ચે દોડી આવ્યો અને કલીફની પેહેલ્લા કાબેહ આસપાસ ફરવા શરૂ કીધું. કલીફની ઇશારત થતાજ વઝીરે તે બેઅદબ બડાવીને તેમ કરતા અટકાવ્યો, જે જોઈ પેલો બાગે બુલંદ બોલ્યો, "કલીફ, ઇમામ, તેમજ આમને અલ્લાહે એકજ સરખો દરજ્જો આ પવીત્ર જગ્યામા આપ્યો છે, અને દીન-કલામ ફરમાવે છે કે 'આ પવીત્ર મસ્જીદ તમામ આદમ જાદ માટે અમે બનાવી, અને જે કોઇ એમાં ગેર વાજબી રીતે વર્તશે તેને કયામતને દીને સજા કરવામા આવશે' તે શું તમો ભુલી ગયા ?"

જ્યારે અલ-રશીદે આ મુજબ સાંભળ્યું ત્યારે પેલા બડાવીને કાંઇ પણ હરકત વગર જવા દેવા પોતાના વઝીરોને હુકમ કીધો. ત્યાર પછી જ્યારે ખલીફ પ્રખ્યાત કાળા પથ્થરને ચુમવા ગયો ત્યારે પણ પેલોજ બડાવી આગલ મુજબજ વરતયો. કીયા પુરી થયા કેડે પેલા બેઅદબ બડાવીને પોતા હજુર બોલાવી લાવવા ખલીફે ફરમાવ્યું.

"હું કાંઇ એવણને માંગતો નથી." બડાવીએ જણાવ્યું "એવણ જો મારી સાથે વાત કરવા માગતા હોય તો એવણે પોતે મારી આગલ આવવું."

આથી હારૂન પોતે તેની આગલ ગયો અને તેને સલામ કરી કહ્યું: "અય દલેર! તારી પરવાનગીથી હું અહીં બેસું છું."

"આ મકાન કાંઇ મારૂં નથી કે તમે મારી રજા માગો." બડાવીએ ઉતર વાલ્યો "આ પવીત્ર ધામમાં આપણુ સઘળાઓ એકજ સરખી પંકતીએ છીએ. તમારી મરજી હોય તો બેસો; નહી હોય તો રખસદ લ્યો. ખુદા હાફીઝ!"

પણ હારૂનને કાંઇ પણ નવું જાણવાની જીગ્નાસા, તે કાંઇ આ નવા પ્રકારના આવકારનું કારણ ગોધવા હડી જાય તેમ નહી હતું. તે ત્યાં બેઠો અને બોલ્યો. "દેખો શેખજી! તમારી ધર્મ સંબંધી ફરજો વીશે પુછવાનું મારૂં મન થાય છે જો તેમાં તમે ખરા દીસશો તો બીજી બાબતમાં પણ તેમ હું ગણીશ; પણ જો તેથી ઉલટા તમો નીવડશો તો બીજી બાબતમાં પણ તમારૂં બોલવુ એવકુફી ભર્યું ગણાશે."

"મારેથી નવું શીખવા મ ટે તમો મને સવાલો કરવા માગો છો યા ફકત મને ભુલાવો ખવાડવા માટે?"

બડાવીનો ઉપલા હાજર જવાબથી અલરશીદને ઘણી અજાયબી લાગી અને કહ્યુ: "નહી! તમારેથી શીખવા."

"ત્યારે તો બેઠ બેઠા! નહી એમ નહી! જે પ્રમાણે આખુનજી હજુર શાગીર્દ બેસે છે તે મીસાલ."

અલ-રશીદે તેમ કીધું.

"હવે તમે મને ગમે તે સવાલો પુછો." બડાવી બોલ્યો.

"અલ્લાહે તમારા શીર પર કઇ ફરજ મુકી છે તે હું જાણવા માગું છું." હારૂને સવાલ કીધો.

"તે બારે હકતાલાએ જે ફરજો મારી પર નાખી છે તેમાંની એક, પાંચ, સતર, ચોત્રીશ, પંચ્યાશી યા મારી આખી જીંદગી તુલીકની?"

ખલીફ આ સાંભળી ઠઠાની ઢબે હસ્યો, અને કહ્યું:

"ફકત તમારી ફરજો વીશે પુછું છું. તેનું ધ્યાન હું સાંભલવા માંગું છું."

"ઓ હારૂન! પવીત્ર કોરાનનો એકવીશમા પ્રકરણનો અડતાલીસમો ફકરો યાદ કર! તેમાં તારો જવાબ મળી રહયો"

પોતાને ફક્ત આવા અરબે હારૂન કહ્યો તેથી એ નામવરને ચટકો લાગ્યો, તોપણ તે પવીત્ર ધામને લીધે પોતાનો ગુસ્સો દાબી દઇ કહયુ "હવે તુ કોણ છે તે મને જણાવ, નહીતર તારૂ શીર છેકાઇ જશે."

"તમો નામવરને કરગરીને કહુ છુ કે' વઝીરે વચ્ચે પડી કહયુ "કે એને માફ કરો અને એનો જીવ બક્ષેસ દાખલ આ પવીત્ર મુકામને કરો"

પણ વઝીરનુ ઉપર મુજબનુ બોલવુ સાંભળી અરબ ખડખડ હસવા લાગ્યો અને કહ્યુ "તમોમાથી કોણ હુસ્યાર છે તે હુ પીછાણી શકતો નથી અલ્લાહના હાથમાજ મારવા જીવાડવાની લગામ છે, બીજા કોઇ આદમના હાથમા નથી જો મારો અંત નજદીક લાવવા અલ્લાહ ચાહતા હશે તો પલકમા તે ઉડી જશે આદમ ફક્ત ખુદાનો નાચીજ નોકર છે પણ હવે આપણે છોડી દીધેલી બાબદ પર આવીએ જ્યારે મે તમોને ફરજોમાથી એક કહી તે બુનદ ઇસ્લામી ધર્મ સમજવુ, પાચ એટલે દીવસની પાચે વેળાની નમાઝ, સતરની મતલબ સતર વખત નાગીસ્ની કરવાની, ચોત્રીશ એટલે તેટલી વખત ઇમાન્ત કરવી, પચ્યાસી એટલે 'અલ્લાહ સૌથી મોટા છે!' તેના તેટલી સખ્યાના વચનો છેલ્લા જ્યારે જીદગી તુલીકની કહી તેની મતલબ મક્કાની હજ હવે હુ તમોને સવાલ પુછુ છુ। તેણે એક ઘણો અઘડો સવાલ પુછ્યો, જેનો ઉત્તર અલ-રશીદ આપી શક્યો નહી પાછલથી તેહુકમ કરતા તલાકના કાયદા સબધી તે સવાલ જણાયો અલ-રશીદે હવે ગુસ્સો મનમાથી કાઢી નાખ્યો અને તે અરબની હુસ્યારી તથા સખત દયાનતદારીથી ખુશ થઇ દશ હજાર દીરમ તેને આપવા ફરમાવ્યુ, પણ સઘળાઓની અજાયબી વચ્ચે એ બાદશાહી રકમ લેવા પેલા અરબ શેખે સાફ ના પાડી

'ત્યારે હુ તારા ગુજરાન માટે બદોબસ્ત કરૂ?' અલ રશીદે પુછ્યુ

ગુજરાનનો બદોબસ્ત કરનાર તે સાહેબ છે જે ગગનમા મેરો એરો હર પલ વીપલે ખેરાત કર્યો જાય છે અને જેની ખેરાત મોટા આભારથી તમે હુ તથા સર્વ આદમો હોસથી લઇયે છીએ

વારૂ તમારૂ કાઇ કરજ છે?'

"ખુદા પનાહ રાખે! નહી નામવર

કલીફે ત્યાર પછી બીજી કેટલીક વાતચીત તે અરબ સાથે કીધી મુલાકાતની આખેરીએ કલીફને જણાયુ કે અલી-ઇબ્ન-અલી તાલીમના વંસનો નબીરો એ ભરભરનો શેખ હતો જે પોતાની ધર્મ પરની આસ્થા તથા ધર્મ-જ્ઞાન બીજાઓને દેખાડવા મજાહ માનતો હતો કલીફ અલ રશીદ એ ગામડ્યા અરબથી બહુ ખુશ થઇ ગયો

**ચખ્ની ખવાડનાર મેજબાન**

ઇબ્રાહીમ મોસીલી લખી ગયો છે કે તે એક સમયે હવા ખાવા ગયો, જે

તરફ મ્હોં કરી હાની ઢબે કહ્યું: "અય ઝનાબે આલી! આ તારી સલામતી!" ખલીફ આથી વધુ હસવા લાગ્યો.

"પણ એવાગુ ખરેખર નામવર હારૂન છે." ઇબ્રાહીમે ગંભીરાઇથી કહ્યું.

"ચલ. હવે બકબક છોડી દે! છાંટા પાણીના બાહારમાં બોલાયલી આવી મશ્કેરી ઠીક નહી. પણ એ બલા માણસ! તેં તો ફક્ત બેજ પ્યાલા નોશ કીધા છે, તેટલામાંજ જ્યારે આ શખ્સને તેં નામવર હારૂન દાખલ ઠોકી બેસાડ્યો છે તો અરધા કલાકમાં કદાચ તું એને પેગમ્બરનો પણ દરજ્જો આપે ખરો!" એમ કરતાં પરોઢીયાંનો વખત નજદીક આવી પુગ્યો: જેથી મીજલસ વીખરાઇ ગઇ. ઇબ્રાહીમનું કહેલું જ્યારે નહીંજ માન્યું ત્યારે છુટતા પડતી વેળા મકાનદારને તેણે જણાવ્યું કે "ગમે તો સવારના તારા પાડોશીઓથી ખાતરી કરજે! મારૂં નામ ઇબ્રાહીમ મોસીલી છે અને હું વય્નીનો શોખીન છું."

સહવારના પાડોસીઓએ પેલા મકાનદારને કહ્યું: "ગઇ રાત્રીએ તારાં મકાનમાં એ કેટલી બધી ગડબડ? તારા એ બન્ને હસમુખા તથા ગડબડ્યા પરોણાઓ કોણ હતા?"

"ઓ ભાઇઓ! તમોને શું કહુ?" ત્યારપછી રાત્રીએ બનેલો સઘળો બનાવ તેમની હજુર મકાનદારે કહી સંભલાવ્યો.

"એઓ વારૂં કેવા હતા?" એક જણે પુછ્યું, જેનો ઉત્તર મકાનદારે વાળ્યો. "મામલા! એક તો નામવર હજુર અને બીજો તેનો ગવૈયો ઇબ્રાહીમ મોસીલી!" સવાલ કરનારે જણાવ્યું. આ સાંભળી મકાનદાર તુરતજ ઇબ્રાહીમને ત્યાં દોડ્યો અને બારણા બાહેર ઉભો રહી કેહેવાડ્યું કે "વય્નીવાલો મર્દ તારી મુલાકાત ચાહે છે."

ઇબ્રાહીમ તરતજ બાહેર આવ્યો અને મકાનમાં દાખલ કરી આગતા સ્વાગતા કરવા લાગ્યો. ત્યારપછી પોશાક બદલી આ ગવૈયો પોતાના આ નવા સોબતીને ખલીફ હારૂનની દરબારમાં લઇ ગયો. આગલી રાતે હસ્તાં હસ્તાં તથા ઠઠા કરતાં જે શબ્દો મકાનદાર બોલ્યો હતો તે પાછા બોલી જવા તેને અલ રશીદે ફરમાવ્યું, જેમ ખલીફની ઘણી ખુશાલી વચ્ચે પણ બોલનારના ગભરાટ વચ્ચે મકાનદારે કીધું. ખલીફે તરતજ તેને નાણાની નાદર રકમ આપવા ખજાનચીને હુકમ કીધો.

રહી. જ્યારે પણ આપ નામવર હુકમ ફરમાવશો ત્યારે સેવક તમોને એ યખ્ની પહોંચતી કરવામાં મોટું માન સમજશે."

કલીફ આ જવાબથી સંતોષ પામ્યો અને તે દીવસથી "યખ્નીવાલો આદમી" દાખલ મકાનદાર ઓલખાયો.

**ઈબ્રાહીમ સાથે સેતાનની મુલાકાત.**

આપણે જોઇ ગયાં તેમ ઇબ્રાહીમ મોસીલી નામવર કલીફની દરબારનો માનીતો ગવૈયો હતો. કેટલીક વેળા તેનું ગાયન કાંઇ ઓરજ રંગ લેતું, એમ તે પોતે જણાવે છે. પોતાના કુટુંબ સાથે એક દીવસ ગુજરવા કલીફની રજા મેળવી પોતાને ઘરે ગયો. તેણે સખ્ત હુકમ કીધો કે કાંઈ પણ સબબસર કોઇ પણ પારકાને તે દીવસે તેની હજુર દાખલ કરવો નહી. પોતાના કુટુમ્બીઓ સાથે વાતચીત કરતો હતો, તેટલાં તેની ઘણી અજાયબી વચ્ચે એક ગબરૂ દેખાવનો શેખ બેધડક હારમમાં દાખલ થયો. તે એવી તો છતા તથા ફુસલવણીથી બોલવા લાગ્યો કે ઇબ્રાહીમે પોતાના ઠરાવ પર પાણી ફેરવ્યું. તે તેને પોતાના ઓરડામાં લઇ ગયો અને ખાવા પીવા તથા ગાવા બજાવવામાં આખો દીવસ ખુશખુશાલીથી પસાર કીધો. પરોણો એવી તો છતાથી લલકારતો કે ઇબ્રાહીમ તેના ગાયનથી છક થતો હતો. પણ પછી જે મુજબ ઓરડામાં તે દાખલ થયો તેજ મુજબ એકાએક પેલો ગુમ થયલો ઇબ્રાહીમને જણાયો. ઇબ્રાહીમ તરતજ નાગી સમશેર ખેંચી દરબાનો ભણી દોડયો અને તેમને દમ ભરાવ્યો કે તે અરબ શેખ કેવી રીતે દાખલ થવા તથા જતો રહેવા પામ્યો હતો તે સેતાબીથી જણાવે. પણ દરબાનોએ જણાવ્યું કે કોઇપણ બાહેરનું આદમી મકાનમાં આવ્યું તેમજ ગયુ નહી હતુ, તેટલાં હવામાથી ઇબ્રાહીમને અવાજ સંભળાયો: "ઓ ઇબ્રાહીમ! એ ગરીબોને તુ શુ પુછે છે? એઓ કસું જાણતા નથી. એ તો હુ પલીદ અબુ મુરાહ પોતે તારી સાથે તેહેવાર ગુજારવા આવ્યો હતો."

બીજે દીને ઇબ્રાહીમે પોતાના મુલાકાતીએ લલકારેલાં ગાયનો તેવાંજ સુરથી કલીફ હજુર ગાઇ સભલાવ્યાં: જેથી એ નામવર ઘણો ખુશ થયો અને તે કોણ પાસેથી શીખ્યો હતો તે જાણવા માગતાં ઇબ્રાહીમે સઘળો બનાવ એ નામવરને કહી સભલાવ્યો. વાંચનારને અહીં જણાવવું જોઇએ કે એ બીના ઇબ્રાહીમે પોતે બીજાઓ આગળ કહી હતી.

**કલીફ તથા તેનો બાધરો બાસદાર.**

એક દીને નામવર અલ-રશીદે પોતા સાથે શીકારે જવા પોતાના

ખાસદાર નામે અલ હકમને હુકમ કીધો. આ હુકમ સાંભળી ખાસદાર ઘરે ગયો અને પોતાની બીબીને કહયું: "બીબી સાહેબાં, સાંભલો છો કે? શીકારે જવા જેહાંપનાએ મને પણ હુકમ કીધો છે, પણ મારી ખાતરી છે કે મને મુદલ ચેન પડવાનું નથી. તું જાણે છે તો ખરી કે હું સહવારને પોહોર નાસ્તો ખાઉં છું, જ્યારે નામવર લગભગ બપોરે પેહેલ્લો ખોરાક લે છે. અલ્લાહ ખેર કરે! હું જરૂર ભુખે મરી જઇશ! યા અલ્લાહ કરીમ! આ શું આફત તેં મારી પર લાવી મેળી! નહી, હું નહી જઇશ!"

"અલ્લાહ પનાહ રાખે! નહી, તારે જવું જ જોઇએ." બીબી એ જણાવ્યું "જેહાંપનાના હુકમનો અનાદર કરવો એ શીર પર આફત બરાબર છે!"

"પણ હવે કરૂં કેમ!"

"ત્યારે જોવો! હલવાનું એક પોટલું તમે તમારી પાઘરીમાં સંતાડી રાખો." બીબીએ તોડ શોધી કાઢયો "અને જ્યારે તમારો જમવાનો વખત આવે ત્યારે કોઇ જાણે નહી તેમ થોડો થોડો હલવો પાઘરીમાંથી કાઢી ખાજો: એટલે જેહાંપના સાથે ખાધા બરાબર થશે!"

"અરે મારી પ્યારી બુલબુલ્યાં! તેં ઠીક રસ્તો શોધી કાઢયો! તમે ઔરતો ચબરાક તો ખરી!"

બીજે દીને પહોર ફાટતાંજ હલવાનું પોટલું પાઘરીમાં ખોસી ખાસદાર પોતાના શેઠ નામવર હારૂન તથા બીજાઓ સાથે શીકારે જવા ઘોડાં પર બેસી ઉપડી ગયો.

ખાવાનો સમય આવી લાગતાંજ ખાસદારનો જીવ તલપી રહયો જેથી તે હલવાનો એક કટકો સેરવવા ગયો, જેમ કરતા ખલીફની નજર તે પર પડી. તેવણે ઇસારત કરી જાફર વઝીરનું ધ્યાન તે પર ખેંચી હલવેથી કહયુ: "આપણા ખાસદાર હકમની પાઘરીમાં ખોસેલું હલવાનું પડીકું તેં જોયુ કે? એ પણ ઠીક મજાહ! હું એને ખાતાં અટકાવી ખુબ ચીડવીશ." જાફરને પણ એ વીચાર પસંદ આવ્યો.

"હકમ! આજે શીકાર કયે ઠેકાણે છે તે વીશે તુંને કાંઇ બાતમી મળી છે?" ખલીફે પુછયુ. હકમે તરતજ હાથ ખાંચ્યો: જેથી હલવાનો થોડો કટકો પાઘરીના પડોમાંથી દેખાવા લાગ્યો.

"જનાબે આલી! મને કાંઇ ખબર નથી."

"ચાલો ત્યારે, જેમ ગમે તેમ આગળ વધ્યે." ખલીફે કહયું.

જરા વાર રહી જાણે કાંઇ શીકાર નજરે પડયો હોય તેવો દેખાવ કરી ખલીફ આગલ વધ્યો, જે તક જોઇ હકમે તરતજ હલવાનો કટકો પાઘરીમાંથી કાઢી પોતાના મ્હોંમા સેરવી દીધો. ખલીફ તરતજ ફરી ગયો અને બોલ્યો: "હકમ!"

"ઝનાબ ! તમારો બંદો હાજર !" હકમે ઝડપથી મ્હોમાંનો ટુકડો નાખી દઇ ઉતર વાળ્યો

"આ અસ્પ આજે મને સતોષ આપતુ નથી !" ત્યારપછી કલીફે આગળ વધવાના ઢોંગ કીધા જરા વાર રહી હકમે હલવાનો ટુકડો પાધરીગાથી ખેચ્યો અને મ્હોમા મુકયો કે તરતજ કલીફે ફરી જઇ કહયુ "હકમ, મે તુને જણાવ્યુ નહી કે આજે આ અસ્પ મને સતોષ આપતુ નથી, કાઇ પણ એને થયનુ હોવુ જોઇએ '

હકમે ખુક મ્હોમાથી પાછો ફેકી દઇ જણાવ્યુ "કડાચ એણે વધારે ખાધુ હશે "

"થોડી વાર રહી વળી પાછો બીજો કટકો મ્હોમા મેલ્યો અને જેવો હકમ ચાવવા ગયો કે કલીફે પાછુ ફરી કહ્યુ "હકમ ! આજે આ જાનવરને કોણ જાણે શુ થયુ છે ? મારી પસંદગી મુજબ એ જતુ નથી '

"ઝનાબ ! કાલે સહવારે જાનવરોના તમીમને દેખાડીશ " હકમે મ્હોમાનો હલવાનો કટકો પાછો ઘણીજ નારાજીથી ફેકી દઇ ઉતર વાળ્યો

વળી પાછા તેઓ આગળ વધ્યા હકમના પેટમા તો આડા અને અવળા થાય પણ તે બાપડો કરે શુ ? બાપડા જાનવરને તે મનમા ભારોભાર ગાળો દે

વળી પાછી તક હાથ આવતા તેણે હલવો મ્હોમા મેલ્યો તેટલાજ કલીફે તેને હાક મારી કહયુ ' હકમ ! આજે એને થયુછ શુ ? "

"નામવર મારી તો ખાતરી છે કે આજારી હશે, હલવો ફેકી દઇ હકમે કહયુ ત્યારપછી તે બડબડયો આહ ! હકમ ! હકમ ! હકમ ! સાભળતા મારુ માથુ પણ દુખી આવુ આજે કોણ જાણે કેવુ ચોગડયુ હશે ? કોણ જાણે મે કોણનુ મ્હો જોયુ હશે ? અરે એ પેટ ! તુ પેટ છે યા બલા છે ? શા માટે મને કતાવો આપે છે ? ' હવે તેણે કલીફની નજર બીજી ભણી જોઇ બાકી રહેલો હલવો મ્હોમા મેલ્યો કે તેજ ઘડીએ હારૂને હાંક મારી "હકમ ! મારી ખાતરી છે કે એ લગડાયુ છે ? નહીતર એ વારવાર ઉભુ રહેવા માગે નહી '

હકમે એક હાથ મારી તે છેલ્લો કટકો પણ ફેકી દીધો અને કહયુ "નામવર ! કાલે નાનમધ આગળ ! અને અલ્લાહનુ જો ચાહવુ હશે તો એ પધ્ધુ તેજી થશે '

કલીફ અને જાફર હવે મોટેથી ખડખડ હસવા લાગ્યા , સબબ, હકમનો ચેહેરો તે વેળા જોવા લાયક થઇ ગયો હતો જરાએ હલવો તેના ખાવામા આવ્યો નહી હતો અને ભુખ તો હોજરામા જાણે જુમ બેસ ચનાવતી હતી

બપોર પડી, અને રાએના મુજબ કલીફ તથા સર્વ જણા ખાવા બેઠા, તે વેળાએ જાફરે નજદીક જઇ હમીને પુછયું : " કેમ હકમ ! હલવાની મઝાહ કેવી ! " હકમ તે અજાયબીથી ડોળા ફાડી જોવા લાગ્યો.

હજાર દીરહમની વાનીનો કીસ્સો.

શાહજાદો ઇબ્રાહીમ ઇબ્ન અલ મેહદી નીચલો બનાવ વર્ણવે છેઃ

જ્યારે હારૂન રક્કા ખાતે હતો ત્યારે એક વેળા તે મારી મુલાકાતે આવ્યો. ઠંડી વાનીઓની અગાઉ ગરમ વાનીઓ પેહેલાં ખાવાનો તેને મહાવરો હતો. જે વખતે મેજ પર માછલીઓની બનાવેલી તઆમ પર તેની નજર પડી. કલીફને માછલીના કટકા ઘણાજ નાના માલમ પડયા, જેથી પુછયું : " તારા તબ્બાખે એટલા ઝીણા કટકા શા માટે કીધા ?"

" ઇમાનીઓના અય શાહ !" મેં ઉત્તર વાલ્યો " એ વાની માછલીઓની છીભોથી બનાવેલી છે."

" ત્યારે તો ઓછામાં ઓછી સો જીભ જણાય છે." હારૂને વીચાર જણાવ્યો. પણ મારા નોકર મુરાકીબે જણાવ્યું કે " દોઢસોથી વધુ છે, ઝનાબે આલી !"

" હં ? ત્યારે એ પર કેટલા પૈસા ગુમાવ્યા ?" કલીફે સવાલ પુછવા જારી રાખ્યા.

' નામવર ! એક હજાર દીરહમો !"

" એક હજાર દીરહમ આ આટલી નાની વાની પછવાડે ?" કલીફે મેજ આગલથી ઉભો થઇ કહ્યું " જયાં સુધી મુરાકીબ એટલી રકમ અહીં હાજર કરે નહી, ત્યાં સુધી એકે નવાલો હું મ્હોંમાં મેળનાર નથી."

મુરાકીબને તેટલી રકમ હાજર કરવાની ફરજ પડી, જે કલીફે ખેરાતમાં આપી દેવા હુકમ ફરમાવ્યો, અને મુરાકીબને કહ્યું : " હું ધારૂં છું કે એક વાની પર આટલી બધી રકમ ખરચવાની આ શીક્ષા તમોને પુરતો ધડો શીખવશે." ત્યાર પછી કલીફે તે કટોરી હાથમાં લીધી અને પોતાના ખાસ હજુરીઆઓમાંનાં એકને આપતાં કહયું : "મારા ભાઇના મેહેલની બાહેર એ લઇ જા અને તું ને જે કોઇ પેહેલ્લો નીરધન શખ્સ મળે તેને એ સઘળું આપી દેજે."

ઇબ્રાહીમ જણાવે છે કે ફકટ તે કટોરીજ કલીફની એ મુલાકાતના ખાસ પ્રસંગ માટે તેણે બસે સાહઠ દીરહમે વેચાતી લીધી હતીઃ તેથી પોતાના નોકરને આંખની ઇસારત કરી કલીફના હજુરયા સાથે બાહેર જઇ તે પાછી ખરીદી લાવવા ફરમાવ્યું. પણ અલ-રશીદે એ હીલચાલ જોઇ, તેથી મોટેથી બુમ મારી કહયુંઃ " ખવાશ ! જ્યારે તું એ ભીક્ષુકને આપે ત્યારે તેને કહેજે

કે ઇમાનીઓના શાહે એવી સલાહ કેહેવાડી છે કે એ કરોરો તેણે અઢીસો દીરહમથી ઓછે વેચવો નહી !"

**સઉથી બદબખ્ત નામ કયું !**

એજ ઇબ્રાહીમ પોતાના ભાઇ હારૂનની બીજી વાત લખે છેઃ

એક દીવસે કલીફ સાથે હું વ્હાણે બેસી મોસલ જતો હતો. અમોએ શેતરંજની રમત તરતનીજ ખતમ કીધી હતી, જયારે અલ-રશીદે મને સવાળ કીધો "ઇબ્રાહીમ ! દુન્યામાં સૌંથી સરસ નામ તું કોણનું ધારે છે ?"

"આપણા પેગમ્બરનું ! અલ્લાહ તેના રૂહને સદા ખુશાલ રાખે !"

"ત્યાર પછી કયું નામ ?"

"ઇમાનીઓના શાહનું." મેં ઉતર વાલ્યો.

"ત્યારે સૌંથી કમનશીબ નામ તું કયું વીચારે છે ?" કલીફે પુછયું.

"ઇબ્રાહીમનું."

"શરમ છે ! એ તો અલ્લાહના દોસ્તનું નામ."

"તે ખરૂં ! પણ એ બદબખ્ત નામથી નીલરોડે તેને હેરાનગતી આપી."

"પણ પેગમ્બરના નાના બેટાનું નામ પણ ઇબ્રાહીમ હતું." હારૂને તકરાર ચાલુ રાખી.

"હા" મેં ઉતર વાલ્યો "જો કાંઇ બીજું નામ રાખ્યું હતે તો એ નામ સાથે જોડાયલી કમનશીબી ફાવતે નહી અને કડાચ તે લાંબી ઉમ્મર તુલીક જીવવા પામતે."

"વારૂ ઇમામ ઇબ્રાહીમ વીશે શું ધાર્યું ?"

"એજ નામને લીધે તે બીચારાને મેરવાન જઆડીને હાથે ચુનાના કોહલામાં મરવું પડયુ. અને ઓ ઇમાનીઓના શાહ ! વાલીદના બેટા, ઇબ્રાહીમને તખ્ત ત્યાગ કરવાની ફરજ પડી, જયારે ઇબ્રાહીમ અબદલ્લા હસનનું ખુન રેડાયું હતુ. એ સઘળું એ નામની બરકતથી. ટુંકમાં એ નામ વાલા દરેક જાણીતા શખ્સને મેં હાડમાર થયલો જોયો છે યા સાંભળયો છે." તેજ વેળાએ એક માછીએ પોકાર માર્યો : "ઇબ્રાહીમ, ખબરદાર ! હલેસુ તપાસ !"

"ઝનાબ ! મેં હમણાંજ નહી કહયું કે ઇબ્રાહીમ નામ ઘણું કમનશીબ છે ?"

કલીફને આ પ્રસગોપાત બનાવથી ખુબ હસવું આવ્યું.

**આશુકને લીધે દરવેશ બનેલો કવીરાજ.**

કલીફાતની દરબારનો કવી અબુ અટાહીયેહ આંધલો થયો તેની

આગમચ હારૂનની મા ખેઇઝારનની એક ગુલામડી નામે ઓટબહ પર આંધળેપણે આશક થયો.

ગુલામડીએ પોતાની શેઠાણીને ફરયાદ કીધી કે અબુ કવી તેણીને માટે કવીતાઓ રચી આલમમાં તેણીને ખરાબ લગાડતો હતો, અને તે કદાચ શેઠાણીના ઉત્તેજનથી પણ હોય. શાહજાદીએ એ બીનાથી કલીફ મેહદીને વાકેફ કીધો, જેણે એ કવીરાજને એ કવીતાઓના બદલામાં ચાબુકના મારથી સારો જેવો સરોપાવ અપાવ્યો. જ્યારે હારૂન અલ-રશીદ તખ્ને આવ્યો, ત્યારે એ કવીરાજનો સેતારો પાછો બુલંદ થયો. તેણે પાછું ઓટબહ પર ધ્યાન લગાડવા માંડયું, એટલુંજ નહી પણ તેણીના માનમાં એક સુંદર ગાયન રચ્યું. હારૂનના કાન પર એ કવીતા આવી, તેમાં એક ઠેકાણે પોતાનાં નામ સાથે લીધેલી છુટથી તે ઘણો ગુસ્સે થયો અને કવીરાજને બંદીખાને નખાવ્યો. પણ અબુ બચ્ચો દરબારી સાથે કવી: એટલે તેણે હારૂનની તારીફની થોડીક એવી તો સુંદર સતરો ઠનઠનાવી કે છદ્મને માન આપનાર અલ-રશીદે કવીને પાછું છુટાતુણ બખશયું, એટલુંજ નહી પણ જો બની શકે તો ઓટબહ સાથે કવીરાજના નેકાહ કરાવી આપવા સાથે તે પ્રસંગે સારો જેવો સરોપાવ આપવા મરજી દેખાડી. પણ દરરોજની બીજી જંજાલમા અલ-રશીદ એ વાત ભુલી ગયો, જ્યારે બીજા હાથ પર અબુ કવીનો પ્યાર વધતો ચાલ્યો. કેવી રીતે કલીફને એ બીના વીશે પાછો વાકેફ કરે તેના વમાસણમાં તે પડયો. વીચાર દોડાવી તેણે ત્રણ સુંદર પખાઓ ખરીદીને તે દરેક પર કવીતાઓ લખી અને લાયક પ્રસંગે અકેક પછી અલ-રશીદના હાથમાં આપવા મસરૂરને સમજાવ્યો. મસરૂરે તેમ કીધુ: કલીફ અકેક પછી ત્રણે કવીતાઓ વાંચી ખુશ થયો અને કવીની મતલબ તરતજ ચેતી ગયો. તરતજ તે નામદારે એ કવીરાજને બોલાવ્યો અને બીજે દીને સહવારે એ કામ હાથ ધરવા કબુલાત આપી. તે જેહાંપના કબુલાત પ્રમાણે હજુરયાઓ ભેગો કલીફ ગુલામડીના ઓરડામાં ગયો અને કહયું: "જે હું માગું તે પ્રમાણે અમલ કરવા પેહેલ વેહેલાં તું મને કબુલાત આપ.

"હું તમારી ગુલામડી છું" તેણીએ ઉતર વાલ્યો "અને એક સીવાય તમારા દરેક હુકમને તાબે થઇશ. એ અપવાદ કવી અબુની બાબદનો છે. તમારા પીતાને પણ એ વીશે જાણીના કીધા હતા અને તેવણ કબુલાત પ્રમાણે ચાલ્યા હતા. સાંભળો ત્યારે, મેં માનતા લીધી છે કે જો એ અબુ કવી સાથે મારા નેકાહ થાય તો મારે ઉંઘાડે પગે મક્કાની હજે જવું: જેથી એક હજ પુરી થાય કે તરતજ બીજી

શરૂ કરી અને એ માફક મારી જીંદગી તુનીક કર્યા કરૂં, એટલુજ નહી પણ બંદગી કરવાની મારી સેતરજી સીવાય દરેક મતા મારે ગરીબોમાં ખેરાત દાખલ આપી દેવી" ત્યારપછી રડતી કલીફના પગ આગળ પડી તેના પગને તેણીએ ચુંબન કીધુ અને એ વીશે વચ્ચે નહી પડવા કલીફ પાસે માગી લીધુ કલીફે તેમ કરવા કબુલાત આપી

થોડો વખત ગયા કેડે સપુરણ આશા સાથે અબુ કની નામવર હારૂનની હજુરમા ગયો, પણ કલીફે તેને કહયુ "મસરૂર, રશીદ અને બીજાઓ હજુર મે તારે માટે જોઇતુ કીધુ, પણ તારી માશુક તારી માગણી સ્વીકારતી નથી" આ સાભળી એ કની એટલો તો નાઉમેદ બન્યો કે સઘળુ ત્યાગ કરી દરવેશ બન્યો અને દરવેશી જીંદગી ગુજારવા કસમ લીધા

**અબુ કવીએ કલીફને રડાવયો**

કલીફ હારૂનને માછીઓના ગાયનો સાભળવાનો જબરો શોખ તેથી દજલહ નદી પર જ્યારે પણ સેહેલ કરવા જાય ત્યારે એ ગાયનો ધ્યાનથી સાંભળી મજાહ મેળવે પણ તેમની તોછડી ભાગી તુટી અને વાધા ભરેની ભાષાને લીધે કોઇ કોઇ વેળા એના કાનને કચવાત ઉપજે એક દીને એ મુજબ નદીમા સેહેલગાહે નીકળ્યો હતો તેટના તેણે એકાદ કવીને હાજર કરવા હજુરયાઓને ફરમાવ્યુ કે જેથી કવી તેમના ગીતો બરાબર રીતે ગોઠવી આપે વીચાર ચલાવતા અબુ અગાહીયહ એ કામ માટે લાયક માલમ પડયો પણ તેને તો હારૂને કેદમા પુરેલો એગલે હજુરયાઓએ તે વીશે એ નામવરને વાકેફ કીધો હારૂને તરતજ બંધીખાનામા માણસો દોડાવ્યા અને પેલા ગીતો તેની પાસે સુધરાવી લાવવા હુકમ ફરમાવ્યો અબુ કવી લખે છે કે પણ મારા છુટકારા માટે કલીફે એક હરફ પણ કહયો નહી હતો એટલે મે હારૂનને હમાવવાને બને રડાવવા મનસે કરાવ્યુ મે તેવી રીતે લીટીઓ રચી અને જે અમલદારો માછીઓના એ ગીતો સુધારવા લઇ આવ્યા હતા તેમને તે સુધારેલા ગીતો આપ્યા"

આ કવીતાઓ જોકે ઘણી ઉમદા નહી હતી, પણ તેમા આ મ જાદની મગરૂરી, ક્રોધ અને છેલના મોત વીશે અરસ રીતે ઇસારા કીધેલા હતા કવી અબુની મતલબ પ્રમાણેજ હારૂન પર અસર થઇ આ સુધારેલા ગાયનો જ્યારે તે માછીઓના મુખથી જેમ જેમ સાભળતો ગયો તેમ તેમ રડવા લાગ્યો, આખરે હાજર રહેલા ફજલ રમીને તે બંધ કરવા માછીઓને હુકમ કરવાની ફરજ પડી અસન તવારીખ નવેસો લખે છે કે કલીફ હારૂન તીણી લાગણીનો અને કરૂણાસીક બનાવ વેળા બેધડક રડતો હતો તેજ પ્રમાણે તે ઉસ્કેરાઇ પણ જતો હતો.

ઈરાની ખાનદાન પાછું.

હવે આપણી પસંદગીનો ઘોડો પાછા બારમકી ખાનદાન તરફ દોડાવ્યે. આગલાં પાનાઓમાં જોઇ ગયાં તેમ જરથોસ્તી બાદશાહો તથા દસ્તુરો વચ્ચેની માંહોમાંહેની મારામારીને લીધે પ્યારૂં ગુલજાર ઇરાન દેશ હીમતવંત તથા સંપીલા અરબોના હાથમાં ગયું. બળવાન કયાન્યાન કાવીઆની ઝુંડો લુટાયો. ધર્મના આંધળાં ઝનુનથી અરબોએ માજદયસનાન શીરકાની ધનનશલ કાઢી નાખવા પુનરેજી ચલાવી ; જે ઇરાનીઓ બચવા પામ્યા તેમાંનો મોટો ભાગ ઇસલામી ધર્મ અખત્યાર કરવાને લીધે હતો. એવા વટલેલાઓમા બારમકી ખાનદાનના વડીલો હતા ; અરબોના ત્રાસદાયક દસ્ત પેહેલાં તેમનો એક વડીલ ઇરાનમાં આવેલાં "નઓ બાહર" નામના જાણીતાં આતશ બેહરામનો દસ્તુરાન દસ્તુર હતો. વખતના વેહેવા સાથે ખાનદાન વધતું ચાલ્યું અને તેમની રગોમાં ઇરાની લોહી દોડતુ હોયાથી ચચલાઇ, દાનાઇ અને સખાવતના ગુણો ખીલી નીકલેલા : તેથી કેટલાકો વઝીરી, કેટલાએ લશકરી સરદારો તો કેટલાકો ન્યાયધીસોને દરજ્જે પુગ્યા હતા, જો કે તેઓ કલીફના રાજમાં ધર્મે ઇસ્લામી હતા. એવા ઝળકતા નબીરાઓમા યાહયા બારમકી હતો. હારૂન તખતે આવ્યો તે અગાઉ યાહયા એ નામવરનો હુઝુરનવીસ યાને મુનશી હતો. હારૂનની આગમચના કલીફ હાદીની ઇત્રાજી એ નીમકહલાલ યાહયા પર થઇ, જે વીશે આપણે પંદરમા પાનામાં વાચી ગયાં છઇએ. હારૂનના તખતે બેસ્તા સાથે યાહયા તેનો વડો વઝીર થયો. આ વેળાએ રાજ ખજાનાનું તળીયું કાંઇ પાધરૂ નહી હતું, ઘણે ઠેકાણે બલવાઓ થતા હતા. પણ યાહયાની કુનેહથી રફતે કલીફાતનો ઝુંડો ચોમેર ફડફડાતો ગયો, તીજોરીમાં રેલ છેલ ચાલવા લાગી, ન્યાય મંદીરો ચોખ્ખાં થતા ચાલ્યા, વેપાર વનજ વધવા પામ્યો, અને ટુંકમા કેહેતાં યાહયા વઝીરના અમલમાં કલીફાત ઉંચામાં ઉચી નોકે પુગ્યું. એ કામમાં તેના બન્ને બેટાઓ જાફર તથા ફજલે સારી મદદ કીધી હતી એ બન્ને બેટાઓ "છોટે વઝીરો" ના નામની ઓલખાતા હતા. સખાવતમાં એ બાપ બેટાઓનુ ત્રીશુલ એક કહેવત રૂપે આજે પણ ખડું છે. ઇરાની લોહીની ખુબીજ સખાવતમાં સમાયલી છે. જાફર ત્યાર પછી કેવી રીતે કલીફ હારૂનનો માનીતો વઝીર અને સોબતી થયો ને વીશે આપણે અત્યાર આગમચ પુરતાં વાકેફ થયલાં હોવાથી હવે તેને લગતી થોડીક વધુ વાતોપર ધ્યાન દોડાવ્યે.

ઇરાની પેરીજાતીસની કહાણી.

કલીફ હારૂન અલ-રશીદ મક્કાની હજ કરી પોતાના દરબારીઓ સાથે બાગદાદની નજદીક આવી પુગ્યો હતો. એવું કહેવાય છે કે ફકટ એજ કલીફ

થઇ ગયો, જે એ પવીત્ર શેહેરની મુલાકાતે નવ વખત જઇ આવ્યો હતો, અને જે પોતાની હૈયાતીમાં આઠ વેલા રૂમ પર ચઢાઇ લઇ ગયો હતો.

જોકે તેઓ હજે જતા હતા, તોપણુ રસ્તામાં હંમેસ મુજબ દરબારી કામ પણુ બજાવતા હતા.

એક સમે રાજધારી કામથી ફારેગ થયા કેડે હારૂન પોતાની સાથે જાફર વઝીર તથા મસરૂર જલ્લાદને લઇ કાંઇ નવું જાણુવાની હોંશમાં રસાલાથી છુટા પડી છાવણીમાંથી બાહેર નીસરી પડયા. ચાલતાં ચાલતાં તેઓ એક મકાન આગળ આવી પહોંચ્યા.

" જાફર ! આ મકાનના ઝરૂખા પરથી ખુબસુરત કુદરતી દેખાવ દેખાતો હોવો જોઇએ." હારૂને ટીકા કીધી.

" ઝનાબની મરજી હોય તો આપણે અંદર જઇએ." જાફરે ઉતર વાલ્યો " મકાન ખાલીજ છે."

એના ઉતર દાખલ અલ-રશીદ મકાનની સીહડી પર ચઢયો. મકાન ખુશનુમા હતું. ઝાડપાનોની બળીહારી પણુ ખાસ્સી હતી. નજદીકથીજ દજલહ નદીના નીરમલ પાણી વહેતાં જતાં હતાં.

" મકાન સાફ રાખેલું જણાય છે." કલીફે ટીકા કીધી " પણુ અજબ છે કે કોઇ રખેવાલ ચોકી કરવા નથી."

" ઝનાબના રાજ્યમાં ચોર લુટારાઓનો તોર તુટી ગયો છેઃ એટલે લોકોને હવે કસી ધાસ્તી લાગતી નથી." જાફરે જણાવ્યું.

"લેકીન એવી હાલત તમો બારમકીઓને આભારી છે." હારૂને મજલેના ઓરડાની બારી બાહેરથી દેખાવ જોતાં કહ્યું.

"આપ નામવરનો એ માટે મારા પેદર તરફથી ઉપકાર માનું છું."

"ખરેખર ! તારો પેદર દુરંદેશ તો ખરો ! પણુ સબુર" કલીફ આતુરતાથી બાહેર તીણી નજર રાખી અચકાતા બોલ્યો. ત્યાર પછી પાછલ ઊભેલા પોતાના એ વજીરનો હાથ પકડી હલવેથી તે નામવરે કહ્યું. "જાફર ! બોલવાનો વખત નથી. એકદમ નીચે જા અને મસરૂરને લઇ ચુપચુપ પેલી વલાણુ પર આવેલાં પેલાં મકાન આગળ જા, અને ત્યા ઉભા રહેલા નોકર નફરોને કેદ કર, હું ધારું છું કે તેઓ પેલી આવતી હોડીની રાહ જોતા ઉભા છે. તેમની નજદીક તરતનોજ લાશ દાટવા જેવો ખાડો ખોદેલો છે અને હોડીના દેખાવ પરથી મામલો કાંઇ શકમંદ છે."

બે એક પલ જાફર અજાયબીથી ઉભો રહ્યો.

"ગયો કે !" કલીફે પાછળ ફરી જોયા વગર જાફરને ધીમેથી કહ્યું. જાફરથી હવે ખોટી થવાય એમ નહી હતું. તે તરતજ ત્યાંથી નીચે ઉતરી ગયો. મસરૂરને ઇસારત કરી, જે એક ઝાડના છાંયા હેઠલ છુપાઇ બેઠેલો હતો.

વઝીર તથા જલ્લાદ નામવર અલ-રશીદનો હુકમ બજાવવા ત્યાંથી નીકળી ગયા. પણ જતાં જતાં તેઓએ નજર ફેંકી તો તેઓએ નામવર કલીફને બારી આગલજ ઉભો રહી નીચે નદીમાંથી પસાર થતી એક કીસ્તીને ઘણા ધ્યાને નીહાળતો જોયો. બેશક! આ કીસ્તીનો અવેજ ઘણો શકમંદ હતો. કોઇ બારા છુપાવી લઇ જવામાં આવતી હોય એમ દીસતું હતું. નાવમાં ફક્ત એકજ મરદ હતો, જે એ કીસ્તીને હાંકી લઇ જતો હતો.

જે મકાન આધળ જવા કલીફે જાફરને હુકમ કીધો હતો તે મકાનના કીનારા આગળ કીસ્તી લાંગરતાંજ ગુલામોએ હોડીમાંનો અવેજ બાહેર કાઢી એક મોટાં દરખતની નીચે લીલાં ઘાસવાલી જમીન પર મેલ્યો. આ અવેજ કાંઇજ નહી પણ એક અતી ખુબસુરત નવજવાન ઓરતની લાશ હતી. તેણીએ પેહેરેલો પોશાક ઉચાં ખાનદાનની ગવાહી આપતો હતો, જ્યારે તેણીના હાથ. ગળાં તથા કમ્મર આસપાસ વીટાલેલા જવાહીરો ઉમરાવજાદીનો ખ્યાલ આપતાં હતાં.

અલ-રશીદ પણ હવે તે જગ્યા આગળ જઇ પુગ્યો અને ઘટાદાર ઝાડપાનોથી ભરપુર ઝાડીમાં છુપાઇ સઘળો મામલો ઘણી ઉશકેરણી સાથે જોવા લાગ્યો તેને જાફર તથા મમરૂર પણ પોતાની નજદીક ઉભા રહેલા જણાયા.

પેલી નવજવાન પણ આરસપહાણ સરખી સ્થીતીએ પડેલી ઓરત નજદીક એક જઇફ મરદ ઘણા ફેકુર ભર્યા ભવા સાથે તેણીને જોતો કલીફને જણાયો તેણે પણ કીમ્તી પોશાક પેહેરેલો હતો. તેની બોલવાની રીત પરથી તે મકાનનો માલીક ખુલ્લો દીસ્તો હતો.

હાલચાલ કર્યા વગર પડેલી નવજવાન ઓરતને કેટલીક પલ સુધી નીહાળ્યા પછી જઇફ મર્દે વાકો વલીને તે મરણ પામેલી યા નહી તેની ખાતરી સારૂ તેણીનો હાથ પોતાના દસ્તમા પકડ્યો - છતનગુછન થયલી જણાતા તેણે હાથ છોડી દીધો, જે થોડા આવાજ સમેત ભોય પર પડ્યો. કેટલીક પલ સુધી જઇફ મર્દ તેની હજુર પડેલી નાજનીનનું શુ કરવુ તેના વીચારમા ગરક થયલો હારૂનને જણાયો.

એકાએક જઇફ મરદે તાબડા ફોડયા કે મકાનમાં ઉભા રહેલા તેના ખીદમતગારો દોડી આવ્યા. તેણે તેઓને કાઇ હુકમ આપ્યો, જે સાંભળી તેઓ મકાનમાં પાછા ગયા અને એક ખાલી કાફનો લઇ આવ્યા, જેમા તેઓએ ઘણી નાજુકીથી તથા આદરસતકારથી તે જવાન ઓરતનું નઅશ ઘણી સંભાળથી મેલ્યું. જઇફ મરદે ઇશારત કરતાંજ તેઓ આ કીમ્તી વજન ઉપાડી એક નાના બારણા વાટેથી એક નાની એકાંત ગલીમા લઇ ચાલ્યા. જઇફ એ ગલી પોતાની આંગલીથી હુકમની રૂપે દેખાડેલી કલીફને જણાઇ.

તેજ વેળાએ અલ-રશીદે પોતાના વઝીર જાફરનો હાથ પકડયો અને હલવેથી કહ્યુ "એકદમ મસરૂર સાથે બીજે રસ્તેથી નીકળી જઇ ગલીમા સામેથી પેલા નફરોને આગળ વધતા અટકાવ"

જાફર તથા મસરૂરને કાંઇ પુછવુ પડે એમ નહી હતુ એવા બનાવો કાઇક વખ્ત તેમના સમાગમમાં આવેલા, અને કાઇક વેળા ભેદના પરડા એજ રીતે ખોલ્યા બીધેલા

ગલીમા પેસી આગળ વધતાજ તેમને ગુનામો પેલો કીમ્મતી બોજો ઉચકી જના સામે મળ્યા તરતજ જાફર તથા મસરૂરે મ્યાનમાંથી શમશેરો બાહેર કાઢી અને મ્હણાઇથી તથા ગુસ્સાભેર સવાલ કીધો આ એકાત ગલીમાથી તમો શુ ઉપાડી જાઓ છો ! બોલો જલદી ! નહીતર આ ઘડી તમારા ટુકડા થયતા ધારજો તમો એ કયા લઇ જાઓ છો ?

પોતાની સામે બે શખ્સોને એકાએક તલવાર ઉગામી મનાતો કરતા જેવા ગુનામોએ જોયા કે તરતજ તેઓએ મોલ જમીનપર ફેંકી દીધો અને નાશી જવાની તૈયારી કરવા લાગ્યા તેટલામાજ હસરી જ નાહ મસરૂરે હણુ હણાવી કહયુ "ખબરદાર ! બદમાશો એક પગનુ પણ આગળ યા પાછળ વધ્યા તો આ શમશેર તમારૂ લેહી તરતજ પીશે તમોમાથી કોણ એનો અનાદર કરે છે તે હુ જોવા માગુ છુ?'

શાબાશ જાફરે ટાણુ પુરી

ઝનાબ આલી ! અમારા માલીકના હુકમ મુજબ આ બોજો અમે લઇ જઇએ છીએ માટે અમોને હરકત ના કરો ! નહીતર અમારો માલીક અમોપર કફા થશે

' અલ ગુનામડાઓ તમારા માલીકનુ નામ શુ ? આ કોથળામા શુ છે? જાફરે સવાલો કીધા " અને એ તમો ક્યા લઇ જાઓ છો? ઇમાની ઓના શાહના નામથી તમોને પુછુછુ કે એના જવાબો સાચ્ચે સાચ્ચા અર્જ ઘરો કરો

ઝનાબ જે શખ્સ બોલતો હતો તેણેજ પાછુ કહ્યુ કદાચ ગુનમોનો તે વડો હોય અમારો માલીક અમીર બરગસ ઇબ્ને બેનીન નામે મશહુર છે તેવણુ અહીં નજદીકના પેલા મકાનમા રહે છે માટે જો તમે એવણને પુછશો તો આ કોથળા નીશે જોઇતા ખુલાસા કરાય તમોને આપશે અમે તો ફરમાબરદાર ગુનામો અમે કઇ રીતે અમારા માલીકના ફરમાનને નાફરમાન થઇએ? આપ દાનેશમંદ દીસો છો તો ધ્યાન કરવા અરજ કરીએ છીએ

એના ઉતરમા જાફર કાઇ ગુસ્સાભેર બોલવા જતો હતો પણ તેટલા નામવર હારૂનને કેટલાક લશકરીઓ સાથે સામેથી આવતો જોઇ તે અટકી

પડયો. લશકરીઓની આ ટુકડી તે લતાપર ચોકી કરતી સારે નશીબે ખલીફને માલમ પડી હતી, જેને તે પોતાની મદદે લઇ આવ્યો હતો.

"તમોમાંના થોડાએ આ ગુલામો તથા એમના બોજાને સંભાળથી મારા મેહેલમાં સેતાબ લઇ જાવો" ખલીફે હુકમ કીધો "અને તમો બાકીના અમીરના મકાનમાં દાખલ થઇ તેના માલીકને પણ મારા મેહેલમાં એકદમ લઇ આવો. ખાસ સંભાળ રાખજો કે એ અમીર કોઇ સાથે વાત યા ઇસારત કરે નહી. એટલું કીધા પછી એ મકાનની આસપાસ બારીક ચોકાસી રાખજો. વધુ હુકમ હવે પછી તમોને જણાવવામાં આવશે."

આ પ્રમાણે હુકમ આપી જાફર સાથે હારૂન છાવણીમાં પાછો વળ્યો અને એકદમ કુચ ચાલુ કીધી. થોડા કલાકના અરસામાં તેઓ લાંબી મુદતે મેહેલમાં પાછા વલ્યા.

થોડા વાર વીસામો લઇ તથા કપડાં બદલી ઇમાનીઓનો એ શાહ બુલંદ તખ્ત પર બેઠો. દરબારીઓ વગેરેથી દીવાનખાનું ભરાઇ ગયું હતું.

"પેલા અમીરને હાજર કરો." ખલીફે ફરમાવ્યું.

અમીરને લાવી હાજર કરતાંજ અલ-રશીદે સખ્ત દેખાવે તેને કહયું: "થોડા કલાક અગાડી મારા અમલદારોએ તારા ગુલામોને ગુપચુપ એક નવજવાન ઓરતની લાસ કોથળામાં સતાડી લઇ જતા અટકાવ્યા હતા. તેઓ ખુલાસો કરે છે કે તારા હુકમની રૂએ તારાં એક મકાનમાંથી બીજા મકાને એક હોડીનાં નાખી તે લાશ લઇ જવામા આવી હતી અને ત્યાર પછી એક કોથલામા મેલી હતી. માટે એ બાનુ કોણ છે તેનો ખુલાસો કરઃ તે કેવી રીતે મરણ પામી તેનુ બ્યાન કર; તથા તેણીને આખર કયાં લઇ જવા તેં તારા ગુલામોને હુકમ કીધો હતો તેનો સ્વસ્તર હેવાલ કહી સંભલાવ."

આ સાભળી અમીર બરગશ નામવર ખલીફના પગ આગળ ગુણુમ દીએ બેઠો અને તેના પગને ચુંબન કરતાં કહયું:

"અય ઇમાનીઓના તથા ઇનસાફીઓના ઇનસાફી શાહ! તારૂં તખ્ત બુલંદીની ઉંચામાં ઉંચી ટોચે પુગો. આપ જહાંપના આગળ જુઠ કોઇ દીન ટકી શકતુ નથી કોથલામાં એ બાપડી નવજવાન બાનુ શી રીતે મુકાવા પામી તે વીશે તારો ખાકસાર કમીનો બંદો તુંને હમણાંજ જાહેર કરશે. સાંભળો. એ નાજનીન મારી બેટી થાય છે. તેણીની માદર આપણા માનવંત વઝીર જાફરની ઓલાદની યાને ઇરાની હતી. જ્યારે મારો ભત્રીજો પરગામ હતો ત્યારે એ નાજનીન સાથે શેહાદીના ગાંઠથી જોડાયો. એક વરસ અગાડી જ્યારે તે અહીં પાછો વળ્યો ત્યારે તે પોતાની એ પરણેતરને લઇ આવ્યો. છેલ્લાં ત્રણ ચાર મહીના થયા તેઓ આ શેહેરમાં મારાં એક મકાનમાં રહેતાં હતાં. તમો મુબારક શાહને ઘણી દલગીરી સાથે પહેલાથીજ

જાણીતા કરવા જોઇએ કે મારો એ હમશીરઝાડો ઘણોજ જાલેમ તથા સેજ વારમાં ઉસકેરાઇ જાય એવો છેઃ તેથી તે પોતાની એ નવજવાન બીચારી જોર સાથે ઘણોજ કઠોરપણે વર્તતો અને મારફાડ કરતો. ઘણી વેળા મેં તેને સમજાવ્યો, લેકીન એ ઉછાછલા નાદાન લડકા પર જરાએ અસર થઇ નહી. આખરે આજે જ્યારે હું તેઓના મકાનમાં જવા બાગમાં પેઠો ત્યારે એક દરખત નીચે મારી એ ખેશીને જીવ વનાની પડેલી દીઠી. ખુદા એના રૂહને તાજગી બક્ષે! દરેક ઠેકાણે મેં મારા ભત્રીજાની શોધ કીધી પણ કસો પતો મલ્યો નહી. મારી ખાતરી થઇ કે એના શોહરેજ એ બીચારીને મારી નાખેલી હોવી જોઇએ, તથા ઇનસાફની ચુંગાલમાંથી બચવા નાસી ગયલો હોવો જોઇએ. પણ તેજ વેળાએ મેં પણ પોતાને ઘણી નઠારી હાલતમાં આવેલો દીઠો. કડાચ મારી પર તારા અમલદારો બોહોતાન મેળે, એવી ધાસ્તીથી મેં તેણીની લાસને એક કીસ્તીમાં મેલી હું જ્યાં રહેતો હતો તે મકાનમાં લાવવા હુકમ આપી મારાં મકાને વીદાય થયો. મારા ગુલામોએ તે પ્રમાણે કીધું. તે બાપડીને છેલ્લો સેજડો કરી કપાઇ ગયલાં જીગરે અને ઘણોજ નાખુશી વચ્ચે મેં તેણીને એક કોથલામાં મુંકાવી, અને તે કોથલો એકાત કીનારે નદીમાં ફેંકી દેવા મે મારાં માણસોને હુકમ કીધો. જેમ લઇ જતાં જેહાંપનાનાં ચચલ માણસોએ તેમને પકડયા. આ મારો હેવાલ છે. તારા ખાક સાર બંદાનું શીર તારેજ સ્વાધીન છે!"

કલીફે આ હેવાલ ઘણાજ ધ્યાનથી સાંભલ્યો. અમીરને છોડી મેળવા જણાવ્યું, પણ તેજ વેળા તાકીદ કીધી કે તેનાં એ અપરાધી ભત્રીજાને શોધી કાઢવા અમીરે પણ તાજના અમલદારોને મદદ કરવી, અને તેને કાંઇ પણ રીતે પકડીને બનતી ઉતાવલે મેહેલમાં લઇ આવવો.

એટલુ કામ બજાવી દરબાર બરખાસ્ત થઇ, અને અલ-રશીદ ખાનગી ઓરડામાં પેઠો, તેની પુઠે જાફર વઝીર પણ ગયો.

"કેમ જાફર? કાઇ અગત્યનુ કામ છે?" કલીફે એક કોચ પર બેસતાં પુછ્યું.

"જેહાંપના! મારી નાદાન અક્કલમાં એ અમીરની વાત ઉતરતી નથી." જાફરે વીચારવંત ચેહેરે કહ્યું.

"સબબ."

"સબબ એ કે એ બુઢો સહરાવીને બ્યાન કરતો હતો. તેના ચેહેરા પર મેં એ સઘળો વખત બારીક નેગાહ રાખી હતી: તે પરના થતા ફેરફારથી મારી મજબુત ખાતરી થઇ છે કે એ બનાવમા કાંઇ ઉંડો ભરમ છે. મારી નાકેસ અક્કલનો અસ્પ એ અમીરને બેગુનાહ ગણતો નથી, પછી ખરી ખોટી વાતનો જાણનાર તો તે બારેહકતાલા છે."

"પણ એ અમીર થઇને મારી હજુર જુઠું બોલે નહી." અલ-રશીદે કહયું.

"મારી દાનેશમંદીમાં એની વાત ઉતરતી નથી. બીજો સબબ એ કે જ્યારે મેં તથા મસરૂરે ગુલામોને અટકાવ્યા ત્યારે તેઓ ઘણા ગભરાતમાં પડેલા દીઠ્યા હતા."

"કદાચ એણે તારી અમલ ઇરાની બુન્યાદની યાદ આપી તે માટે તું એની પર કફા થયો હશે."

"એ અમીરની મતલબ કદાચ એમ બોલી આપ જેહાંપનાની દીલસોજી ખેચવાની પણ હોય. લેકીન, ગુસ્તાખી માફ છે, શાહ! હું તમો નામવર હજુર ઘણી વેળાએ કહી ગયો છું કે મુદ્દ્ધ અરબો ગમે તે અમારી ઓલાદ માટે બોલે, તોપણ હું મારી અમલ ઓલાદ માટે મગરૂર છુ અને ધારૂ છુ કે એજ નીખાલસ લોહીના તેજથી આજે અમે આવા ઉંચે દરજ્જે પહોંચી તું જેવા શાહની શરીયતમથી નોકરીમાં ખુશાલ રહયે છીએ."

"વાહ વાહ! વાહ વાહ! પણ એ બીના પડતી મેલી આપણે મુળ બાબદ પર પાછા આવ્યે. તુ શુ કરવા માગે છે?"

"મારી નાકેસ અક્કલ મુજબ એ અમીર પર દેખરેખ રાખવા આપણી છુપી પોલીસના અમલદારોને હુકમ કરવો જોઇએ."

"કાલે મહવારે એ વીશે મને યાદ આપજે હાલ તો મુસાફરીની રજથી હુ હારી ગયો છુ, મને આરામ જોઇએ છે."

જાફર આથી ઓરડો છોડી ચાલ્યો.

હવે આપણી નજર પાછી પેલા કોથળા બણી ફેરવ્યે. અલ-રશીદના હુકમથી લશ્કરી સીપાહો તે કોથળો મેહેલમાં લઇ ગયા અને ખાજામરાને સ્વાધીન કીધો, જે ઝનાનખાનામા લઇ ગયો ઝનાનખાનાની ઓરતો તે કોથળામાથી બાનુનો ચેહેરો જોવા આતુર બન્યાથી આમ પામ ફરી વળી. કોથળામાથી લાસને ઘણી સભાળથી બાહેર કાઢવામાં આવી. હાજર રહેલા સઘળાંઓ એ અજાણી ઔરતનો આની ખુબસુરત ચેહેરો જોઇ છક થઇ ગયાં. તેમાં તેણીના પોષાક તથા ઝવેરે ઘણો વધારો કીધો જોનારાંઓમા એક બનુ તબીબપણુ જાણતી હતી, તે ઘણી આતુરતાથી લાસને જોવા લાગી ત્યાર પછી વીચારમા થોડીક પલ ગરક થઇ આખરે તેણીએ મરણ પામેલી નાજનીનની છાતી પર હાથ મેલી જવાં બોલી. "મને તો લાગે છે કે આ કમનસીબ બીચારીની જીદગી હજી મોજુદ છે! ચાલો, હુ કહુ છુ તેમ કરો, અલ્લાહની બક્ષેસથી કદાચ એ હુસ્યાર થાય"

સઘનાઓની આતુર મેહેનતને આખરે ખુદાએ જશ આપ્યો અને કોથલામાની ઔરતનો શ્વાસ ધીમે ધીમે પ્રગટે ચાનનો દીસ્યો. આખરે તે બેડાર થઇ થોડોક હલકો ખોરાક ખાધા પછી હાકને લીધે તે ખુબસુરત નાજનીન ખુરતી ઉંઘને વશ થઇ આખી રાત તેણીની દયા ખાનારાઓમાના થોડાકે ઉજાગરામા ગુજારી, અને તરેહવાર અટકળો વચ્ચે નેગાહ રાખતા બેઠા

બીજે દીને સહવારે કલીફ હારૂન જાગરત થતા તેને દરબારી પોશાક પેહેરાવનાર એક ખીદમતગારે ખબર આપી કે 'કોથલામાની લાસવાળી નાજનીનને જીવતી કરવામા આવી છે હાલ તે હુસ્યારીમા આવી છે અને ઝનાનખાનાની બાનુઓ સાથે વાતે વળગેની છે'

તરતજ કલીફે એક હજુરયા સોડે રૂકો ઝનાનખાનામા પઠાવ્યો કે તેમની મુલાકાતે એ નામવર થોડીક પલમા આવી લાગશે જ્યારે કલીફ દાખલ થયો ત્યારે ઝનાનખાનાની ખુબસુરત નાજનીનો પેની નવજવાન અતી ખુબસુરત પરીજાદ સાથે વાતચીતે બેઠેની હતી કલીફને જાતાજ વીજળીક ઝડપે સઘળી ઉભી અને ઇમાનીઓના એ શાહનો આ રસ્તકાર કીધા દીવાન પર બેઠા પછી પેની કમનશીબ બાનુને તણુ માયાથી પોતાની નજદીક બેસાડી અને તેણીની તદરોસ્તીની ખેર આફયત પુછી તણીએ બુળબુળ અવાજે જણાવ્યુ કે આ મેહેરબાન બાનુઓની મદદથી હુ નવી જીદગીમા આવી છુ અને હાલ ઠીક તદરોસ્તીમા છુ તમો જેહાપનાને તથા આ પરદુખ ન જાણી બાનુએનો પકાર મારા મરણ તુળીક મારા મનમાથી ખસવને નથી

પણ તમે એરી હાલત કમ પડોચ્ય તે હુ તમારા મુખથી જાણવા માગુ છુ

ઇમાનીઓના એ શાહ કમનશીબે ખેરખાહ દાખન આપ તેમ ઉમર વો તમોને એ નખે છે તે તન બરહક છે જો આપ જેહાપનાએ સમયસુચકતા વાપરી નહો હત તો અત્યાર આગમચ તારી કમીની બદી કોણ જાણે કઇ મગીમા અગવાઇ મરતે

તમારા બોનના પરથી તમારો હેવાન ખીસ્સા કહાણી જેવો જણાય છે

અય શુનેલાહ તમારી અટકલ તન ખરી છે એક અનલગના બે ના કાનના ની હુ ભોગ થઇ પડી હતી પણ અ નાહના શુકરાના કરઉુ કે હાલ હુ તેના પજામાથી છુટી નીરાનથી અહીના સ્વર્ગ હવામા હુ દમ બેચુ છુ

'ત્યારે તો એ સાભળવા મારી આતુરતા વધી છે

"તો અય મુરબ્બી શાહ ! સાંભળો મુજ કમનશીબની કહાંણી."

મારો પેદર એક તવંગર સોદાગર હતો, જે ગુલઝાર ઇરાનના તેહેરાન શેહેરમાં વસ્તો હતો. હું તેનું એક પુરૂં ફરજંદ. તેણે મારૂં નામ પેરીઝાનીસ યાને પરીઝાદ પાડયું અને મારા એ પેદરે મારી તનદરોસ્તી, સુખ તથા કેળવણી પાછળ કસી કચાસ રાખી નહી. એ પ્રમાણે પુર સુખવાસી જીંદગી મારી સોળ વરસની ઉમ્મર તુલીક મે ભોગવી. હું પુર લાડમાં ઉછરેલી· તેથી જે પણ ચીજનો મને શોખ થતો તે પુરી પાડવામાં આવતી. દુઃખ શું, તે હું મુદલ જાણતી નહી હતી. એક દીને ઝરૂખે બેસી હું અમારા બગીચાનો મહીમા તપાસતી હતી, તેટલાં રસ્તેથી પસાર થના એક ગબરૂ અને ખુબસુરત નવજવાન પર મારી નજર પડી. અમો બન્નેની નજર એક થઈ. આ શખ્સ મુસાફરીએ નીકળેલો તેહેરાન શેહેરમાં આવી લાગેલો હતો. તેનું નામ સુલેમાન હતું, જે અમીર બરગશ ઇબ્ને એયનીનનો ભત્રીજો થાય. ટુંક વખતમાં મારા પેદરને તથા એ સુલેમાનને દોસ્તી બાઝી. મારો પેદર ઘણીવેળા હમારાં મકાનમાં મેહમાન દાખલ સુલેમાનને લઈ આવતો: એટલે કુદરતી રીતે મારી સાથે તેને દોસ્તી થઇ. જેહાપના, ટુંકમાં કહું તો લયલા વ મજનુન અમે થયાં. રાત દીસ હુ તેનીજ યાદમાં મચી રહી. મારી ગુલામડીઓએ મારા પેદરને એ વીશે બાતમી આપી. આથી એ હાતમ દીલના પેદરે ઇગની ઔલાદની ભગરૂરી એક કોરે મેલી દઈ અમો વચ્ચે નેકાહ કરાવવા ગોઠવણ કીધી મોટી ધામધુમથી અમો નેકાહના પવીત્ર ગાંઠથી જોડાયા અને મારા પેદરે મારા ખાવીંદને રીત દાખલ મોટી પેહરામણી કીધી. હું પોતાને સારી ખલકતમાં સૌથી સુખી ઔરત ગણવા લાગી, મારો શોહર પણ મારાંજ મનને મલતો થતો.

"તારાં કરતા સુલેમાને પોતાને ઘણો નશીબવંત ગણવો જોઇએ" કલીફે ટીકા કીધી.

"આપ જેહાપનાનો એ વીચાર માટે ઉપકાર માનુ છુ" પરીઝાદે શરમાઇ જઇ ઉતર વાળ્યો

"બેટી ! તારી વાત આગલ ચલાવ" અલ-રશીદે જણાવ્યું "તારો કીસ્સો અત્યારમાજ રશથી ભરપુર લાગે છે."

"ત્યારે સાંભળો·"

એક વરસની મુદત તુલીક હું મારા ખાવીંદ ભેગી પુર સુખમાં રહી, જ્યારે મારો અસરાફ હાતમ દીલનો પેદર આ ફાની દુન્યામાંથી ઉઠગરી કરી ગયો. મારો ગમ ભુલાવવા મારા ખાવીંદે ઇરાન છોડી જવા જરૂરત વીચાર્યું· કાંઇ પણ મુસીબત વગર સારી ખલકતમા વખણાયલાં બાગદાદ શેહેર નજદીક અમો આવ્યાં અને મારા ખાવીંદના કાકા અમીર બરગશના એક

મકાનમાં હું મારા ખાવીદ ભેગી પુર સુખમાં રહેવા લાગી. અહી અમો એક વરસની મુદત તુલીક રહયાં, જેટલા વખતમા અમીર વારંવાર કીસ્તી મધે બેસી અમારી મુલાકાતે આવતો અને કાંઇ કાંઇ ભેટ સોગાદ કરતો.

ગઇ કાલે એકાએક તે મારાં મકાનમાં આવ્યો, જે વેળા મારો ખાવીંદ બાહેર ગયલો હતો અમીરે મને દીલાસો દઇ જણાવ્યુ કે સુલેમાન તેના ઘરમાં એકાએક આજારી પડયો હતો. આ સાંભળી હુ ગભરાઇ ગઇ અને બાહેર જવાનો પોશાક પેહરયા યા ઘુંઘટ નાખ્યા વગર હુ અમીર સાથે નીખાલસ પણે મારૂ મકાન છોડી ગઇ. આ વેળાએ અમારા નોકર નફરો મેજબાની ચાખવા બાહેર ગયલા હતાં. પણ પાછલથી જે બનાવ બન્યો તે પરથી મને શક જાય છે કે એ પણ અમીરના કાસ્તાનનુજ પરીણામ હોવુ જોઇએ.

મકાન છોડી એ લુચ્ચા અમીર સાથે કીસ્તીમાં બેસવા હું મારા બાગમાંથી પસાર થતી હતી, તેટલાં એક ઝાડીવાળી જગ્યાએ આવી પહોંચતાજ તેણે મારો હાથ પકડયો અને કહ્યુઃ "એટલી તકલીફ લેવાની કાંઇ જરૂર નથી. તારો શોહર તો એકાએક મરણ પામ્યો છે."

"બનેજ નહી!" મે બુમ પાડી "નહી, બનેજ નહી! મારે તરતજ એની મદદે જવુ જોઇએ."

"તારેથી એક દગલુ આગળ વધારો નહી" અમીરે મારો હાથ મજબુત પકડી ગુસ્સાથી કહયુ "સુલેમાનનો ખ્યાલ હવે તુ તદન તારાં દીલમાથી કાઢી નાખ. અને મુગી મુગી મારી સાથે નેકાહ કર સુલેમાન અત્યાર આગમચ પેલી દુન્યામાં પહોંચી ગયો છે. હુ તુને ચાહુ છુ, ચાહુ છુ. ઘણા મહીના થયા મારા મનમા તુજ પરી ભમ્યા કરતી હતી"

"બેશરમ! બેઇમાન! લ્યાન્તી કુત્તા!" હુ છેડાઇ પડી "મારૂ હૈયુ મને જણાવે છે કે મારો પ્યારો ખાવીદ જીવતો છે લેકીન, તુ કહે છે તેમજ ખુદા ન કરે ને હોય તો તેનો ખુની તુજ લુચ્ચો હોવો જોઇએ. તારો ખુની હાથ મારા હાથને પકડવાની કેમ હીમ્મત કરે છે? અરે! આજે મારા નોકર નફરો પણ નથી, લેકીન અલ્લાહ મારો નીગેહબાન છે. હાથ મુક, મુકે છે યા નહીં?" હુ નીરાધાર ખેચતાણ કરવા લાગી, પણ એ લુચ્ચો સામો ખડખડ હસવા લાગ્યો

"અમીર, જો સાભળ ત્યારે!" મે આખરે કહયુ "ઇમાનીઓના શાહની રૂબરૂ મુજ કમનશીબથી જવાઇ શકાશે નહી, એ હુ મારી પેઠે જાણુ છુ. હુ જાણુ છુ કે પોહરેગીરો વગેરે મને હાકી કાઢશે પણ શાહ જેવાજ સખી દીલના વઝીર જાફરને ત્યા હુ જરૂર ઇનસાફ માગવા જવાની. તેના દરવાજા હમેસા કમનશીબો માટે ખુલ્લા રહેછે. સાંભળ! હું મારાં મરહુમ પેદરના કસમ લઈ જણાવુ છું કે એ

તારી સઘળી લુચ્ચાઇ જરૂર જાફર વઝીર આગળ ઉઘાડી પાડી ઇનસાફ માગીશ: એટલે આખરે તારો ઇનસાફ ઇમાનીઓના શાહની રૂબરૂજ થવાનો. ઓ ખુની! મને જવા દે!"

"પણ અય શાહ! એ પછે મારા ખાવીંદના ખુનનો ખ્યાલ મારા મગજમાં પેવસ થયો. કમકમી હું બેશુધ્ધ થઇ એ લુચ્ચાના હાથમાં પડી. હું ધારૂં છું કે ઘણીવાર તુલીક હું એ હાલતમાં પડી રહેલી હોઇશ. મેં જ્યારે મારી ચશમ પાછી ઉઘાડી ત્યારે મેં પોતાને આ બાગેબેહસ્ત દીવાનખાનામાં આ દયાલુ ખુબસુરત બાનુઓની વચ્ચે સુતેલી જોઇ. આ સઘળી બાનુઓને મારી સારવાર કરતાં મેં દીઠાં, જે માટે હું તેમની પણ આભારી છું. મારા પ્યારા ખાવીંદનું શું થયું, તે હું જાણતી નથી. પણ ઓ રેહેમી શાહ!" પરીજાદ કલીફના પગ આગળ શુહણમંદીએ કાલાવાલા કરતી બોલી "એને તું શોધી કઢાવ. જો બની શકે તો મારે ખાતર એ કામ બજાવવા તારા અમલદારોને તાકીદ કર, અને એ લુચ્ચા અમીરને તેને લાયકની સજાએ પહોંચાડ!"

"ઉઠ! અય પરીજાદ, ઉઠ! ધીરજ ધર. જો સુલેમાન જીવતો હશે તો તુને સપોરદ કરવામાં આવશે. પણ એ જીવતો હોય યા નહી હોય, તોપણ માઅલ્લા! અમીરની ઘડી ભરની હૈયાતી નકકી થઇ છે." એટલુ બોલી ગુસ્સાખોર હારૂન હારમમાંથી બાહેર નીકળીને પોતાના ઓરડામાં ગયો અને વઝીરને બોલાવી કહયું: "જાફર! ગઇ રાતની તારી અટકલ તદ્દન ખરી હતી. અમીરના મકાન પરથી જપતી ઉઠાવી લેવાનો હુકમ આપવામા મે ભુલ કીધી હતી. અમીર પાછલ છુપા જાસુસો રાખવાનો તારો વીચાર દુરદેસ હતો. પણ ઘોલાયલાં દુધ પર વીલાપ કરવો ફોકટ છે. અમીર બરગશને બેડી ઠોકી તરતજ અહીં લાવવા કોટવાલને હુકમ ફરમાવ. તેની સાથે બીજા અમલદારોને પણ મોકલજે અને જો અમીરનો ભત્રીજો સુલેમાન મળે તો તેને બાઆબરૂથી અહીં લાવવા કહેજે."

જાફરે તરતજ બાહેર જઇ કલીફનો હુકમ અમલદારોને જાહેર કીધો, જેઓ તરતજ હુકમ બજાવવા મેહેલ છોડી ગયા, અને જાફર દરબારના બીજા અગત્યના કામોનો ફડચો કરવામાં રોકાયો.

કલાકેક પછી અમલદારો નીરાશ દેખાવે પાછા વલ્યા, અને જણાવ્યું કે અમીર તેમજ તેના ભત્રીજાનો પતો કહે મળતો નહી હતો. તેહેકીક કરતાં તેમને માલમ પડયું કે કલીફના હુકમથી જેની જપ્તી ઉઠાવી લેવામાં આવી તેવોજ અમીર બરગશ કીમ્મતી અવેજ લઇ પોતાના ગુલામો સાથે ઘોડેસ્વાર થઇ મકાન છોડી ગયો હતો અને

જણાવતો ગયો કે તેના ભત્રીજાની શોધમાં નામવર કલીફના હુકમથી તે જતો હતો. તે કયાં ગયો તે કોઇ જાણતું નહી હતું. તેના ભત્રીજા વીશે એ અમલદારોને એવી બાતમી મળી કે આગલે દીને છેલ્લાં તે પોતાનું ઘર છોડી અમીરના મકાનમાં જતો જણાયો હતો; પણ ત્યાર પછી શું થયું તે કોઇ જાણતું નહી હતું.

જાફરે તરતજ આ ખબર કલીફને પુગાડી, જે સાંભળતાંજ તે ક્રોધે ભરાયો અને બોલ્યો: "શું મારા અમલદારો એટલા બધા નબલા છે કે અમીર જેવાને પકડવાને અશકત છે? શું તેઓ સુલેમાનનો પતો પણ લાવી શકતા નથી! જાફર, તરતજ જઇ એ લુચ્ચા અમીરના મકાનને તારાજ કરાવ. એક ઈંટ યા પથ્થર પણ ખડો રહેવા પામે નહી. કાંઇ પણ કરી મુએલો યા જીવતો અમીર તથા તેના ભત્રીજાને મારી હજુરમાં લાવવાજ જોઇએ. હા, બે દીવસમાં તેમને અહીં હાજર કરવાજ જોઇએ. કોતવાલને તરતજ મારો એ પેગામ પુગાડ અને કેહવાડ કે જો એ બે દીવસમાં એ બન્નેને હાજર નહી કરશે તો તેના પોતાના શીરનો ખ્યાલ તેને કરવોજ જોઇએ! જાફર, તું પણ એ કામ પાછલ મંડી જા."

અલ–રશીદના ગુસ્સાથી જાફર ધ્રુજવા લાગ્યો. જ્યારે પણ કલીફ એવા જુસ્સામાં હોય ત્યારે કાંઇ નવું જુનું થઇ જતું. કલીફ હારૂનનો ગુસ્સો ગગનમાંની વીજળી સમાન હતો, જે કયારે તથા કોણ પર પડી તેને ભશમ કરી નાખશે તે કોઇપણ જાણી શકતું નહી હતું. સઘળાંઓ એવી વખ્તે ફકટ થરથર કાંપતાં અને અલ્લાહની પનાહ માગતાં.

બીચારો કોતવાલ! એક ફાંસીની ટેપ મારેલા શખ્સ પેઠે તેની હાલત હતી. સારે નશીબે જો ખુદા યારી આપે તો તેમ, નહીતર શીર છટકાઇ જવાનીજ ખોટી હતી. અમીર તેમજ તેના ભત્રીજા સુલેમાનને કયાં શોધવા જવું તેજ પેહલાં તો ગુચવાડા ભરેલો સવાલ હતો.

"નશીબમાં બનવાનું હશે તે બનશે. પેહેલાં હુ મારે ઘરે જઇ ઠીકઠાક તો કરી મેલુ, નહીતર મારા મુઆ બાદ મારાં કુટુંબનું કોણ જાણે શું થઇ જાય. બે દીવસમાં મારી અજલ નક્કી છે. વીશ લાખ આદમીના આ પોખાલ શેહેરમાં હું કયાં એ બે શખ્સોને શોધી કાઢું? એ તો રેતીના દાણા ઢુંડવા જેવી મસલ છે." કોટવાલ આ પ્રમાણે બડબડતો કચેરીમાંથી નીકળી પોતાને ઘરે જવા લાગયો. એકાએક તેને કાંઇ વીચાર સુજ્યો! "માસલ્લા! ઇમાનીઓના શાહનો એક હુકમ તો પેહેલાં બજાવુ! એમાં કાંઇ મુસીબત નથી." તરતજ તેણે ઘર તોડી પાડનારાઓની ટોલકીને બોલાવી અને અમીરના મકાન આગળ જઇ તેને તદન જમીનદોસ્ત કરી નાખ્યું. આ કામે

કેટલાક કલાક લીધા. હવે ફક્ત એકજ જાડી દેવાલ બાકી રહી હતી, જે એક બાજુથી તરતની ચણી લીધેલી જણાઈ. ચતુર કોતવાલને હવે જરા હીમ્મત આવી. "અહીં કાંઇ નવું જુતું બને ખરૂં! અલ્લાહ તારી મદદ! બેરાદરો! આ નવી દેવાલમાં પેહલ્લાં ગાબરૂં પાડો. જોઉ છું કેટલા વખતમાં તમે એ પાડી નાખો છો? શાબાશ! શબાશ! હવે સંભાળો! હમણાજ એ પડશે. પણ ભીંતમાં આ નાની ઓરડી જેવું શું? અલ્લાહ અકબર! એક હૈયાત આદમ! ચાલો, એને વઝીર સાહેબ આગળ લઇ આવો."

જાફર વઝ.ર હજુર ભીંતમાંના આ શખ્સને તરતજ લઇ જવામાં આવ્યો, જે થોડેક દુર બેઠેલો હતો. તેહેકીક કરતાં જાફરને જણાયું કે જેની શોધમાં તેઓ સઘળા હતા તે એ શખ્સ યાને અમીરનો ભત્રીજો સુલેમાન પોતે હતો. સવાલ કરતા જણાયું કે તેના કાકાએ તેને ગુલામો પાસે પકડાવી એ રવેસે પુર્યો હતો. પણ શા સબબ સર, તે પોતે જાણતો નહી હતો.

"તમો મધળાઓનો હું મોટો આભાર માનું છું. પણ હવે મને મારાં મકાને પાછો ફરવા દેવો, નહીતર મારી પ્યારી મોહોરદાર કોણ જાણે કેવી ચીતા કરતી હશે?"

પણ સુલેમાનની આ અરજ કબુલ નહી રાખતાં સર્વે ખુશાલી વચ્ચે તેને મેહેલમાં હારૂન હજુર લઇ ગયા, જે સુલેમાનના મુખથી વાત સાંભળી અમીર પર વધુ કફા થઇ ગયો અને તેણે અમીર બરગદને જીવતો યા મુએલો પકડી લાગવા પાછી સખત તાકીદ કીધી.

ત્યાર પછી સુલેમાનને ઝનાનખાનામાં લઇ જવા જાફરને હુકમ કીધો, જે તેને હારમ આગળ લઇ જઇ બારણા વાટે અંદર જવા કહી ત્યાંથી ચાલી ગયો.

બન્ને દીલદારોને એક બીજાંને પાછાં જીવતાં જોવાની ખુસાલીનો ખ્યાલ કરવાનું વાંચનાર પરજ છોડી દઇશું. પરીજાદે પોતાના ખાવીંદને સઘળી કેફીયતથી જાણીતો કીધો, જ્યારે સુલેમાને પોતા પર ગુજરેલો સીતમ કહી સંભળાવયો. ઝનાનખાનાની બાનુઓ પણ આ હેવાલ સાંભળી ઘણી અજબ થઇ અને આખરે બન્ને ખાવીંદ જોરૂ જીવતાં જાગતા એક બીજાને મળવાં તેની ખુશાલીમાં તેઓએ તે દીવસ રંગરાગમાં પસાર કીધો.

પણ હવે આપણે પાછા કોતવાલ તરફ આપણી ચશમનો ઘોડો ડપટાવ્યો.

કુદરતી રીતે અમીરને ધાસ્તી લાગ્યાથી અને સુલેમાનનો પત્તો આખમ નહી પડવાની ઇચ્છાથી એ વીશે જાણદાર મધળા ગુલામોને લઇ અમીર હથીયારબધ થઇ શેહેર છોડી ગયો.

પરીજા'ની હૈયાતીની બીના છુપીજ રાખવામાં આવી હતી. માટે અમીર શા સારૂ નાસી ગયો તે કોતવાલ પણ સમજી શકયો નહી. "હારૂનના કદાચ

જાણીતા ક્રાંતાનુ પરીણામ તો નહી હોય?" કોતવાલ મનસે વીચારતો. "પણ મને તો એ અમીરને કાંઇપણ રવેસે પકડવોજ જોઇએ. નહીતર જીવ જવાનો સોડો છે. અલ્લાહ પનાહ રાખે આ નોકરીને! એમાં ખુબ કમાવાનુ છે તેમ જોખમ પણ જબરો છે! સબર, ઠીક વીચાર આવ્યો! શેહેરમા ઢાલી પીટાવનારાઓને છોડી મુકુ અને ઢંઢેરો પીટાવુ કે જે કોઇ અમીર બરગશ ઇબ્ને એયનીનને જીવતો પકડવા સબધી માહીતી આપશે તેને બે હજાર અસરફીયા તથા જે કોઇ એને લાવી આપશે તેને એક હજાર દીનાર આપવામાં આવશે."

ઉપલી મતલબનો ઢંઢેરો ઘણા થોડા વખતમાં આખા બાગદાદ શેહેર તથા તેની આસપાસના ગામોમાં પીટાવવામાં આવ્યો. પણ કોટવાલના સારાં નશીબે એની જોઇતી અસર થઇ. સબબ, થોડા કલાકમા એક ખીદમતગારે આવી કોટવાલને ખબર કીધી કે "એક આદમી દરવાજા આગળ ઉભો છે, જે તમો સાહેબ સાથેજ વાત કરવા માગે છે"

કોતવાલ ચેતી ગયો કે કદાચ અમીરનો એકાદ ગુલામ હશે તેથી તરતજ તેને અંદર લાવવા હુકમ કીધો. પેલા મરદે આવી જણાવ્યુ "જનાબ! અમીર બરગશ કયા છે તે હુ જાણુ છુ. લેકીન, મને કાંઇ પણ ઇજા કરવામાં નહી આવે તેની કબુલાત આપ જનાબે મને આપવી જોઇએ"

"બે શરમ ગુલામડા! અતર ઘડી જે હોય તે બોલી દે!" કોતવાલે ઉશકેરાઇ કહ્યુ "નહીતર આ ઘડી તારૂ શીર જમીન પર રગડોલાશે"

"પણ જનાબે આલી!" કોતવાલના ગુસ્સાથી કાપતો મુલાકાતી બોલ્યો "જરા ધીરજ ધરો અને મારૂ સાભળો પણ તે અગાઉ મને કબુલાત મળીજ જોઇએ"

કોતવાલ આથી વધુ ઉશકેરાયો, પણ કરે શુ? તે પોતે સકજામા આવેલો હતો

"અય ગુલામ! જો તે કાંઇ પણ ગુનાહ કીધો હશે તો તે માફ છે બોલ હવે એકદમ!"

"આપ જનાબનો હુ બેહદ ઉપકાર માનુ છુ. સુણયેજી ગઇ કાલે કલીફની દરબારમાથી મારો શેઠ પાછો આવ્યો અને મે જોયુ કે તેજ વેળા મકાનપરથી જપતી ઉઠાવી લેવામા આવી નામવર અલ-રશીદના અમલદારો ગયા કેડે અમીર સાહેબે ઝરઝવાહીર તથા રોકડ એકઠુ કીધુ અને અમો ગુલામોને મુસાફરી માટે તઇયાર રહેવાને હુકમ ફરમાવ્યો ત્યાર પછી એક વેપારી સાથે તે ખાનગી વાતચીતમા ગુંથાયો જેના પરીણામમા અમીર પોતે પણ સોદાગરના પોશાકમા સજ થયો અને અમે સઘળા ગુલામો ભેગા એકેક કલાક પછી બાગદાદ શેહેર છોડી જતી કારવાન સાથે જોડાયા ખાનગી તેહકીક કરતા જણાયુ કે અમો સઘળા ઈરાન દેશ જવાના હતા, પણ

થોડા કલાક પછી રસ્તામાં આપ કોતવાલ સાહેબનો ઢંઢેરો મારા સાંભળવામ આવ્યો : જેથી ઇનામની લાલચે ઠાપ આપી હું અહીં આપ ઝનાબ હજુર નાસી આવ્યો છું. પણ હું કરગરીને અરજ—"

"મુંગો રહે ! જો અમીર નાસી જશે તો તો—" કોતવાલ દાંત પીસ્તો ઓરડામાંથી બાહેર નીકળ્યો. એક અમલદારને બોલાવી સખ્તાં હુકમ કીધો કે તરતજ ઝડપી ચાલનાં અરપોપર ચોવીશેક હથ્યારબંધ પોહોરેગીરોની ટુકડી સ્વાર કરી પેલા મુલાકાતી સાથે વનજારની શોધમાં જાય અને અમીરને જીવતો યા મુએલો લઇ આવે.

કલાકેકના અરસામાં તો જોરેમંદ આદમીઓની એક ટુકડી વીજ-લીક ઝડપે બાગદાદ શેહેર છોડી જતી રાહદારીઓને જણાઇ. એઓ બેધડક ઘોડા ડપટાવવા લાગ્યા. કારવાન જો કે તેમની ઘણી અગાડી નીકળી ગઇ હતી, તોપણ હમેસાં ધીમે કદમે જતી હતી : તેથી આખરે આ હથ્યારબંધ ટુકડીને અમીરની ટોલકી દુરથી માલમ પડી. અમીર પણ બેધડક તેમની સામે ધસી આવતી આ ટુકડીને દુરથી જોઇને ચેતી ગયો : જેથી બચવા માટે પોતાના તેજી ઘોડાને એડ મારી આગળ નીકળી જવા તેણે કોશેશ કીધી. હવે જાણે ઘોડાની સરત રમાઇ. જીવ સટોસટનો સવાલ થઈ ગયો. લેકીન, આખરે પવનની ચાલના ઘોડાઓ પોતાના હથ્યારબંધ સ્વારોને લઇ અમીરની લગોલગ જઇ પુગ્યા. કારવાનમાં ઘોંઘાટ તથા ગડબડ થઇ રહી. સઘળાંઓ જેમ ગમે તેમ વીખરાઇ જવા ફાંફાં મારવા લાગ્યાં; કોઇને એનો કસો સબબ માલમ પડયો નહી. આ ગડબડનો લાભ લઇ એકદમ નાસી જવા લુચ્ચા અમીરે તેણે ઘોડાને એડ મારી, પણ ટુકડીનો વડો તેની એ હીલચાલ પામી ગયો : જેથી તેણે તરતજ અમીરના ઘોડા પર આબાદ નેમ ટાંકી તીરથી ઘાયલ કીધો. ઘોડો તરતજ ભોંયે પછડાયો : આ જોઇ અમીર મ્યાંનમાથી શમશેર બાહેર કાઢી લડવા તૈયાર ઉભો. પણ તેની એ કોશીશ ફોકટ ગઇ. હથ્યારબંધ ટુકડીએ તેને જીવતો બધી-વાન કીધો. અમીરને બાંધી રૂંધીને પાછા ઉતાવળી ઝડપે બાગદાદ લઇ જવા તેઓએ ચાલુ મુકયું. હવેજ કારવાનને એનો સબબ જણાયો. થોડા વખતમાં પાછી સાંતી ફેલાઇ, અને વનજાર પોતાની ધારેલી મુસાફરીએ આગળ વધી.

બાગદાદ આવતાંજ કોતવાલે તરતજ જાફર વઝીર આગળ અમીરને ખડો કીધો, જેણે એ સઘળાઓને નામવર હારૂન હજુર ઊભા કીધા, દરબાર પણ તે વેળાએ બરાબરીજ હતી. અમીર બરગશને જોતાંજ કલીફે કહયું :

"અમીર! તેં તારા એલકાબને કલંક લગાડયો છે. તું ત્રણ મોટા વાંકમાં આવ્યો છે. એક તો તારા બેશીની પરણેતરનો જાન લેવા જેવું તારૂં કામ, બીજું તારા એ બેશીને નાહક રીબાવી મારવાની ચલન અને ત્રીજે ખુદ મને પોતાને ઉલઠાપ આપવાનો વાંક, એ ત્રણે માટે મોત સીવાય બીજી કોઇ શીક્ષા લાયક નથી. તારો એલકાબ તથા તારી સઘળી મીલકત છીનવી લઇ હું તારા ભત્રીજા સુલેમાનને આપવા હુકમ કરૂં છું. બીજી શીક્ષા એ ફરમાવું છુ કે તુને ઉંટની પુંછડીભણી મ્હોં રાખી બેસાડી આખાં બાગદાદ શેહેરમાં ફેરવે અને પછી તારૂં શીર છટકાવી નાખે. મસરૂર! એને અહીંથી હાંકી કાઢ!"

હારૂનના હુકમ મુજબ હબસી જલ્લાદ મસરૂર અમીર બરગયને બાહેર લઇ ગયો અને એ નામવરના હુકમ મુજબ અમીરને શેહેરમા ફેરવી તેનુ ડોકુ બદનથી છુટુ ઉરાડી મેળવામા આવ્યુ. આ મુજબ અમીરે પોતાના કરતુકનુ ફળ ચાખ્યુ, અને એ મુજબ પરીજાદની કહાણીનો છેડો આવ્યો

અચાજ સોદાગરની મફાઈ

કલીફ હારૂન અલ-રશીદ પોતાના જમાનામા આખી દુન્યામા મશહુર થયથો માટે દેશેદેશના ભનભલા કારીગરો, ઓલમાઓ, ગાનારીઓ, ગવૈયાઓ, યત્રશાસ્ત્રીઓ, ફળફલાદી વેચનારાઓ, ઝવેરીઓ, લોડી યા ગુલામ વેચનારાઓ, નીઓ, કથાશાસ્ત્રીઓ, વગેરે ફીરસ્ઓ તેની દરબારમા હાજર થતા અને ઘણુ ખરૂ ખીસો તર કરી પોતાને વતન પાછા ફરતા હતા. પણ એ સઘળાઓને પડતા મેલી એક યત્ર વાશે આપણે બોલીશુ એ ભીતરબીન યત્ર એ શાહે દશ હજાર અશરફીએ એક યત્રશાસ્ત્રી પાસેથી વેચાતુ લીધુ હતુ. તેની ખુબી એકે બધ પેટારાઓ વગેરેમા શુ હતુ તે જણાઇ આવતુ, એટનુ જ નહી પણ એ યત્રનો જે પવે ઉપયોગ કરવામા આવતો તે પવે મકાનની અદર શુ થતુ હતુ તે દીવાલોની આરપારથી જણાઇ આવતુ હતુ. વેચનાર કારીગરે ફકટ એક સરતે દશ હજાર સોનાની અશરફી લઇ એ યત્ર વેચ્યુ હતુ તે એકે ખુદ નામવર કલીફ સીવાય બીજા કોઇએ એ યત્ર વાપરવું નહી. એ ભીતરબીનનુ કદ સાધારણ દુરબીન જેવુ હતુ હમેસના રેવાજ મુજબ સોનાના સીક્કા અપાવી એ યત્ર ખજાનાદારને ખાસ તાકીદ કરી તેને હસ્તક રાખવાનો નામવર કલીફે હુકમ કીધો હતો.

રાજખટલા અને બીજી ગડબડોમા કલીફ એ યત્ર લગભગ વીસરી ગયો, તે એક વરસ રહી એક સાજે તેને તે યાદ આવી ગયુ.

"જાફર!" કલીફ હારૂને પોતાના વડા વઝીરને કહયુ "આસરે વરસેક પર જે ભીતરબીન યત્ર ખરીદયુ હતુ, તે તુને યાદ છે?"

"હા, નામવર ! જો હું ભુલતો નહી હોઉં તો આપ જેહાંપનાએ હમેસની ઉદારતાથી તે યંત્રશાસ્ત્રીને નેહાલ કીધો હતો. હું ધારૂં છું કે દશ હજાર અશ્રફી આપ શાહે એનાયત કીધી હતી."

"હા ! એ બીતરબીનની તાસીર આજે હું તપાસી જોવા માંગુ છું."

"જેવો જેહાંપનાનો હુકમ."

થોડી વારમાં જાફરે એ યંત્ર હાજર કીધું.

"આજે અરધા કલાકમાં આપણે શેહેર ચર્ચા જોવા નીકળીશું: માટે તુ તથા મસરૂર વેપારી પોશાકમાં હાજર થજે.

હારૂનના ફરમાવ્યા મુજબ જાફર અને મસરૂર વખતસર હાજર થયા, અને એ ત્રણેની ટોલકી મેહેલનાં એક છુપાં બારણાં વાટે બાહેર નીસરી. તરતજ મસરૂર રેવાજ મુજબ છોડેક છેટે પાછળ પડયો.

થોડુક ચાલ્યા બાદ કલીફે છુપાવેલી બીનરબીન હાથમાં લીધી અને મકાનોની સંગીન માફ દીવાલો ભણી જોવા લાગ્યો, તો દરેક મકાન જાણે કાચનું બાંધ્યુ હોય તેમ એ બીતરબીન મારફતે કલીફને અંદરનો મામલો જણાવા લાગ્યો.

"માસાલા ! દશ હજાર અશ્રફી કુચ બીસાડમાં નથી." હારૂન બોલ્યો

"નામવર ખુશી તો બંદો ખુશી." જાફરે જણાવ્યું; પણ જાફરને હવે ચટપટ લાગી કલીફ ઘણાજ ધ્યાનથી ખાલી દીવાલો પર બીતરબીન ટાંકી ચુપચુપ જોતો હતો અને કોઇ વેળા તેના ચેહેરા પર ખુશાલી તો કોઈ વાર ચીરડાત પ્રગટી નીકળતો જાફર જોતો હતો. કલીફ હવે એક પણ શબ્દ બોલતો નહી, અને ચુપચુપ ચાલવા જાફરને મુશ્કલ પસંદ પડતું નહી.

બીતરબીન દીવાલ ભણી ફેરવતાંજ કલીફ એકાદ ઓરડામાં ત્રણ ચાર માણસોને વાતચીત કરતો જોતો, તો કોઇ ઓરડામાં ઝનાનખાનાની નાજનીનો એક બીજા સાથે ખુશ મશકેરીઓ કરતી જણાતી, તો વળી કોઈ ઠેકાણે શરાબબાજી ખુબ બાહારમાં પીની નીકળેલી માલમ પડતી. કેટલાક ઓરડાઓમા મીઠાઇઓ અને શરબતોનો ઉપયોગ થતો દેખાતો તો કેટલેક ઠેકાણે ગુશ્લખાના ઘુંઘટ વગરની નાજનીનો વધુ ખુબસુરત દેખાવા મરોડદાર રીતે બાલ હોરતી યા આંખ પર કાજલ લગાડતી યા સોલે સંગાર થતી જણાતી. કોઇ વખતે બાવરચીખાનામા બાવરચીઓ રાંધતા યા ગપ્પાં મારતા વા એક બીજાની મશકેરી મજાક કરતા જણાતા, તો પકાવામાં ગેફાઇ ગયલા વડા બાવરચીને ચીડી યા મજાક કરી તેનો ઠોલ્યો ઘરાક હસતો જતો એકાદ રસોઇખાનામાં જણાતો હતો. તો વળી કોઈ બપધાર તોલકી કાંઇ પ્રપંચ રમતી દેખાતી હતી.

કલીફ હારૂન આવા દેખાવો પેથી બીતરખાનની મદદથી ગુપચુપ જોતો આગળ વધતો હતો. જાફરના પેટમાં તો આડાં અને અવળાં થતા હતાં. વાતચીત કર્યા વગર તેનો જીવ ઉપર આવી ગયો હતો આખરે બાહેરથી કંગાલ દેખાતા મકાન આગળ કલીફ ચાલતો ઉભો રહી ગયો અને બીતરખાનની મદદથી મકાનની અંદર બારીકાઇ તથા ધ્યાનથી જોવા લાગ્યો. જે ઠેકાણે તે ઉભો હતો તેની સામી બાજુની દીવાલમાં બે ત્રણ નાના નાકાં પડેલાં જોયા કે જાફરને ઇસારત કરી તે બાજુએ ગયો. આ જગ્યા છુપાના લાયક તેને જણાઇ અને કદાચ એજ મનલબ મર એ ઠેકાણે નાનાં બાકોરાં પાડેલા હોય કલીફે ઇસારત કરી જાફરને એક બાકોરાં વાટે અંદર જોવા કહ્યું અને પોતે પણ મશગુલ થયો.

બન્નેએ જોયુ કે ઓરડો મોટો હતો, પણ મેજ પર ફકટ એક બતી મેલેલી હતી, જે ઓરડાને ઝાંખી રોશનીથી દીપાવતી હતી. ઓરડાની એક બાજુએ જે ગમે તે રીતે બંડલો પડેલા હતા, અને બારણા તરફ મ્હોં કરી મેજની નજદીક એક ઉંચી બેઠક પર એક બુજરગ જેવો શખ્સ બેઠેલો હતો, જેના દેખાવે બાહોશ કલીફ અને જાફર પર સારી અસર કીધી નહી તેના માથા પર બેદરકારપણે પેહેરેલી સાધારણ હલકી કીમતની પઘડી હતી, અને આંખો પર ઝાંખી બતીની બતીનુ અજવાનુ વકીક ન પડે તેને માટે ઓડો મુકેલો હતો પોશાક તદ્દન સાદો હતો અને પઘડી સાથ સરખાવતા સાફ જણાતો, પણ મુખ્ય કરી કલીફનુ ધ્યાન જે એ ચ્યુ તે તેના ઘાટદાર અને નાના હાથો હતો, જેની આંગળીઓ પર ભપકાદાર અને તેજસ્વી વીંટીઓ બતીના અજવાળાથી ઝમક ઝમક થતી હતી

ઓરડાની અંદર ઉઘાડા બારણાવાલી એક કબાટ મેલેલી હતી, જેનુ બારણુ ઓરડાના બારણા સામેજ હતુ આ કબાટમા એક બાંકો ખુધો ગુલામડો બેઠેલો હતો એ મુગા ખુધાને કલીફે તરતજ પીછાણ્યો અગાઉ એ ગુલામ મસરૂરના હાથ હેઠળ હતો, પણ કાઇ વાંક સર જ્યારે તેને શીક્ષા કરવા મસરૂરે ઠરાવ્યુ ત્યારે તે પોબારા ગણી ગયો હતો, અને પત્તો મળતો નહી હતો એ મુગા ખુધાને આ મકાનમા જોનાથી કલીફ અને જાફરની જીગ્નાસા બેવડી ઉસ્કેરાઇ અને ઓરડાના માલીકની હીલચાલ પર આતુરતાથી ધ્યાન આપવા લાગ્યા મુગા ખુધાની નજર ઓરડાના બારણા પરજ ઠેરવેલી હતી

એજ પલમા બારણા બાહેર કોઇના પગના સમજાયા આખરે બારણુ કોઇએ ઠોકયુ. ખુધો તરતજ ઉઠયો અને એકજ શબ્દ દાખલ થાય તેટનુ બારણુ ઉઘાડી ગયી સાથના એક શખ્સને અંદર લઇ બારણુ પાછુ તરતજ બધ કરી દીધુ. નવા આવનારે બંડલ મેજપર મેલી, તે ખોલીને તેમાના કીમ્મતી

કપડાંના કટકા અને જવાહેર ઓરડાના માલીકને દેખાડી ગથી પાછી બાંધી, અને ઓરડામાં પડેલાં બીજાં બંડલો ભેગી તે મેલી.

હાલચાલ કર્યા વગર અને બોલ્યા વગર બુઢો, જે અત્યાર સુધી ચુપ બેઠો હતો, તેણે પૈસાની ચોકકસ રકમ ગણીને નવા આવનાર શખ્સ આગલ ગુપચુપ મેલી, જે પેલો એક પણ શબ્દ બોલ્યા વગર ઉપાડી ચાલ્યો તેના ગયા કેડે ખુંધાએ પાછું બારણું બંધ કીધું. વળી પાછી થોડીક પલ પસાર થઇ કે આગલજ માફક એક બીજા શખ્સને દાખલ કરવામાં આવ્યો, અને ઉપર મુજબજ પૈસા લઇ ચાલતો થયો. એ મુજબ આસરે અરધી દજન શખ્સો આવ્યા તથા ગ્યા. આપ લેનુ એ કામ તદ્દન ચુપકીદી વચ્ચેજ લેકીન એકજ ધોરણે કરવામા આવતું ખલીફ અને જાફરને જણાયુ. જો કોઇ ઘરાક ઓરડામાં હોય અને તેટલાં કોઇ બીજો બાહેરથી બારણુ ઠોકે તો તેની કસી ખબર લેવામાં આવતી નહી હતી; અને બીજો શખ્સ સમજી જઇ બાહેર ઠોભતો. ઓરડામાં ફકત એકજ ઘરાકને દાખલ કરવાની અને એકજ સરખી ઢપે ગુપચુપ આપ લે કરવાની રીત ખલીફને ઘણી નવાઇ જેવી લાગી. ભાવના બાબમાં કદી પણ ખેચતાણ થતી નહી. ખલીફ તેમજ જાફર ચેતી ગયા કે ચોરેલો માલ વેચવા સાટવાનુ એ ધામ હતુ, જ્યાં શેહેરના અડગ ચોરો તફડાવેલો માલ આસાનીથી વેચી શકતા હતા. એમા કોણ કોણ સામેલ હતા તેની વધુ તેહેકીક કરવા વલતે દીને તથા ત્યાર પછીના દીનમોએ બારીક નજર રાખવાના મરાદાથી જાફરને ઇમારત કરી ખલીફ ત્યાથી નીકલી ચાલ્યો. તે થોડેક છેટે ગયો નહી, તેટલા ચીડેહાલ એક ભીક્ષુક ભીખ માગતો ખલીફ આગળ આવ્યો; હારને એક દીરહમ આપ્યો અને તેને જોતો ઉભો ભીક્ષુક એક બીરમાર કંગાલ મકાનમાં દાખલ થયો, જે મકાન પેલી ચોર-બઝારની પછવાડેની ગલીમાં, પણ તેની દીવાલની અડોઅડ, આવેલુ હતું.

ખલીફે બીસ્તરમીન હાથમાં લીધી અને પેલાં ભીક્ષુકના મકાનમાં જોયુ. એક નાના લગભગ ખાલી ઓરડાના એક ખુણામા ફાટેલાં કપડાં અને દોરીઓથી બનેલી એક ખાટલી તેને માલમ પડી, જેની પર કદાચ ભીક્ષુક આરામ લેતો હોવો જોઇએ.

જોયું. " હવે એ આખા દીવસની હેજગારી પછી સુઇ જાય છે. ખરેખર ! આજ રાતે ચોરો, બીક્ષુક અને કંજુસ સાથે ઠીક મુલાકાત થઇ."

ગલીઓ હવે સુનસામ થઇ ગઇ હતી. પણ આપણા બન્ને વેપારીઓ (ફલીફ તથા જાફર) સેજ દુર ગયા નહી, તેટલાં રોશનીવાલાં એક મકાનમાંથી ખુશ તોલ ટપ્પા બાહેર સંભલાયા, અને સ્વાદીસ્ત વાનીઓનો પમરાત બન્ને ભુખ્યા વેપારીઓના નશકોરામાં પેવસ થયો.

" જાફરા હાકી પણ ગયા છીએ; ઠોક બારણું ! " ફલીફે ફરમાવ્યું.

એક હબસી ગુલામે બારણું ઊઘાડયું.

" માલીકને કહે કે શેહેરથી અંજાણ બે મુસાફર સોદાગર રસ્તો ભુલી અહીં આવી લાગ્યા છે અને મુસાફરી-પરવરીની આશા રાખે છે."

" ખુશીસે ! " ગુલામે પાછો ફરી બારણું ઉઘાડી કહ્યું. તે તેમને અંદરના દીવાનખાનામાં લઇ ગયો, જે રોશનીથી ભભુકદાર બન્નેને જણાયું. દીવાનખાનામાં રંગીલાઓની એક ટોલકી ખુશ મીજાજથી ટહેર કરતી બેસીને સ્વાદીસ્ત પકવાનો પર હાથ મારતી હતી. શરાબની જામો પણ પડેલી હતી, જેને ટોલકી સારો જેવો ઇનસાફ આપતી હતી.

ટોલકીમાંના એક જવાન ગબરૂ દેખાવના અને કાલી ભમ્મર આંખપો-વાલા એક શખસે આવકાર આપ્યો : " ભલે પધાર્યા અય અંજાણ મુસાફર બેરાદરો ! સઘળી જંજાલ ભુલી જાવો અને બે ઘડી રમુજ મેળવી અમોને ખુશાલ કરો ! મકાન, પકવાન અને શરાબ પણ તમારાજ સમજજો ! "

આવકાર દેનાર શખસ ફલીફને તે ટોલકીનો સાકીમે ખાન યાને મીહ-માનદાર દીસ્યો. ટોલકીને સલામ અલેકુમ કર્યા પછી ફલીફ અને જાફર હમેસની રીત મુજબ સેજ વખતમાં તેમની સથે મળી ગયા અને ખાના પર સારો જેવો હાથ મારવા લાગ્યા. ખાનું પીનું ખતમ થતાં સરબતનું પ્યાલુ હાથમાં ધરી ફલીફ બોલ્યોઃ 'શરીફો ! આજે તમોએ અમો બન્ને તરાહીન મુસાફરોને જે આવકાર આપ્યો છે તે માટે તમારા બહુ હેશાનમંદ થયા છઇએ. અલ્લાહ તમો સઘળાઓને જ્યાદા તંદરોસ્તી અને દોલત બક્ષે ! પણ જો અમે ભુલતા નહી હોઇએ તો અમો અહીં દાખલ થયા ત્યારે તમારામાંનો એક બેરાદર પોતાનો રંગીલો હેવાલ કેહેતો હતો, તે જો શરૂ કરે તો અમો બહુ ખુશી થઇશું."

" અય મુસાફર બેરાદરો " મેહમાને ઉત્તર વાલ્યો " તમારી અટકલ ખરી છે. બે ત્રણ દીન થયાં અમોએ વારા ફરતી અમારો પોતીકો હેવાલ કેહેવા ઠરાવ્યું છે, અને જ્યારે આપ બેરાદરો દાખલ થયા ત્યારે સાતમાંનો હેવાલ તમામ થયો હતો, જેથી ખુશ ટોલ ટપ્પામાં સરેહ થતી હતી. હવે બાકી રહયા છે ત્રણ બેરાદરો ! એક હું, બીજો મુરાદ અસાદ અને ત્રીજો

હમદ અલ ફ્ઝારી! હું ઇચ્છું છું કે હમદ હવે પોતાનો હેવાલ શરૂ કરે તો ઠીક."

ટોળકીના મર્વે જણા મેહેમાન અયાઝના મતને મળતા થયા; જેથી અલ-ફ્ઝારીના બેટા હમદે નીચે પ્રમાણે પોતાનો હેવાલ શરૂ કીધો:

અય રફીકો! હું અલ-ફ્ઝારીનું ફરજંદ છું. મેં ઘણાક દેશો જોયા છે અને તે સબબે પુસ્કળ કસ્ની વેઠી છે; લેકીન એ સઘળામાં એક બનાવથી હું ઘણો હેરાન અને પશેમાન થયો છું; જે હું તમો બેરાદરોને કહી સંભળાવું છું.

એક વખ્ત આખી રાત હું જાગૃત પડી રહયો. કેમે કરતાં મને ઉંઘ આવે નહી અને રાત પણ નીકે નહી. આખરે પ્હોર ફાટયો. હું તરતજ બીછાના પરથી ઉઠયો, અને દાતન પાણી કર્યા કેડે મારે ખભે તલવાર ઝુલી અને હાથમાં ભાલો પકડી ઘોડેસ્વાર થઇ બાહેર નીસર્યો. રસ્તામાં મને શેકારીઓની એક ટોળકી મળી, જેઓએ મને સલામ કરી હુ કયાં જતો હતો તે પુછયુ.

"શીકાર ગાહ આજે મારૂં વતન છે." મેં ઉતર વાલ્યો.

' ત્યારે તો જો તુને વાંધો નહી હોય તો આપણે સાથેજ ફરીએ."

અને અમો સર્વ સાથે શીકારની શોધમાં ફરવા લાગ્યા તો મામલ્લા! એક શુત્રમૃગ ભરકીને ઉઠયુ અને અમે તેની પુઠ પકડી. પણ એ શહામૃગ પોતાની બન્ને પાખ્યો પોહોલી કરી અમારી આગલ ને આગલ વીજલી પેઠે દોડવા લાગ્યું. અમો પણ વીચાર કર્યા વગર તેની પુઠે જે ઘોડા દોડાવ્યા કીધા તે છેક એક ફાની ગીચ જંગલની હદ આગલ અસ્પ અટકાવ્યા, સબબ સાંપ, જીન અને રાક્ષસોથી વસાયલાં દાખલ જાણીનાં થયલાં એ પાણી વગરનાં જંગલમાં શાહમૃગ ગુમ થયુ હતુ. એ શહામૃગ જમીનમાં ગેપ થયું યા આસમાન પર ઉડી ગયુ, તે અમે જાણી શકયા નહી. નીરાશ થઇ અમોએ અમારા થાકેલા ઘોડા પાછા ફેરવ્યા, પણ ઉજડ મેદાનમાં આફતાબે એવી તો ગરમી તે વેલા ફેલાની દીધી હતી અને અમોને પાણીની પ્યાસ એટલી તો સખ્ત લાગી હતી કે અજલ નજદીક આવેલી અમો સર્વ ધારવા લાગ્યા. અમારી હાળત આ મુજબ હતી, તેટલાં ઘણી ખુશાલી વચ્ચે અમે ઠેઠ દુર શહડાબ યાને ઘાસવાલી જમીન જોવું જોયું. વચ્ચમા એક તબુ ઠોકેલો હતો, જેની નજદીક એક ઘોડાને બાગડોરે બાંધેલો હતો અને ખોસેલા એક બાલાના મઠાળાં પર સુર્યના કીરણો ચમકતાં હતા. એ એક શેખનો તંબુ હતો. અમોને પાછી હીમ્મત આવી. પેલી બીનાં-સવાલી જમીન તરફ જવા અમારાં અસપોના મ્હોં અમોએ ફેરવ્યાં. આખરે અમો સઘળા તે ખુશકારક જગ્યે જઇ લાગ્યા. ઝરામાંથી પાણી પી અમો તાજેતાજ થયા અને ઘોડાઓની પણ તરસ છીપાવી. પણ તબુમાનો રાહધાત

જોવા મારી બેવકુફીભરેલી જીજ્ઞાસા ઉશ્કેરાઇ. હું તેનાં બારણા આગળ ગયો તો ત્યાં મેં એક જવાન શખ્સને દીઠો, જેના જમણા હાથપર પતલી કમ્મરની એક નાજનીન બેઠેલી હતી. તેણીને જોતાંજ આસકના દેવે મારો કબજો લીધો. મે પેલા નવજવાન શખસને સલામ કીધી જેનો તેણે તેવીજ રીતે ઉતર વાલ્યો.

"અય મારા ભાઇ! તું કોણ છે અને આ ચેહેરનમુન નાજનીન તારૂં શુ સગપણ ધરાવે છે?"

(વાચનારને અહીં જણાવવું જોઇએ કે એ મુજબ પારકા ધણીને પુછવામાં અરબો કાંઇ પણ નામુનાસેબ ધારતા નથી.)

"પેહેલાં તુ મને જણાવ કે તુ કોણછે?" નવજવાને માથે હાથ ટેકવી થોડી વાર વીચાર કરી જણાવ્યુ. "અને તારી સાથે આ સઘળા ઘોડેસ્વારો કોણ?"

"હું પહેલવાન અલ–ફઝારીનો બેટા હમદ છુ. મારા પેદર વીશે કદાચ તેં સાંભલયુ પણ હશે. આજ સહવારના શીકારે અમો નીકળ્યા અને પ્યાસથી આજેજ થયા. આથી આ તબુ તરફ મે મારાં કદમ ફેરવ્યાં, એવી આશાએ કે આબથી મારી તરસ છીપાઉ."

જ્યારે તેણે મારાં મુખથી એ મુજબ સાંભળ્યુ કે તેણે પરી ચેહેર તરફ ફરીને કહયુ "આ મીહમાન આગળ પાણી ખોરાક હાજર કરવો જોઇએ."

તેણી એ સાભળી તરતજ ઉઠી પોશાક સરખો કરતા સોનાની બાગડીઓ ખણખણી અને તેણીના લાબા પેચદાર જુલફોથી આતી આવતા ઠોકડ ખાતી સેજમા બચી. થોડીક વાર તબુમા તે મુદ્દલ જણાઇ નહી. જ્યારે તે ખુબસુરત પરીજાદ પાછી ફરી, ત્યારે તેણીના બરફ જેવા એક હાથમા નીરમળ પાણીથી ભરેલો રૂપાનો એક કુંજો હતો, જ્યારે બીજા દસ્તમા ઉપગીજ ધાતુની એક થાલ ધરેલી હતી, જે પર તાજા દુધથી છલ છલ થતુ રૂપેરી પ્યાલુ, થોડીક ખારેક અને રાધેળા હલવાનનો એક મોરમદાર કટકો હતો. પણ બેરાદરો! ખરૂં કહુ તો મારી ભુખ અને પ્યાસ નાસી ગઇ હતી, મારૂ સઘળું ચીત પેલી પરી સમાન નાજનીનમા રોકાયલુ હતુ, અને એક કવીની સતરો મે તરતજ તેણીને મનમાં લાગુ પાડી કે

'સહુકાઈ ને ચનગાઇનો હતો બકાર નખરાનોબી નહી હતો તેમા કાંઈ પાર.
હતો મુખરો જાણે મલપતો માહતાબ, ગાલો દીસતા જેવા કે ગુલેગુલાબ.
હતા જુલફો તેના જેમ નાગો કાળા ચશમ તેની જેમકે ચળકતા તારા
હતી મ્હોંમા—બેમુલ કુલ મોતીની લર ગળી હતી જબાનમા—જેવી શકર
લબ તેના જાણે—બેમુલ પરવાર, પોદોથી પેશાની—ને નાખ અનવાર

સુરખી સંગ સોભતાના—બરફી બેગાલ, રૂપાં જેવું બદન—ને લટકતી ચાલ.
આંગળાં તેનાં જાણે દશ—કીમ્મતી કલમ, હતી દીલમાં મીઠાસ ને મેહેર ને શરમ.
બુલંદ તેની ગરદન—ને બાજુ પતલી, સરાસર હતી તે એક સંગીન પુતલી

અને બેરાદરો ! એવી એક નાજનીનને કોણ નહી જોયા કરે ? હું ખાતો પીતો ગયો, પણ મારી ચશમો બનતાં લગી એ ગુલબદની પર ઠેરવેલી હતી. પેટને સંતોષ આપી હાથ ધોયા બાદ મેં મારા મીહમાનને કહયું : "અય અરબોના સરદાર ! મેં મારી ઓલખ સાફસાફ કહી દીધી છે ; હવે તું નામવરની પીછાન અને હેવાલ મને કહે."

"આ નવજવાન કુંવારી લરકી મારી હમશીર થાય છે." તેણે ટુંકમાં ઉતર વાલ્યો.

"તારી એ પરી સમાન બહીન સાથે હું નેકાહ કરવા માંગું છું: માટે તુ મને બરી ખુશીથી પરવાનગી આપ, નહીતર આ મારી તલવાર અને તારૂં શીર ! હુ એને જોર જુલમથી લઇ જાઇશ."

મારૂં એ મુજબનું બોલવું સાંભળી તે જવાનો કાંઇ વીચારમાં ગુંટાયો. પછી પોતાની ચશમો ઉંચે મારી પર ઠેરવી કહયું "તેં પોતાને પ્રખ્યાત પહેલવાન દાખલ ઓલખાવ્યો છે. તારાં મકાન આગલનાં મેદાનમાં તુ એક સીંહ મીસાલ જંગ મચાવનો હોય તો ભલે, લેકીન અહીંનો શેર હુ ગણાઉં છું.

"માટે તમો સઘળા એકઠા મળી હુમલો કરી મને કતલ કરીને મારી બહીનને છીનવી લઇ જશો તો તેની નામોસી તમારાં શીર પર ચડશે. તેં અમારૂં હમણાંજ નીમક ખાધું અને તેનો બદલો શું તુ આ મુજબ વાલે છે ? તોપણુ ઉછાછળા અને નાદાનોથી શી આશા રાખવામાં આવે ? તું પહેલવાન છે તો હુ દલેર છું. મને મારાં બખ્તર અને હથ્યારથી સજ થવા દે ; પછી જોઇ લે મારો સપાટો ! તું અને તારા દોસ્તો એકેક પછી મારી સામે લડવા આવો. અને જે દરેક મરદને હું હરાવીશ તે દરેકના સીનામાં મારી શમશેર ભોંકી દઇને તેને પેલી જેહાનમાં પહોંચાડીશ. પણ જો તમોમાંનો કોઇ મને હરાવીને મારી નાખશે તોજ આ નાજનીન તમારા હાથમાં આવશે."

"અય શેખ ! તારી માગણી કબુલ ! તૈયાર થઇ રહે, તેટલાં હું મારા રફીકોને લઇ આવું છુ." મે ઉતર વાલ્યો

મારા સોબતીઓ આગલ જઇ પેલી નાજનીનની ખુબસુરતીની ખુબ તારીફ કરી મારી અને પેલા મગરૂર જવાન વચ્ચેનો સઘળો હેવાલ મે તેમને કહી સંભલાવ્યો અને નાજનીનનો ભાઇ પોતાના જોર પર મુસ્તાક રહી કેટલી બધી શેખી કરતો હતો તે જણાવ્યું. અમારી

ચચ્ચેની સરત સાંભળી મારી ટોલકીમાંના થોડાકોએ એ કામથી હાથ ઉઠાવવા આગ્રહ કીધો.

આ સાંભળી મારો પારો ઉછલી આવ્યો અને હું બોલ્યો "શું તમે દરપોક છો ?"

"દરપોક !" તેઓએ શમશીરો મ્યાનોમાંથી ખેંચી કાઢી કહ્યું. "એવા છીએ યા નહી તે તુને જંગના મેદાનમાં જણાશે. ચાલ આગલ અને અમારા હમનબરદને દેખાડ !"

મેં જોયું કે એ પણ ઠીકજ થઇ ગયું. તેમનો જુસ્સો મારા બેવકુફી ભર્યા બોલોથી ઉસ્કેરાઇ આવ્યો હતો, પણ તેનો ખાર મારા હમનબરદ પર કાઢવા તેઓ તૈયાર થયા.

"બેરાદરો ! તમારો એ ઠરાવ બરહક છો આપણે સઘળાઓ શેર છીએ અને આપણું પાણી એ મેદાનવાસી આદમીને બરાબર દેખાડવું જોઇએ. શેહેર યા ગામ છોડી એકાંત જગ્યાએ એને રેહેવાની ફરજ પડી છે તો એનો કાંઇ ભરમ હોવો જોઇએ. પ્રમાણીક આદમી એ રવેસે રહે નહીઃ માટે આપણામાંનો જે શખ્સ એને કતલ કરશે તે એની ખુબસુરત બહીનનો માલીક થશે."

"કબુલ !" તેઓએ એક અવાજે કહ્યું.

અમે હવે હથ્યાર બરાબર સજી પેલા તંબુ આગલ ગયા. અમોને જોઇ તંબુનો માલીક હથ્યારબંધ થઇ બખતર સજી તંબુની બાહેર અમોને મલવા નીકલ્યો. તરતજ તેની પરી સમાન બહીન રડતી રડતી તેની પુઠે બાહેર નીકળી આવી.

અમે જોયુ કે તેણીનો બુરખો આંસુથી ભીજાઇ ગયો હતો, પણ અમારીજ પેઠે તેણીનો ભાઇ ઘુર પર ચઢેલો

બલતામાં તેલ ઢોલાયું, પણ મને તો ગીલગીલી લાગી. કદાચ આ જોઇ અમારામાંનો એક પોતાનો ગુસ્સો નામોસ કરી નહી શક્યો. તે જવાન શેખે મારા ચેહેરા પરથી મારી બાતેનની ખુશાલી પીછાણી લીધી હોય ; સબબ, તેણે મારી તરફ ડોળા કકડાવી પોતાની રડતી બેહેન તરફ ફરીને કહ્યું :

"ઓ બહીન ! તું રડ ના. જો હુ જમીનદોસ્ત થાઉં તો તારૂં ગુલબદન એઓમાંના કોઇના પણ હાથમાં નહી જાય."

"અલ્લાહ ખેર કરે ! શુ તારા જીવેજાનના દુશમનના હાથમાં હું જાઉં ?"

"પ્યારી બહીન ! કદાચ આખેરી સલામ !" તેણે તેણીની પેશાની પર ચુંબન કરી કહ્યું, જેમ કરતાં બુરખો પડી ગયો અને એ વેરાન

જવ્વામાં જાણે પુનમનો માહતાબ પ્રકાશયો. અમે તો અચરતીથી દંગજ થઇ ઉભા.

"અરે ઓ પહેલવાનો! એક પછી એક આવો મારી સામે, અને જોઇ લેવો મારો સપાટો!" તેણે પોતાના જોર પર મુસ્તાક રહી અમોને હાંક મારી.

તરતજ અમારામાંનો એક તેની આગલ સમસેર ખેંચી ધસ્યો.

"સબર; પેહેલાં તારાં સાથે તારા પેદરનાં ખરાં નામો મને જણાવ. જો તે મારાં અને મારાં બાપના નામોને મલતાં આવશે તો હું એવા કોઇને કતલ કરીશ નહી, પણ મારી બ્હેન સ્વાધીન કરીશ. સબબ, મે તેમ કરવા સોગંદ લીધેલા છે."

"મારૂં નામ બીલાલ છે."

"ત્યારે અય નાદાન બીલાલ, બીહ અને હરદર! મારી બહેનને તું લે છે કે મારો ભાલો તુંને લે છે?" બન્ને વચ્ચે જંગ મચ્યું. શેખે લાગ જોઇ ભાલો એવો તો જોરથી પોતાના હમનબરદના પેટમાં ભોકયો કે તે ફાની હથ્યારની અણી પીઠ પાછલથી બાહેર નીકળી.

"હવે બીજો કોણ ઉઠતુ આવે છે?" શેખે પોકાર માર્યો.

અમારામાંથી તરતજ એક જણ તેની સામે ધસ્યો, જેને પણ તેણે એક સપાટે જમીનદોસ્ત કરી નાખ્યો.

"ચાલ, ત્રીજો કોણ બેવકુફ છે?"

ત્રીજો તેની સામે ગયો અને તે પણ બારે હકતાલાને, જવાબ આપવા ચાલ્યો.

"એ ચોથો હેવાન કોણ આવે છે?"

અમારામાનો વળી એક જણ તેની સામે ગયો.

"સબર, તારૂં નામ શું?"

"મારૂં નામ હીલાલ છે."

"તું બેસતા મહીનાનો માહતાબ પોતાને કેહેવાડે છે, પણ ખરી રીતે કેહેતાં તો તું સીહા દેવ છે."

જે સાંભળી ચોથો ઘણા ગુસ્સાથી કાંઇ બોલ્યો.

એ સાંભળી શેખને બહુ રીસ ચઢી.

ત્યાર પછી તેઓ મોતની લડાઇ લડવામાં મસગુલ થયા. બન્ને જણે એકેકને બબે જખ્મો કીધા, પણ શેખ પોતાના હમનબરદ કરતાં વધુ કલાવંત હતો; તેણે લાગ જોઇ પોતાના એ મુદઇને પણ જમીનદોસ્ત કીધો. જ્યારે મે મારા રફીકોતું એ મીસાલ મારે લીધે નાહક ખુન રેડાયલું જોયું ત્યારે મારી દલગીરીનો પાર રહયો નહી; હવે

મારા પોતીકા જાન માટે પણ મને ધાસ્તી લાગી, અને હુ મનસે વમાસ્યો : " જો હું એ ખનીમ સામે લડીશ તો જરૂર મારી અજલ બે ઘડીની સમજની ; પણ જો હું નાસી જાઇશ તો આખી જીદગી તુલીક બદનામીનો કાળો દાઘ મારા શીર પર ટોકાવાનો અને અરબોના ધીક્કારમાં આવવાનો. "

પણ રોખે વધુ વીચાર કરવાનો મને વખત આપ્યો નહી. મારી તરફ પોતાનો ઘોડો દપટાવી મને જીન પરથી ખેચી કાટયો અને એક પલવારમાં તો મને જમીન પર રગડોલાવ્યો. જમીન પર પડતાજ હું લગભગ બેહોશ થઇ ગયો. મને બેજાન કરવા તેણે પોતાની સમશેર ઉગામી પણ હું કાલાવાલાની ઢપે તેના પોશાકનો છેડો પકડી રહયો, જે જોઇ જાણે એક ચચ્ચુ ઉચકતો હોય તેમ તેણે મને ઉપાડયો.

હેકીન જેવો શેખ આધલા જનુનમાં આવી જઇ મને કતલ કરવા જતો હતો, તેટલાંજ પેલી નાજનીને અમારી આગળ દોડી આવીને પોતાના ભાઇને મારે માટે કહ્યુ " એ દયા માગતો જણાય છે, માટે જે આત્મ પનાહ માગે, તેને આપણા બાપદાદાના રેવાજ મુજબ આપવી જોઇએ "

" બેશક બહેન. બેશક ! ગસ્સાના આવેશમા મે એ નાદાનની

"અય, ઔરત ! ઔરત ! તારે લીધેજ આ મધળું બન્યું છે." હું બડબડયો. મારી આંખ્યોમાંથી આંસુની ધારા વેહેવા લાગી, પણ મારી ચશમો તો તે રૂખસાર પરજ ઠરી રહી.

ત્યારપછી કુંવારીકાએ ભોજન પોતાના ભાઇ હજુર પીરસ્યું અને તેણે મને પોતાની સાથે ખાવા તેડયો : જેથી મને ખુશાલી લાગી અને ધીરજ આવી કે હવે મને કતલ કરવામાં આવશે નહી.* ખાનાથી ફારેગ થતાંજ સ્વચ્છ શરાબનો કરાબો હાજર કરવામાં આવ્યો, અને મારો હમનબરદ બેધડક શરાબ નોસ કરવા લાગ્યો. આખરે તેનો ચેહેરો સુર્ખ મારી જતાં તે બોલ્યો : "અય અલ-ફઝારીના લડકા, હમદ ! તું મને પીછાણે છે યા નહી કે હું કોણ છું ?"

"મહેરબાન ! એ બાબદસર અજ્ઞાનપણાંમાં હુ ભરપુર છું."

"તો ઓ કવી હમદ ! તારા કાનના પરડા ખુલ્લા કર ! હું અબાદ બીન ટમીલ બીન સાલબહ છુ ; અલ્લાહ તુને પાછું છુટાપણું બક્ષે છે એટલુજ નહી પણ દુલ્હીન પણ આપે છે : માટે તારાં દીલમાંની ધાસ્તીના અગનને શરાબની લીલા લેહેરથી બુજાવી નાખ, " એટલું બોલી તેણે શરાબનુ બીજુ પ્યાલુ નોશ કીધુ અને એક મને આપ્યુ ; મે પણ તમજ કીધુ. તેણે વળી મને બીજુ, ત્રીજુ અને ચોથું આપ્યું, જે સઘળાથી મારા શરીરમાની ચીતાનો આનશ મેં બુજાવ્યો. અમે બન્ને હવે રંગ પર આવી ગયા. તે વેળા તેના માગ્યાથી મેં કબુલાત આપી, બલકે સોગદ લીધા, કે કોઇ પણ દીવસે હું તેને હેરાન કરીશ નહી પણ ઉલટુ હમેમ તેના દોસ્તની ગરજ સારીશ. પુશકલ વખત તેની ઉપરી ઇચ્છા પ્રમાણે ચાલવા મે સોગદ લીધા. જ્યારે તે સંતોષ પામ્યો ત્યારે રેશમી પોશાકો મારે માટે લઇ આવવા પોતાની બહેનને તેણે ફરમાવ્યુ. આથી તે લાવી અને મને તેનાથી સજ કીધો. એટલુજ નહી પણ રાચરચીલા સાથનુ એક જમલ યાને ઉંટ, એક ઉચી તોખમનો ઘોડો, કીમ્મતી અસબાબો વગેરે મંગાવ્યા અને પેહેરામની દાખલ મને તે આપ્યા. ત્રણ દીવસ તેમની સાથે રહી ખાવા પીવામા મેં પસાર કીધા. ત્રીજા દીવસની સાજે તેણે મને કહયું "ઓ ભાઇ હમદ ! હું થોડો વખત ઉઘ ખેંચું છુ, તેટલાં તું મારી તકેદારી રાખજે. પણ જો તુ અહી આવતા ઘોડેસ્વારોને જોય તો બીહનો ના ; સબબ, મારા દુશમન બનુ સાલબહને લગતા તેઓ હશે અને મારી સાથે જંગ મચાવવા છેડતી શોધશે."

તેણે પોતાની તેજ તલવાર તકીઆ તરે મુકી અને થોડી વારમાં તે નીદ્રાદેવીને વશ થયો. જ્યારે તે ભર ઉઘમાં પડયો કે નાપાક ઇબ્લીસે

મને લલચાવ્યો, અને નીમકહરામ બની મેં પેલીજ તલવાર ખેંચી કાઢી તેનેથી તેના માલીકને બેજાન કીધો. ઢડ અને શરીર બન્ને છુટાં થઇ ગયાં.

જ્યારે પેલી નાજનીને પોતાના ભાઇના આ હાલ જોયા ત્યારે બાળ પીખી તેણીએ પોતાના ભાઇ તરફ જોતાં રૂદન કીધું.

પછી મારી ભણી ગુસ્સાભેર જોઇ તે હવે એક છેડાયલી સીંહણ માફક ઉઠી અને સઘળું ભાંજફોડ કરી મારી સામે ટગર ટગર જોઇ બોલી: "અય નાતરસ ખુની! મારા ભાઇએ તારૂં શું બગાડયું કે તેનું નીમક ખાઇ તેને દગાથી બેજાન કીધો? ચાંદરાતને દીને મારી સાથે તે તારા નેકાહ કરાવવાનો હતો; પણ બસ, હવે સઘળું ધુળ મળી ગયું. નીકળ, નીકળ અહીંથી; પણ નહી, સબર! આ જો!" અને પેલીજ તલવારની મુઠ જમીન પર સેજ દાટીને તલવાર ઉભી રાખી, અને તે ફાની હથ્યારની તેજી અણી પર પોતાની છાતી જોરથી દાબી કે તલવાર તેણીનાં નાજુક બદનની આરપાર નીકળીને પીઠ પાછલ અણી બાહેર નીકળી. સેજ વારમાં તરફડયાં મારી તે નાજનીન પોતાના મરણ પામેલા ભાઇના સબ આગલ જીવ વનાની થઇ પડી.

આ દેખાવ જોઇ મને કંપારીઓ છુટવા લાગી. હું ઘેલો દેવાનો તે ઘડી થઇ ગયો અને બેહોશ થઇ જમીન પર પડયો. જ્યારે મારી આંખ્યો ઉઘડી ત્યારે મે પોતાને મારા પોતીકાં મકાનના બીછાણા પર પડેલો અને હકીમ મારી સારવાર કરતો દીઠો.

પાછલથી મને માલમ પડયુ કે અમારી ટોલકી પાછી નહી ફર્યાંથી મારાં તથા મારા રફીકોના કુટુંબીઓ અને પાછાનવાલઓએ જુસતેજો કીધી તો અમો સઘળાને પેલી તબુવાલી જગ્યાએ પડેલાં દીઠાં. ફકત મારીજ નાડી ચાલતી હોવાથી મને મારા મકાનમાં ઉપાડી લાવ્યા, અને બાકીનાઓને ક્રીયા કરી દફ્નાવ્યાં. મે તેમને મારી ખરી વાત કહી નહી. ચોર લુટારાઓએ અમોને લુટી લીધા, એટલુજ મેં જણાવ્યુ.

સાજો થતાંજ હુ તે ગામ છોડી ગયો, અને જુદાં જુદાં શેહેરો તથા ગામોમાં ભટકી આ મુબારક શેહેરમાં મે વાસો કીધો.

"મામલ્લા! તારી વાત ઘણીજ અજબ છે," હાજર રહેલા સઘળાઓએ એકી વખતે કહયું.

"પણ બેરાદરો! વખત થઇ ગયો છે, જો તમોને વાંધો નહી હોય તો કાલે આપણે અહીં ભેગા મળીશું," એક જણે દરખાસ્ત મેલી.

"હા! આપણે આવતી કાલે હમેસ વખતે અહી મળીશું" મેહેમાન

અયાજે કહયું "પણ આજનાં આપણા નવા પરોણાઓ આવે તો હું વધુ ખુશી થઇશ."

"અમે તમારો મોટો ઉપકાર માન્યે છીએ" વેપારી વેશે આવેલા કલીફે ઉતર વાળ્યો. "પણ અમારૂં મન જે વધુ લલચાય છે તે બાકીના તમો બે જણાની વાતો સાંભલવાના વીચારથી છે. ખરેખરા હમણની વાત મને ઘણીજ રસીક લાગી છે."

"બંદગી, બંદગી!"

"ત્યારપછી બીજી સાંજે મળવાનું નક્કી ઠરાવી સર્વે જણા વીખરાઇ ગયા."

"જાફર! તારો શો વીચાર?" કલીફે ઘણે છેટે ગયા પછી પુછ્યું.

"જેહાપનાહના વીચાર તેજ મુજ ખાકસારનો વીચાર!"

"ત્યારે આજની પેઠે આપણે કાલે એજ વખતે નીકળીશું."

આગલા દીનની પેઠે અને વખતે નામવર કલીફ હારૂન, જાફર અને હબસી ગુલામ મસરૂર પાછા છુપાં બારણેથી વેપારીઓના વેશમાં બાહેર નીકળી પડયા. કલીફે આ વેશ બીતરગીનની જરૂર ધારી નહી હતી. ધીમે કદમે ચાલતા એ ત્રીકુલ તેલકી પેચાંજ મકાન આગલ જઇ પહોચી, જયા આગલ લખયા મુજબનો નવાઇ જેવો મેલો થતો હતો. જાફરને ઇસારત કરી કલીફ વળી પાછો પેલી છુપાવાની જગ્યે જઇ અંદરનો રાહઘાટ જોવા લાગ્યો તો આગલાજ દીનની પેઠે સામાનની આપ લે થતી જણાઇ થોડીક વાર સુધી ત્યાંજ રોગી વધુ રાહઘાટ જોઇ બન્ને જણા બાહેર નીકળ્યા કે તેઓએ થોડેક છેટે મસરૂરને પાહરો ભરતો દીઠો.

મેજ વધુ ચાલતાં એક ઠેકાણે લોક જમા થયલું તેમની નજરે પડ્યું. વખત પણ હાથમા બાકી હતો અને શું હશે તે જાણવાની જીજ્ઞાસા થયાથી કલીફ તે તરફ ગયો જાફરે આંચકા મારી કલીફને માટે રસ્તો કરી આપ્યો. ટોલામા પેઠા તો બે ઉંટવાળા બોલાચાલી કરતા તેમને જણાયા. બન્ને જણા કાણા હતા, એટલુંજ નહી પણ બન્ને ઉંટો પણ કાણાંજ હતાં! એક કાણો કહે કે આ ઉંટ મારૂં, તો બીજો જણાવે કે એ મારૂં! અને છોકરાઓ ચારેને કાણા જોઇ ખુબ હસે અને મશકેરી કરે: એટલે ઠઠ પણ હશે. પણ અજબ જેવુ એ હતુ કે બન્ને ઉંટો કાણા સાથે એટલાં તો એક બીજાને મલતાં આવતાં કે ભલો જાણનાર પણ ભુલે.

"જો ભાઇઓ! આ કાણો મારૂં ઉંટ ગલે પડે છે." એક ઉંટવાળાએ કહયું.

"હ અ ! હું કાણો તો તું કોણ છે ? તમો દાનેશમદ છો ! માટે તમેજ એનો ઇનસાફ ચુકવો," બીજા કાણાએ ભેગી મળેલી ઠઠને અરજ કીધી

પણ એનો ઇનસાફ તે કોણ ચુકવે ? સરવ જણા એક બીજાનુ મ્હો જોવા લાગ્યા.

"પણ હુ પુછુ કે તમો બે કાણા તો છો, લેકીન તમારા આ બન્ને ઉટો પણ કેમ કાણા ? અલ્લાએ ઠીક જોરી બનાઇ !" એક ચનીત્રા જવાન્યાએ તા કો પુર્યો કે સઘળા હસ્વા લાગ્યા અને છોકરાઓએ હુરેરેએના પોકાર માર્યા

"ભાઇઓ ! તમે માથી શુ કોઇ પણ અમારો ફેસલો નહી કરે ?"

વળી પાછુ કોઇ ચુ કે ચા બોલ્યુ નહી.

"બેરાદરો !" જાફરે ઇસારતથી કલીફની પરવાનગી મેળવી બાહેર નીકળી આવી કહયુ "જે ચુકાદો હુ આપુ તે તમે માન્ય કરશો ?"

'કબુલ ! કબુલ ! અલ્લાહ કસમ !"

"ખામોશ ! ગડબડ બધ કરો !" જાફરે ગભીરતાથી જુદે અવાજે કહયુ "બન્ને ઉંટારયાઓની આખો પર પાટા બાધો !"

પાટા બાધવામા આવ્યા લોકની નજર હવે જાફર તરફજ હતી.

"સાત સાત વખત બન્ને જણાએ એક બીજાના કાન ચીમતવા !"

તેમ કરવામા આવ્યુ

"સાત સાત વખત બન્ને જણે ઉઠ બેસ કરવી."

"એ લાહેરી શી કરે છે ? ઇનસાફ કે મશકેરી ?" એક ઉટાલ્યો બોલ્યો.

"ખામોશ ! ફરીથી ટક ટક કરશો તો ચાબકાનો સવાદ ચખાડીશ. તમોએ મારા હુકમ મુજબ ચાનના આ ભલા આદમીઓના દેખતા કબુલ કીધુ છે !"

"બેશક ! બેશક ! બેનક !'

બન્ને ઉટાન્યાઓને આથી ઉઠ બેસ કરવાની ફરજ પડી.

"ચાન, હવે મને જણાવ કે તારા ઉટની કીમ્મત શી ?" જાફરે એકને ટપની જાહરી કહયુ

"સાહેબ, દસ અશ્રફી."

"દશ અશ્રફી મહેરબાન, એ જુઠુ બોલે છે. એ કાણા ઉટની દશ અશ્રફી કોણ આપે ?" બીજાએ જણાવ્યુ

"દશ અશ્રફી તો મારા ઉટની !"

"અને તુ કાણાનુ ઉટ કયા નથી કાણુ ?" બીજાએ ઉતર વાળ્યો.

વળી પાછુ લોક હસવા લાગ્યુ.

"ઠીક ! ભલા સાંઢયાઓ તમો બન્નેના ઉંટોની કીમ્મત દશ દશજ અશરફી છે તો શા માટે આપસ આપસમાં લઢી મરો છો ?"

"એ કાંઇ ઇનસાફ નહી !"

"ઇનસાફ નહી તો મારી એ સલાહ છે."

"અમોને તો ઇનસાફ જોઇએ છે."

"તો ઠીક! તમારી આંખ્યો પરના પાટા કાઢી નાખો અને હવે કહો કે ઉંટ કયું ?"

વળી પાછા બન્ને જણા એકજ ઉંટ દેખાડવા લાગ્યા.

"ભલે ! ભલે !" જાફરે હવે ભેગી મલેલી ઠઠ તરફ જોઇ પુછયું. "આ બીજાં ઉંટનો માલીક તમોમાથી કોઇ છે ?"

"ના, ના."

"ત્યારે પાયો માલ પાદશાહનો ! આ ઉંટનો કોઇ માલીક નહી હોવાથી નામવર જેહાંપનાની મતા થઇ ખરી !" જાફરે ઠંડેપણે કહયુ.

બન્ને ઉટાલ્યાઓ હવે ચેતી ગયા કે ઇનસાફ કરનાર બરો હાવકો હતો, અને ફોકટમા એક ઉટ તો જરૂર હાથમાંથી જતું રેહેવાનું: એટલે એક બીજાને ઇસારત કરી બન્ને જરા દુર ગયા, અને ગુફતેગો કરવા લાગ્યા

"ભાઇ ! શુ જોય છે? એની લડાઇમાં ત્રીજાનુ કામ થાય છે !"

"હા ! ફોકટનુ એક ઉંટ હાથમાથી જશે."

"ત્યારે આપણે કહીએ કે એક ઉટ તારૂં અને બીજું મારૂં છે."

"મે કયા તેમ કરવા ના પાડયુ ? તું છટ્ટે પડયો ત્યારેજ આટલે સુધી વાત એહેકી !"

"હવે ગઇ ગુજરી ભુલી જઇએ."

"હા, બરાદર !" બન્ને જણા હવે એક બીજાને બગલગીરી કરતા સઘળાઓની હસાહસ વચ્ચે જણાયા.

બન્ને ઉંટાલ્યા પાછા જાફર આગળ આવ્યા.

"જનાબ !" એકે જાફરને કહયુ "બન્ને ઉંટો અમારાં પોતીકાં છે."

"હ ' પણ તમે બન્નેએ તો આ બીજા ઉટ વીશે ઇનકાર કીધો હતો."

"જનાબ ! એ સઘળો ગડબડ ગોટાળો અમારી ચશમોએ કીધો ! અમે બન્ને કાણા છઇએ એ બીના તમારે ભુલવી નહી જોઇએ"

"તમારી સુધ છેવી ઘડીએ પણ ઠેકાણે આવી ખરી !"

ત્યાર પછી હુરરેના પોકારો વચ્ચે ખલીફ, જાફર અને મસરૂરે ત્યાથી વીદાયગીરી લીધી.

"જાફર ! ઠીક !" ખલીફે કહયુ "પણ કદાચ કાલવાલાઓ આપણુની રાહ જોતા હશે."

આખરે બન્ને પેલાં મકાનમાં દાખલ થયા તો આગળીજ રાતની પેઠે મજલીમ ગાજી રહેલી અને ભોજન તથા શરાબ પર હાથ ચાલી રહેલા. ખાઇ પી રહયા પછી મેહુમાન અયાજે કહયું: "હવે કમનશીબ મુરાદે આજે પોતાનો હેવાલ શરૂ કરવો."

".બા ખુશીથી!" હસ્મુખા મુરાદે જણાવ્યું.

આ માનવત મજલીમ હજુર મારાં કીસમતની વાત કેહેતાં મને ઘણી ખુશી ઉપજે છે, પણ બેરાદરો! મારૂં બખ્ત હમેસાં આગલ ને આગલ ઠોકરાતુ, જે સબબે લોક મને 'કમનશીબ મુરાદ સૈદાગર'ને નામે પીછાણે છે. મારા પેદરનુ નામ અમાદ, અને હુ તેનુ એક પુર ફરજંદ મુરાદ! મારાં કમનસીબે મારા પેદરની અને મારી પોતીકી મુરાદ બર આવી નથી. મારો પેદર પેહેલે વાધેના ફતેહમદ સૌદાગર દાખલ આખા બાગદાદમા બલકે દેશમાં મસહુર થયલો હતો. મારા પેદર સાથે સર્વ એમજ ધારતાં કે હુ પણ તેમજ નીવડીશ. પણ નસીબનુ ચકકર ફેરવાઇ ગયુ, પાસો અવલ પડયો, ગ્રહ બદલાઇ ગયો, અને હુ જે પણ સોદા કરતો તેમા ખતા ખાતો હતો.

હુ કહી ગયો તેમ મારો પીતા બાગદાદમા ઘણોજ ફતેહમદ સૌદાગર દાખલ ગણાતો તેથી તેના મરણ બાદ મે પોતાને ઘણોજ તવગર થયલો દીઠો ખજાનો એટલો તો મોટો હતો અને હુ એટલો તો બાન અનુભવી અને નાદાન હતો કે એ ખજાનો કદીએ ખુટશે નહી કરી વીચારવા લાગયો મોટા મોટા બગીચાઓ, ઓરડાઓ અને રાચ રચીલા તથા પરીચેહેર ગુલામડીઓ અને હબસી ગુલામો સાથનુ એક મોહુ મકાન ખરીદયુ આહ! મારા પ્યારા દોસ્ત અયાજ! આજે અહી જે મોજ કરીએ છીએ તેજ મકાન તે વેળા મારૂ હતુ! જે પણ નવાઇ જેવી ચીજો હુ જોતો તે ખરીદી લાવીને આ મકાનને આરાસ્તા કરતો અને મારો ઝનાનો! આહ! ભલો કલીફ પણ જો જોતે તો મારી અદેખાઇ કરતે!

બેરાદરો! પેહેલા બે વરસ સુધી એક સુલતાનની પેઠે હુ રહયો જે પણ ચીજનો શોખ થતો તે હુ બેધડક ખરીદતા અને પૈસાનો જરાએ વીચાર કરતો નહી. આખરે એક દીવસે મારા પીતાના ગોદાઉનોમા ભરેલા સામાનના બાકીના ભાગનુ સાટુ કીના પછી મારી હાલત પર વીચાર કરવા લાગયો. ગણત્રી કીવી તો ફકટ બેજ વરસની મુદતમા મારા પીતાની ગંજાવર દોલતનો અરધો અરધ ભાગ મે બરબાદ કીધલો મને માલમ પડયો હવેજ મને ભાન આવ્યુ. મારી અકલની સાકળને મે મજબુત ઝાલી અને મારી હાલતનો ગંભીરતાથી હુ વીચાર કરવા લાગયો તો ઔરત, શરાબ અને જુગારે મને એ હાલતમા લાવી મુકેલો મે પોતાને જોયો

સુધરવા મેં ઠરાવ્યું. મારાં ગુલામોની સારી જેવી સંખ્યા મેં વેચી નાખી; મારો ઘર ખરચ પણ કમી કીધો; ઘણા કમ ખર્ચથી હું રહેવા લાગ્યો. તમોમાંનાં કદાચ કેટલાક જાણતા હશો તેમ દરરોજ મારા દોસ્તોને ઝીઆફત આપવી બંધ કરી અઠવાડયાના ફક્ત એકજ દીવસે મારા રફીકોને હું બોલાવવા લાગ્યો. એટલોજ ફેરફાર કરી હું બેસી રહ્યો નહીં, પણ મારી બાકી રહેતી દોલતના મેં એક સરખા બે ભાગ કીધા. એક ભાગની મદદથી મે ગુજરાન ચલાવવા અને ન ધારેલી મુશકેલીને પુગી વળવા ઠરાવ્યુ, જ્યારે બીજો ભાગ મે ધંધો ચાલુ કરવામાં રોક્યો.

એરાદગે! ધધાની કાંપણ મે મીસર દેશમાં નહિ વેચી શકાય એવા માલની ખરીદી કરવામાં રોકી. તે માલ એક જહાઝમાં ભરી મારા પીતાના એક મીત્ર પર મીશર દેશ રવાના કીધો અને બની શકે તેવી રીતે નફાથી વેચીને ઉપજેલા પૈસાથી નહિ વેચાય એવા માલની ખરીદી કરી અહીં મોકલવા મે તેની પર રૂકો રવાના કીધો.

એમ કરતાં છ માસ પસાર થયા પણ મારા મોકલેલા માલની કાંઈએ ખબર મળી નહી. એક વરસ પસાર થયું, પણ કાંઇ નહી. આખરે એક બીજાં વહાણ મારફતે મારા મીત્ર પર પત્ર લખ્યો ત્યારેજ મને તેના જવાબમાં જણાયુ કે મે મોકલેલો સામાન ઘણે સારે નફે વેચવામા આવ્યો હતો અને મારા હુકમ મુજબ બીજો સામાન ખરીદી એક કીસ્તીમાં ભરી સમુદ્ર મારફતે રવાના કીધો હતો, પણ તેનું શું થયુ, તેનો કશો પતો મળ્યો નહી. તે કીસ્તી યાતો ચાંચીઆઓને હાથ લુટાઇ ગઇ, યાતો તોફાનને લીધે દરીઆમા ગરક થયલી હોવી જોઇએ.

આ પ્રમાણે મારા પીતા જે અવેજ મુકી ગયા હતા, તેનો ચોથો ભાગ બરબાદ થઇ ગયો હતો, અને તે વેળાના ખરચ પ્રમાણે જોતાં બાકીનો પા ભાગ પણ થોડા સમયમાં સફાચટ થાય તેમ હતુ. એક વેલા હુ એક દીને સવારના ઉદાસી અને ફીકરમંદ ચેહરે મારા લખલુટ ખરચ માટે પસ્તાવો કરતો ચાલ્યો જતો હતો, તેટલાં રસ્તામાં મને એક કીમીયાગર નામે સૈયદ હાજી મળ્યો.

"હઝરત! આજ ઘણાક માસ થયા હું આપણે આ શેરથી ખુનખુશ રંગીલાપણે જતો જોતો હતો, પણ આજ કેટલાક રોઝ થયા આપના ખુબ ચેહરા પણ ઉદાસીની છાંયા જામી રહેલી દીસે છે. જો તમો મને એનો સબબ જણાવશો તો મુજ કમતરીન આપ ખુદાવંદ ન્યામતને કદાચ મદદ કરી શકે."

"સાઇ લાલા!" મેં તેને ઉતર વાળ્યો. "મારી પર જે આફત વરસી છે તે ગંભીર પ્રકારની છે, તારા જેવાથી એનો નીરણય થાય એમ નથી.

ઘોલેવાં દુધ પર વીલાપ કરવો ફોકટ ! ગયો વખત પાછો હાથ આવવાનો નથી અને વીચાર વના ઉડાવેલી દોલત પાછી હાથ આવવાની નથી પણ જો મારી ગુમાયલી દોલત મેળવવા તુ શકતીવાન હોય તો હુ તુને હાજીઓનો ખરો હાજી ગણુ "

"અય બેગ ! તુ મારી મશકેરી કરે છે ? પણ તારે વીચાર કરવો જોઇએ કે જુવાની કરતા બુઝરગી વધુ અનુભવ મેળવે છે જો પવીત્ર શેહેરોની અને પેગમ્બર ( ખુદાની તેના રૂહ પર આફરીન હોજો. ) ની કબરની તે મુલાકાત લીધી હશે તો કેટલીક ગુપ્ત વીદ્યા તે શીખી હશે "

"પવીત્ર હજ !" ઝખવાનો થઇ મે કહયુ "તુ કેહે છે તે ખરૂ છે માટે એકાદ આદમની ગુમાયલી દોલત પાછી મેલવી શકવાની શકતી જો તારૂ જાદુ ધરાવતુ હોય તો મારા બાબમા તેનો ઉપયોગ કર "

"ધીરે ! મારા બેટા ! ધીરે !" હાજીએ કહયુ "જવાનીનો ઘોડો તુને ઉછાલા મારતો પવન મીસાલ લઇ જાય છે. આ ભર બાઝારમા હુ તુને કાઇ પણ કહી શકતો નથી, પણ જો તુ મારા મકાનમા આવે તો સોનુ મેલવવાની કરામતથી હેરત થશે "

ભાઇઓ ! હુ તે હાજીની પુઠે તેના મકાને ગયો જેમ કરતા શેહેરના ઘણુ જ કગાળ ભાગ પરથી મને પસાર થવુ પડયુ તેનુ બીસ્માર હાલતનુ મકાન એક ઘણીજ ગલીચ અને સાકડી ગલીમા આવેલુ મને જણાયુ અદર દાખલ થતાજ મકાનમા નીરધનતા ખુબ બહારમા રાજ કરતી જોઇ મને અજાયબી લાગી, સબબ, મકાનનો માલીક સપાટામા સોનુ મેલવવાનો ફાંકો રાખતો હતો

"એકદમ ઉતાવલો ના થા !" સૈયદે મારા ચેહેરા પરથી પારખી કહયુ 'ધીરજના અસપ પર સ્વાર થા અને મારો હુન્નર જો '

એટલુ બોલી તેણે અભરાઇ પરથી એક શીશો લીધો અને મારી નજર સનમુખ ધરી બોલ્યો 'દોલતના આબ પર નજર કર ! એની મદદથી મેહેલો, ગુલામો ખુબસુરત નાજનીનો અને સઘળુ મેલવય છે !" ત્યારપછી ગભીરપણે તેણે કહયુ ' આ કુપ્પામાના પાણીમા કોઇ પણ ધાતુને મુકતાજ તે સેજ વખતમા સગીન સોનુ બને છે, અને તેની સાબેતી હુ તરતજ આપીશ ' તેણે આસરે પાચ તોલા ભાર સીસાનો એક કટકો લીધો પેલા ચમતકારી પાણીની સુરાહી ચોકસ ઢપે પકડી ઘણી સભાલથી સીસાનો ટુકડો તમા નાખ્યો અને શીશા પર રોશની નહી પડે એવા ઇરાદાથી કપડાનો એક કટકો ઢાકી ખુણામા આસરે દસ પલ સુધી મેલ્યો પછી પેલુ કપડુ કાઢી નાખી મને

ધ્યાનથી જોવા કહ્યુ તો સીસાંને બદલે નક્કર સોનું ઘણી અજાયબી વચ્ચે મે જોયુ. અજાયબ! હું ઘણો ખુશીમાં આવી ગયો; સબબ, સોનું સેહેલાઇથી મેળવવાની આ નવી રીત મેં મારી નજરે નજર જોઇ હતી: મારે ઘણી આતુરતાથી પેલી પ્રવાહી હાજી પાસે કેટલી હતી અને શી કીમ્મતે વેચશે તે મે જાણવા માંગ્યું.

"મારા બેટા!" સૈયદે હમીને કહ્યુ "તું તદન ભોળો બચ્ચ્ક દીસે છે. જો મારી પાસે આ ચમતકારીક પાણી પુશકલ હતે તો આવાં કંગાલ મકાનમાં હું શુ કરવા વસ્તે? અને જો કદાચ મારી પાસે એ પ્રવાહી પુરતા જથ્થામાં હતે તો સોના કરતાં ઓછી કીમ્મતે હું શા સારૂ વેચતે? નહી! હમણા તેં જેટલી પ્રવાહી જોઇ તે કરતાં વધુ હવે મારી પાસે રહી નથી; તેનાં છેલ્લાં ટીપાંઓનો ઉપયોગ મે તારાં દેખતા કીધો છે પણ જો કે એનો જથ્થો ખપી ગયો છે તોપણ એ ચમતકારી પાણી કયાંથી મળે છે તે હું જાણું છુ. જમીનના ભીતરમાં ચોક્કસ ઠેકાણે અને રેવાએ એના ઝરા છે, જે માટે બાગદાદથી સો દીવસની મુસાફરી કાફરોના મુલકોમાંથી કરવી પડે; એટલુંજ નહી પણ તે ઠેકાણેના લોકોને અને અમલદારોને જરથી રાજી કરવા પડે. એટલી રંજ ખેંચવા તથા મુખ્ય કરી એટલો બધો જર ખરચવા તારામાં શક્તિ છે?"

તેની દરખાસ્ત પર મે કેટલોક વખત સુધી વીચાર ચલાવ્યો, આખરે સોનુ મેળવવાને બીજો માર્ગ નહી જોયાથી હાજીની સાથે પરાયા મુલકમા મુસાફરી કરી પેલુ જાદુઇ પાણી મેળવવા મે ઠરાવ કીધો. એ કામ માટે નાણુ ઉભુ કરવા મે મારી બાકીની મીલકત અને સર સામાન સર્વ વેચી નાખ્યાં જેમ કરતાં ચાર હજાર અશ્રફી મારા હાથમા આવી. ચમતકારીક પાણી ભરવા માટે મોટી મોટી પખાલો તથા ઘોડાક ઉટો ખરીદી હાજીએ ખરીદેલા બે ગુલામો સાથે અમો ચારે જણા સફરે નીકળી પડયા.

કાંઇ પણ જાણવા જોગ બનાવ વગર અમોએ ત્રણ દીવસ સુધી મુસાફરી ચાલુ રાખી; પણ તે દીવસની સાંજે અમોએ ખાના અને શરાબ પર સારો હાથ માર્યો; લેકીન, પહરેજગાર સૈયદ હાજીએ શરાબને જરાએ હાથ લગાડયો નહી હતો. જે ઠેકાણે ઉટો અને અમારા ઘોડાઓ બાંધ્યા હતા, ત્યાના એક ઝાડના છાંયડા હેઠલ હું બેઠો. થોડી વારમાં મને ઉંઘનાં ઝોંકા આવવા લાગ્યા, અને હું ખુશ નીદ્રામાં ટુંક વખતમાં લપેટાયો. જ્યારે મારી આખો ખુલી ગઇ ત્યારે આફતાબને મે આશમાન પર ઘણે ઉચે પુર બહારમાં પ્રકાશતો દીઠો. દીવસ

અતીસ્ય ગરમ હતો, મારી આસપાસ સાન ચુપકીદી ફેલાયલી હતી સબબ, પહરેજગારીના સાયા હેઠલ ઉઠાઉગીર સૈયદ હાજી સા જણાયો નહી, એટલુજ નહી પણ ગુનામો, ઉટો અને ઘોડાઓ સર્વે સાથી બેમાલુમ થયલા મને માલુમ પડયા, વળી તેની સાથે મારી અશ્રફીની હેલી ગેપ થઇ, અને બેરાદરો ! આ પ્રમાણે હુ ટુક વખતમા મુફલેસ બન્યો ધીમે ધીમે બાગદાદ તરફ મે પાછુ ચાલુ મુકયુ, જેમ કરતા મને ઘણી હાડમારી ભોગવવી પડી પણ મારા મીત્ર અયાજ અને બીજાઓની ઉદારતાથી હજી તુનીક હુ ખુશખુશાલ રહુ છુ, જો કે લોક મને 'કમનસીબ સૌદાગર' ને નામે પીછાણે છે હવે હુ 'ફતેહમદ સૌદાગર'નો રસીનો હેવાન કેહેવા મીત્ર અયાજને અરજ ગુજારૂ છુ

"ખાખુશીથી ! " મેહેમાનદાર અયાજ સૌદાગરે ઉતર વાલ્યો, "સાભલો બેરાદરો ! " અને તેણે નીચે મુજબ પોતાનો હેવાન શરૂ કીધો

"ભાઇઓ ! મારો હેવાલ ટુક છે , લેકીન મારી માફક એક નીયમે વેપાર કરવાથી એક મુફલીસ આદમી તવગર સૌદાગર બની જાય છે મારી બચગીની જેહમતોનુ વર્ણન કરી હુ તમોને હાકી નાખીશ નહી એટલુજ કહેવુ બસ થશે કે મારો પેદર મુફલશીની ગોદમા હમેસગી સુધી મને આ દુન્યામા એકલો અટુલો મેલી સુઇ ગયો હતો મારા પેદરનુ નામ હસન અને તમારા સેવકનુ નામ અયાજ બદા તમોને તે માટે નમે છે સાત વરસ પર બદો મુરાદ અસાદની હાલના જેવીજ હાલતમા હતો એ સમરે મને એક જઇફ સોદાગર સાથે પીછાણ થઈ, જેણે મને ફતેહમદ ધધાની છુપી બાતમી આપી આ પોશીદા બાતમી તમો કદાચ જાદુથી ભરપુર ધારશો પણ તેવુ કાઇ નથી, ફક્ત વેપાર કરવાની એ એક તદન નવી રીત છે જે સરેસ્તાથી ઉતરી છે

તમો સર્વે જાણુતા તો હશો કે આપણે જ્યારે કાઇ ખરીદવા યા વેચવા માગે છીએ ત્યારે કીમ્મતમા ખેચતાણ કરવી પડે છે તેમ કરતા પુશકલ વખત ફોકટનો ગુમાય છે પણ મારા એ જઇફ મીત્રની સલાહ પ્રમાણેની રીત તદન ઉતરી છે જ્યારે હુ કાઇ પણ ખરીદી કરવાનો હોઉ ત્યારે એકજ કીમ્મત બોલુ છુ વેચનારે મારી એ માગણી યાતો તરતજ કબુલ કરવી જોઇએ યાતો તકરાર કર્યા વના ના પાડવી જોઇએ જે ભાવ હુ ઠરાવુ તે ભાવ સહ વેચનારાઓ કબુલે છે અ ામ મારી માગણી એક પણ વેના ના કબુલ રાખનાર સાથે હુ કદીએ વધુ વેહેવાર રાખતો નથી તેજ પ્રમાણે જ્યારે હુ કાઇ વેચવાનો હોઉ અને ત માટે જે કીમ્મત ઠરાવુ, તે લેનારને તે ભાવે લેવીજ જોઇએ નહીતર ઓછી કીમ્મતે બીજાને વેચ્યા કરતાં હુ તે સામાનનો નાસ કરવાનુ પસદ કરૂ છુ

બેરાદરો ! મારી ફનેહનો છુપો બરમ આ છે. તમો વળી જોશો કે મેં જણાવ્યું તેમ મારો હેવાલ ખરું ટુંકો છે. પણ એ બરમ મેં અત્યાર સુધી છુપોજ રાખ્યો. મેં આજે તમો બેરાદરો સનમુખ ખુલ્યો છે. ધંધો કરવાની એ રીત તદન સાદી જણાશે; લેકીન, તમો જો લાંબો ખ્યાલ દોડાવશો તો એની ખુબી તમોને આપો આપ માલમ પડશે, અને હવે બેરાદરો ! શરાબના શીશાઓ ફેરવો ! પણ નહી, આપણે બાગમાંજ જઇ નોશ કરીએ. માહતાબે પણ પોતાની સુધ્ધ સફેદ ચાદર પાંહરી છે, જેને લીધે ફુલ ફુલાદીનાં ઝાડો ઘણા ખુશનુમાં લાગે છે."

સઘળાઓ પોતાના મહેમાન અયાજ સોદાગર ભેગા મકાનની પાછલ આવેલા બાગમાં પેઠા, તો ફુલના પમરાતથી જગ્યા બેહેક બેહેક થતી જણાઇ. વળી બે ત્રણ ફુવારા પણ ફડફડ ઉડીને આસપાસની હવાને તાજગી બક્ષતા જણાતા હતા, જ્યારે માહતાબનાં ઠંડા કીરણો ઉડતાં પાણીની ધારો પર પડી ચકચકીત કરતાં હતાં. કલીફ હારૂન તથા જાફર એ સઘળો દેખાવ બારીકીથી પોતાના મનમાં નોંધતા હતા, તેટલાં બન્નેની નજર બાગને છેક છેડેથી અતી ખુબસુરત નવજવાન નાજનીનોના આવતાં ટોળાં પર પડી, જેઓ નાચતી અને ગાયન ગાતી તેઓ તરફજ આવતી હતી

' તમારી ચશમો હવે પેલી નાજનીનો પર ફેરવો !" મેહેમાને તે તરફ હાથની આગળી દેખાડી કહયુ "પરસ્તાનની એ પરીઓ શરાબના શીશા નોસ કરવાને ઉસ્કેરે છે, માટે હાથ લબાવો !"

કલીફ તથા જાફર સીવાય સર્વ શરાબ નોશ કરવા અને હસી મશકેરી કરવા પડયા. કલીફ હારૂન તો વીચારમાં ગરક થઇ બેસી રહયો પેલી નાજનીનોના ટોળા તરફ નજર કરવા મેહમાન અયાજે હાથ લબાવ્યો ત્યારે કલીફની નજર તેના અજબ જેવા ઘાટદાર અને નાના હાથ પર પડી, જે હાથ તેણે આગળ કયાં જોયો હતો, તેની યાદ કરવા લાગ્યો, તો તેજ વેળા મેહેમાને તરતનીજ કહેલી સોદો કરવાની નવાઇ જેવી રીત તેના મનમાં ઠસી. બન્નેમા ઘણુ મળતાપણું તેના જોવામા આવ્યુ. વધુ બારીકીથી તે હવે પોતાના મેહેમાનના આંગળાં દુર બેઠો બેઠો તપાસવા લાગ્યો તો જે જઇફ સખ્સને તેણે છુપાઇ સોદા કરતો જોયો હતો તેના જેવાંજ આંગળા માલમ પડયા વળી તે જઇફ શખ્સની વેચવા સાટવાની રીતને બરાબર મળતી રીત અયાજની પણ હતી. ભરાવદાર આંગળીઓ અને તેમની પર દીપાવતી ઘણા કીમ્મતી હીરાઓની જલકદાર વીંટીઓ પણ તેજ હતી

"હ ! ત્યારે ખુદ મીજાજી અયાજ સોદાગર અને ચોરેલા માલની આપ લે કરનાર એકજ !" કલીફ મનસે વીચારવા લાગ્યો "સૈદાગરીની

ની રીત અને ફતેહમંદી એવા માલને આભારી છે. ખરેખર ! સોદાગરની આ સફાઇ છે !"

કલીફ એવા વીચારોમાં એટલો તો મસગુલ રહયો કે આસપાસ શું બનતું હતું, તેનું પણ ભાન તેને રહયું નહી. આખરે અયાજ તેની આગળ આવ્યો અને શરાબ નોશ કરવામાં ભાગ લેવા તેણે અરજ ગુજારી, ત્યારેજ તે વીચારમાંથી જાગૃત થયો. પણ અયાજની અરજ સ્વીકારવાને બદલે તે ઉઠીને બોલ્યો "માહાતાબની ખુશનુમા રોશની પુર બહારમાં પંહરાયલી છે તેટલાં અમારી મુસાફરી આગળ લંબાવીશું. તમોએ અમો મુસાફરોની જે આગતા સ્વાગતા કીધી છે તે માટે ઉપકાર થયો. સલામ આલેકુમ !"

કલીફ અને જાફરે હવે મજલીશને સલામ કરી ફતેહમંદ વેપારીની મીજલસમાંથી રૂખસદ લીધી, અને બન્ને તરતજ મેહેલમાં ગયા.

બીજે દીને સાંજે ફતેહમંદ સોદાગર અયાજના ધંધા પર વધું નીગાહ રાખવાના ઇરાદાથી હમેસનું ત્રાસુલ બીજી જાતનો પોશાક પેહેરી મેહેલ-માથી બાહેર નીકળ્યુ. મામાનની આપ લે થતી હતી તે મકાનના પાછલા ભાગ તરફ આગળ મુજબ કલીફ અને જાફર છુપાઇ સઘરું જોવા લાગ્યા. તેઓ કદાચ તે સાંજે વેહેલા જઇ પહોચેલા હોવા જોઇએ; સબબ, તે વેળા પેલો પ્રખ્યાત ઓરડો તદન ખાલી દીસ્યો. ભોંય પર ગાંસડીઓ આગળ પેંહેજ પડેલી હતી અને ઝાંખી બટી પણ મેજ પર રોશની આપતી હતી. પણ પેલો ભેદી શખ્સ ત્યા નહી હતો. કબાટ રોકી ઓરડામા મુગો હબશી નારાને બેઠેલો જણાતો, અને જો કે ત્રણ ચાર વખત બાહેરથી બારણા અફાલવાના આવાજ સભલાતો હતો, તોપણ તેની કાઇએ ખબર તે લેતો નહી હતો.

"કદાચ અયાજ શકમદ થયો હશે, અને તેમ હશે તો અહીં હવે આવશે નહી : માટે વધુ વખત અહી ખોટી શા માટે રહુ ?" કલીફ વીચાર કરી ત્યાંથી જેવો નીકળી જવા કરતો હતો તેટલાજ ઘણી ઉતાવલથી અયાજને ઓરડામા દાખલ થતો તેણે દીઠો.

સોદાનુ કામ બધ થયુ કે મકાનમાનો સોદાગર ઉઠયો. તરતજ કલીફે જાફરને ઇસારત કરી જણાવ્યુ "આપણે એની પાછળજ જઇએ."

અજબ રીતનો સોદા કરતો સોદાગર બાહેર રસ્તે નીકળયો કે કલીફ અને જાફર થોડેક છેટે રહી તેની પુઠે જવા લાગ્યા, જેમનાથી વળી થોડેક દુર કલીફનો હમેસનો તાબેદાર હબસી ગુલામ મસરૂર ચાલતો હતો. તેઓ સેજ દુર ગયા નહી હશે તેટલા આગળ જણાવેલો કંજુસ બુઢે ભીક્ષુક અયાજને સામો મળ્યો.

"એક બુઝરગ મર્દ ! બા બા પૈસા ફેંક ! અલ્લાહ તુને જ્યાદા આપે ! મુફલસીની મુસીબતોની કદર પીછાનનાર કોઇ હશે ?" ભીક્ષુકે હાથ લંબાવી કહ્યું.

"કોણ, મારો પેદર ! મારી પાસેથી પૈસા લઇ ભીખનો ધંધો છોડી દેવા મેં તુંને કેટલી વખત સમજાવ્યું ?" અયાજ બોલ્યો

"કોણ ? મારો બેટો ! તારા પૈસા ! હરામના તારા પૈસા લઇ શું હું અલ્લાહનો ગુનેહગાર ઠરૂં ? નહી, નહી ! કદી એ બનશે નહી ! એ બદફયાનતી દોલત તુંનેજ મુબારક ! એમાંથી એક કોડી પણ લેવી હું હરામ સમજું છું ! જો, મારૂં કહ્યું માનીને એ હરામ પેશો છોડી દે !"

"જા ત્યારે, અને મુફલસીમાં અવત્યાં માર !" અયાજે ઉમકેરાઇ કહ્યું.

"અરે ! અલ્લાહના કલામ યાદ કર ! શું છેકજ અધર્મી થઇ ગયો !" બુઢો ત્યાંથી જતાં જતાં બડબડયો, જ્યારે તેનો બેટો તેના જતા આકારને જોતો ઉભો રહગો.

થોડીક પલ એ મુજબ જોયા પછી કાંઇ વીચાર આવ્યાથી બુઢાની પુઠે જવા લાગ્યો. ખલીફ અને જાફરે પણ ચાલુ મુકયું. બુઢો ભીખારી પેલાં આગલાંજ કંગાલ મકાનમાં દાખલ થયો. અયાજ સોદાગર એક બે પલ ઉબર પરજ ચુપચુપપણે ઉભો રહી ધીમે પગલે અંદર દાખલ થતો જણાયો. ખલીફ તથા જાફર પણ બાપ દીકરા જાણે નહી તેમ બેધડક દાખલ થયા.

કંજુસ બુઢો ભીખારી બેહેરો હોવાથી પોતાના છોકરાના પગલાં સાંભળી શક્યો નહી હતો, જ્યારે ખલીફ અને જાફર ગુપચુપ અંદર દાખલ થઇ અંધારા ખુણામાં જઇ ભરાયા. ત્યારે તેઓએ એ ભીક્ષુકને ઓરડાની વચ્ચો વચ્ચ ગુંઠણ મંડીએ પડી ધ્રુજતે હાથે પોતાનો તે દીવસનો એકઠો કીધેલો ખજાનો આગલાની સાથે મુકતો દીઠો; આ વખતે અયાજ સોદાગર ધીક્કારથી મુછમાં હસતો ઉભો હતો.

થોડીક પલ સુધી મક્કાફપણે સોદાગરી કરનાર આ શખ્સ ગુપચુપ કંજુસ પર નજર ફેરવી રાખયા પછી બોલ્યો "હ ! ત્યારે ભીક્ષુક એક કંજુસનો પણ ભાગ ભજવી બનાવે છે ! તેં મારી માગણીને ઠોકર મારી, અને અમનચમનમાં બાકીના દહાડા પુરા કરવાને બદલે આવી દરરોજની હેજગારી કરવાનું તે પસંદ કીધુ; આવી કંગાલ જગ્યાએ થોડાક પીતળના ફ્લોસ (સીક્કા) એકઠા કરવા તે મોજ માની !" એટલું બોલી તેણે તીરસ્કારથી બુઢાના હાથમાં ધરેલી પૈસાની ઢેલી પર જે એક લાત મારી કાઢી કે સઘળા સીક્કા ભોંય પર વેરાઇ પડયા. આ જોઇ બુઢો મોટે મોટે ચીચારી પાડી પોકારવા લાગ્યો. "ચોર ! ચોર ! મને લુટે છે ! લુટે છે ! ચોર ! ચોર ! કોઇ આવો !"

"લુચ્ચા! મુગો રહે છે યા નહી!" અયાજે પોતાના પેદરનું ગળું પકડી જનુનથી કહયું "શું તું તારા પાડોસીઓમાં મારી ફજેતી કરવા માંગે છે? મુગો મર!"

પણ કંજુસ બુઢ્ઢાએ બુમો મારવી ચાલુ રાખી કે તરતજ અયાજે ગુસ્સામાં આવી ખંજર હાથમાં પકડયું. પેલા બુઢ્ઢાને મારી નાખવા જેવો તેણે હાથ ઉગામ્યો કે કલીફે ઇસારત કરતાંજ જાફરે અયાજનો હાથ મજબુત ઝાલી લીધો. પણ અયાજ કાંય નબલો પોચો નહી હતો; તે જવાન સાથે મજબુત બાંધાનો હોવાથી જાફર સાથે ઝનુનથી ખેંચતાણ કરવા લાગ્યો; એ પ્રમાણે ધમપછાડા મારતાં પોતાના હાથમાંનું ખંજર અચાનક અયાજના પોતીકાં બદનમાંજ ભોકાઇ ગયું અને મોતના પછાડા મારતો ભોંયે પડયો. આ પ્રમાણે થોડાજ કલાક અગાઉ સોદા કરવાની પોતાની નવી સફાઇદાર રીત માટે મગરૂરી દેખાડનો અને ફતેહમંદ સૌદાગરની ઉપમા પામેલો શખ્સ કમકમાત રીતે તરફડયાં મારતો મરણ પામ્યો.

બીજે દીને સૌદાગર અયાજની મીલકત જપ્ત કરવાનો ઇમાનીઓના શહેનશાહ હારૂને હુકમ કાઢયો. પેલો બગીચો અને આરાસ્તા કીધેલુ મકાન એ નાત્વરે તેના આગલા ધણી કમનસીબ મુરાદ અસાદને બક્ષીસ કીધું, જ્યારે અયાજની બીજી મીલકતો તથા સરસામાન વેચાવીને તેમાંની અરધી રકમ પવીત્ર મસજીદોને અર્પન કરાવી અને બાકીના પૈસા ગરીબ ગુરબાંઓમાં વેંહેચાવ્યા.

પેલા જઇફ કંજુસ ભીખારીએ અયાજનો પૈસો હરામ ગણ્યો હતો, તે માટે કલીફે તેને શાબાશી આપીને તે જીવે ત્યાંસુધી તેની હાલતને અનુસરતું વરસાન બાંધી આપ્યું; અને મુતસદીઓ લખી ગયા છે કે જ્યારે એ બુઢ્ઢો ભીખારી મરણ પામ્યો ત્યારે તેની પાસેથી સારી જેવી દોલત એકઠી કીધેલી મળી આવી હતી, જે સઘળી કલીફ હારૂનના ફરમાનની રૂએ ધર્મખાતાંઓને સપોરદ કરવામાં આવી.

**અલ–હસનની કહાણી.**

સમો સાંજનો હતો, અને કલીફ તથા જાફર મેહેલના વીસાલ બાગમાં ફરતા હતા, તેટલાં એક ઝાડીવાળી જગ્યે કલીફે પોતાની મીસ્કહ (યાને કસ્તુરી) નામની એક માનીતી લોંડી સાથે ઝનાનખાનાના એક ઓરડામાં ગુંદ્દણમદીએ પડેલા એક બેગાના મરદને જોયો, જે ઠેકાણે કોઇ પણ મરદને જવાની સખ્ત મના હતી.

"યા લ્લાહ! યા લ્લાહ!" એટલું બોલી ગુસ્સાથી કલીફે તાબડ ફોડયા તો સેજ પલમાં ખીદમતગારો તથા ગુલામોનુ ટોલું તેની આગળ જમા થયું.

"પેલી મીરકહના ઓરડાને ઘેરો નાખો અને તેમાં જે કોઇ આદમ મળી આવે તેને સેતાબ કતલ કરો."

"નામવર! બેઅદબી માફ છે." જાફર વચ્ચે બોલ્યો "મારી નાકેદ અક્કલમાં એ હુકમ ઠીક દીસતો નથી."

"તેં તારી નજરે હમણા જોયુંની?"

"હું કબુલ કરૂં છું; પણ ઘણીક વેળા બને છે તેમ કદાચ એ બન્નેનો કાંઇ બચાવ પણ હોય."

"ત્યારે હું પેહેલાં તે સાંભળીશ; જાઓ, એ બન્નેને બંધાવાન કરો."

તરતજ મીરકહ અને પેલા શખ્સને બંધાવાન કરવામાં આવ્યાં. પેલા શખ્સને વધુ હુકમ કરવામાં આવે ત્યાં સુધી પહરેજ કરવાનો હુકમ આપી ખલીફે સઘળાઓને ત્યાંથી જતા રહેવા ઇસારત કીધી કે એક પલમાં તે જગ્યે એ નામવર તથા મીરકહ સીવાય બીજું કોઇ રહયું નહી.

"મારી મેહેરબાનીનો બદલો શું તું આવો વાલે છે? મારી મના કીધેલી જગ્યે એક તદ્દન બેગાના મરદને લાવી મારા હુકમનો અનાદર કરવાની તુ શુ હીમ્મત કરે છે? પણ એનો સ્વાદ તું થોડા વખતમાં ચાખશે."

"અય દયાવંત શાહ! જરા ધીરા થાઓ અને મારો હેવાલ સાંભળી લીધા પછી તમારે ગમે તે શીક્ષા તમે ફરમાવજો, તેટલાં હું કરગરી અરજ કરૂં છું કે મારૂં પેહેલાં સાંભળો."

"બોલ, જોઉ? તારો શો બચાવ છે?"

"પેલો બેગાનો મરદ કોઇજ નહી પણ મારો માવકો ભાઇ છે. એકજ માદરના દુધથી અમે ઉછર્યાં છઇએ. અમો જ્યારે નાનાં હતાં ત્યારે સાથેજ ખાતાં પીતાં તથા રમતાં હતાં. હું તમોને પેહેલાંથીજ કહીશ કે અમે એક બીજાને ભાઇ બેહેન જેવાં ગણ્યે છીએ. સાત વરસની ઉમ્મરે પોતાના ચચા ભેગો એ મફરે ગયો હતો, ને ફક્ત બે દીવસ પર આ શેહેરમાં ઘણી લાંબી મુદ્દતે પાછો વળ્યો એ ખબર મને માલમ પડવાથી કુદરતી રીતે તેની સાથે વાતચીત કરવા મને હોશ થઇ કે જેથી એની મુસાફરીની રંજ વીશે હુ વાકેફ થાઉ અને જુદાં જુદાં દેશોની નવી નવાઇઓથી માહીતગાર બનું. મારેથી બાહેર નીકળાય એમ નહી હતું. પણ તેજ વેળા મેં સાંભલ્યું કે એ કેટલીક કીમ્મતી નવાઇ જેવી ચીજો મને ભેટ આપવા લઇ આવ્યો હતો: આથી હાથો હાથ તે લેવાની મને તલપ થઇ. એમાં જો કે મેં ખોટું કીધું છે, તોપણ જો આપ નામવર પોતાને મારાજ જેવી સ્થીતીમાં મેળી વીચાર કરશો તો એ સીવાય બીજો લાયક રસ્તો શોધી કાહડશો નહી. અલ્લહના કસમ લઇ જણાવું છુ કે મે હમણા આપ દાનેશમંદ જેહાંપના આગળ જણાવેલી બીના ખરી છે."

ફલીફ આથી જરા વીચારમાં પડ્યો, પછી પુછયું: "વારૂં! એનું નામ શું?"

"મારા એ સાવકા ભાઇનું નામ અલ-હુસન છે."

ફલીફે પાછા તાળડા ફોડયા કે કેટલાક ખીદમતગારો પાછા દોડી આવ્યા

"પેલા મરદને અહીં હાજર કરો."

મેજ વારમાં અલ-હશનને ફલીફ રૂબરૂ ઉભો કરવામાં આવ્યો. ફલીફે ભવાં ચહાવી તે પર નજર ફેંકી કહયું:

"અય ઉછાછલા જવાન! મને ખરેખરૂં કહી દે કે તું જ્યારે એ ઠેકાણે આવ્યો ત્યારે તુંને મારા હુકમની ખબર હતી?"

"અય ઇનસાફી શાહ! મારો ઉતર એટલોજ છે કે જો તેની મને ખબર હતે તોપણ લાંબી મુદતે એક ભાઇને પોતાની બેહેનને મળવાની હોંશ સઘળી મુશકેલ્યતને ગણત્રીમાં લેતી નથી.

"તું હીમ્મતવાન જણાય છે, પણ મારા સવાલનો એ સીધ્ધો જવાબ નથી."

અલહસને એનો ઉતર વાલ્યો નહી, પણ અદબ અદાથી ચુપચુપ ઉભો રહયો.

"હું પુછું છુ તેનો સીધ્ધો જવાબ વાલ."

"મારી દેશે દેશની મુસાફરી દરમ્યાન જેમ એક હાથ પર આપ દીવે હાતમ નામવરની ઉદારતા, વગેરે સદગુણોની તારીફ મુજ કમનશીબ બંદાના સાંભળવામાં આવી છે તેમ બીજા હાથ પર—"

"બોલ; મુંગો કેમ રહયો છે"

"જયારે ઇનસાફીઓનો ઇનસાફી શાહ જાણવા માંગે છે તો કહીશ કે આપ નામવરના કેટલીક વેળા વીજળી સમાન ગુસાથી બેગુનાહોને ચતી સીક્ષા એકાદ સુફેદ ચાદર પર પડેલા એક નાના કાળા દાઘ મીસાલ હોય છે, જે બલવંત કીરતીને થોડીક ઝાંખી કરે છે."

"અલ્લાહ કરીમ! જાફર, આ ગબરૂ જબરો હીમ્મતવાન દીસે છે; ધાસ્તી શું તે એ જાણતો નથી."

"અને તે સાથે બોલવું ભરભરયું છે" જાફરે ટીકા કીધી.

"બેશક, બેશક! આપણને મક્કા ખાતે મલેલા પેલા અરબ જેવો એ હીમ્મતી દેખાય છે." (જુઓ પાનું ૧૩૧).

"એ અબીપરાય માટે જનાબનો હું અતી આભારી થયો છું, વેકીન ઇમાનીઓના અય શાહ ઇન શાહ! મારી મુસાફરી દરમીયાન એક ઓરતને હાથે હું આજેજ ઘયો હતો."

"તું જવાન એક ઓરતને હાથે આજેજ?" કલીફે સવાલ કીધો.

"હા ઝનાબ!"

"ત્યારે તો હું સાંભળવા માગું છું."

"જેવી જહાંપનાની આગ્ના!" અલ-હસને કહયું "શાહ, સુણજી:

સાત વરસની ઉમ્મરે મારા ચચા સાથે હું ધંધે લાગ્યો. મારો એ ચચો ધંધે સોની હતો અને તેના પ્રમાણીકપણા વીશે બે મત હતાંજ નહી. એ ધંધામાં એના જેવો બીજો કોઇ પણ જોડયો હતો નહીઃ જેથી બરકત પણ ઠીક આવતી, તેથી એ અમારા કુટુમ્બનું આબરૂ દરકારથી ગુજરાન ચલાવતો હતો, લેકીન થોડાજ પૈસા બચાવી શકતો. હવે તેની એક દીકરી ને એક બેટા હતો. જ્યારે આ બેટી પંદર વરસની ભરતીમાં આવી, ત્યારે આસપાસનાં ગામોમાં વતીક તેણીના જેવી ખુબસુરત નાજનીન કોઇ ન હતી. હું તેણી પર મોહીત પડયો અને મારી સાથે નેકાહ કરવા મેં મારા ચચા પાસે માગી લીધું. પણ તે છેડાઇ પડયો અને જણાવ્યું કે તેની એ લડકી અમીર જેવાની બીબી થવા લાયક છે. માટે મારા જેવા મીસ્કીને એ વાતથી તદન હાથ ઉઠાવવો. ત્યાર પછી કાંઇ વીચાર આવ્યાથી મને તેણે પોતાના ઘરમાંથી હાંકી કાઢયો. થોડા ઘણા જે પૈસા મે બચાવ્યા હતા તે લઇ નીરાશ જીગરે આ ફાની દુન્યાની કીસ્તી પર હાડમારી ભોગવવા સ્વાર થયો. વીશ દીવસની મુસાફરી પછી હું એક ખુશનુમા શેહેરમાં જઇ લાગ્યો અને ત્યાંનો વેપાર વનજ જોઇ મેં ત્યાં ધામો નાખ્યો અને સોનીનો ધંધો શરૂ કીધો. થોડા વખ્તમાં મારી કારીગરીની વાન આખાં શેહેરમાં પ્રસરી ગઇ, જેના પરીણામમાં હું હાકેમના મેહેલમાં આવતો જતો થયોઃ આથી વારંવાર હું લશકરીઓના સમાગમમાં આવતો ગયો અને તેમની લડાયક કવાયદ વગેરેએ મારી પર અસર કીધી. રફતે રફતે હું પણ તેમની એ જંગી રમતમાં ભાગ લેવા લાગ્યો. જેમ કરતાં થોડા માસના અરસામાં હું જોરેમંદ પહેલવાન અને કુલાબાજ લશકરી દાખલ પણ ઓલખાવા લાગ્યો. આખરે લશકરી એક ટુકડીનો મને સરદાર બનાવવામાં આવ્યો, જે ટુકડી હાકેમના મેહેલની ખાસ વીસ્વાસુ ગણાતી હતી. આ ઓધાની રૂએ મારો મોભો એકદમ વધી ગયો. ખરેખર, લશકરી પોશાકમાં મારો ચેહેરો કાંઇ ઓરજ રંગરૂપ લેતો હતો: જેથી કાંઇક ઓરતનું ધ્યાન મારી પર ખેચાયવું હું વારંવાર જોતો હતો અને ઘણે સારે ઠેકાણેથી મારી સાથે નેકાહ કરવાની માંગણીઓ આવી

તેમાં કશી નવાઇ નથી. પણ ઇમાનીઓના એ શાહ! એ સઘળી માંગણી હું ના પાડતો ગયો. વધુ ઉચા ઓધ્ધા પર ચઢવાની મારી હોંશ હતી. પણ એક બનાવે મારી એ હોંશના કોટને ભોંયબરાબર કીધો.

હાકીમની બીબીને તેણીના પેદરે પોતાના શેહેરમાં બોલાવી; સબબ, તેના કુટુમ્બમાં નેકાહની ધામધુમ મચી રહી હતી. બીબી ત્યાં જવા તૈયાર થઇ, જો કે તેણીના પેદરનું શેહેર પુશકલ ફરસંગ દુર હતું. તેણીને સહીસલામત લઇ જવા હાકીમે મને પસંદ કીધો અને અમે કેટલાંક નોકર નફરો સાથે મુસાફરી ચાલુ કીધી. ચાર દીવસની મજલ કાપ્યા કેડે જે બનાવ બન્યો તે મારાં મરણ તુલીક મારા મગજમાં કોતરાઇ રહેશે. સઘળું સલામત ધારી અમો સઘળાંઓ જેમ ગમે તેમ આગલ પાછલ ચાલતાં યા વીસામો લેતાં હતાં. એમ કરતાં હું તેમનાથી ઘણેક છેટે મારા અસ્પ પર બેસી વચમાં પસાર થતી નદી ઓલંગી આગળ વધી આવ્યો, અને તેમને ઘણેક દુર જોઇ ઘોડાપરથી નીચે ઉતરી તથા હથ્યારો વગેરે જમીન પર મેળી મારી સાથવાલાંઓના આવ્યા તુલીક ઢાક લેવાના ઇરાદાથી હું બેસવા જાઉં છું, તેટલાં મારી ઘણી અજાયબી વચ્ચે એક ખુબસુરત અને મજબુત બાંધાની ઔરતને મે મારી ઘણી નજદીક હસ્તે મુખડે બેઠેલી જોઇ. ઇમાનીઓના એ શાહ! ખરેખર! મારી અચરતીનો કશો પાર રહયો નહી. આ વેરાન જગ્યે આ ઓરતને જોઇ હું વીચારના વમલમાં સંકોચાયો.

પણ મારી અજાયબી વધતી ચાલી. સબબ, તેણીએ મારૂં નામ લઇ મને હસીને આવકાર દીધો.

"અય નવજવાન ઔરત! હું તુંને મુદલ પીછાણતો નથી, છતાં તું મને ઓલખતી દીસે છે." મે કહયું.

"અય હસન પહેલવાન, તુ થોડા વખતમાં મને બરાબર ઓલખશે."

"પણ આ વેરાન જગ્યામાં તુ નાજનીન એકલી કેમ?" મેં સવાલ કીધો.

"નહી, હું એકલી નથી." તેણીએ હસીને કહયું. "મારી પર ઠેરવી રાખેલી તારી નજર બે એક પલ દુર કરી તારી ચશમનો ઘોડો આસપાસ ફેરવ, અને પછી મારી માગણી સ્વીકારવી યા નહી, તેનો ખ્યાલ કર!"

ઝનાબ! મેં આખી આસપાસ ફરી જોયું તો અજાયબીમાં હુ તદન ગરક થઇ ગયો. પેલી ઔરત આ સઘળો વખત મારા ચેહેરા પરના ફેરફાર તપાસતી હતી.

"ઠીક!" તે બોલી "હું આ જગે કેટલી બલવાન છું તેની ખાતરી તેં હવે કરી. તું જોય છે કે તારી સાથવાલાંઓ સઘળા માસ સુલામોના સંકજામાં આવેલાં છે."

"પણ એનો સબબ?"

"એના સબબ માટે હજુ તું મને પુછે છે? હા, હા, હા! તું તદન બોલેમીયાં દીસે છે. એમના છુટકારાની ચાવી તારા પોતીકા હાથમાં છે."

"મારા હાથમાં? તેં એમને બંધીવાન કીધાં છે અને મારા હાથમાં શી રવેસે?" મે પુછ્યું.

"મારો અઝીઝ યાનો તદન બોલેમીયાં છે યાનો ખંધાઇમાં પુરો છે."

"તારે ગમે તે વીચ્યર, પણ તારી મતલબ મને હવે સેનાબ જણાવ."

"જ્યારે તું એટલી ઉતાવલ કરે છે તો સાંભળ. વારંવાર મારા કાનપર વાત આવી હતી કે કચ કાંઇ ખુબસુરત ઔરતો તારીપર શીદા થાઇ તારી સાથે નેકાહ કરવા માગે છે, પણ તેં સઘળીઓની માગણી ના કબુલ રાખી છે. મારી નાજુક પંથનીઓ તરફથી તુને શીક્ષા કરવાના ઇરાદાથી હું અહીં આવી, પણ તારો ચેહેરો, કદ, દેખાવ વગેરે જોઇ મારો વીચાર ફરી ગયો છે, અને તારી સાથે નેકાહ કરવા માગું છું. તારે મારી માગણી કબુલ કરવીજ જોઇએ."

"નેકાહ કરવા એ બન્નેની ખુશીનો સોદો છે! જોર જુલમથી નેકાહ કોઇ કાલે થઇ શકતા નથી."

"તારી એમાં ભુલ છે. હું કોણ છું અને મારામાં શી હકુમત છે તેનો તુને ખ્યાલ પણ નથી."

"હા, હા, હા! એક બેગાની ઓરતની તું'કાઇ મારા જેવા મરદ પર!"

"હુ તુને કરગરી કહું છું કે મને ના છેડ. એક વખત જો મારું ઝનુનનું બાઝાર તેજી પર ચઢ્યું તો તારી તું'કાઇ પલ વારમાં ગમગીનીમાં ફેરવાઇ જશે. હજુ પણ મારી માગણી કબુલ કર. સ્વીકારવાથી આપણે બન્ને જીંદગી તુલીક સુખમાં રહીશું."

"વાહ, વાહ! વાહ વાહ! એવી સરકશી તું બસે કોઇ બીજા પર અજમાવ, પણ મારા જેવા પર—"

"હં! એટલી બધી હેંકરાઇ?" ગુસ્સા ભેર વચ્ચમાં તે બોલી "તો કંગાલ! લે હવે એનો સ્વાદ!" એટલું કહી એક જબરદસ્ત અછાડ મારી એ જમીલાએ મને જમીનદોસ્ત કીધો. વાઘની પેઠે મારું ઝનુન ઉભરી આવ્યું, પણ એ ઓરત મારા કરતાં વધુ ચબરાક હતી; તેણી તરતજ ચારે દીશા ભણી વીજળીક ઝડપે ચોકસ મંત્ર ભણી ફરી અને જમીન પરની ધુળને ખોબે લઇ મારાં મુખ પર નાખી બોલી: "કહુણી કરેન્તો! આદમનો આકાર બદલી એક અરપ બની જા!"

તરતજ હું ઘોડાના આકારમાં ફેરવાઇ ગયો. તેણીએ પોતાના નોકરોને બુમ પાડી મારી સાથવાલાઓને છોડી દેવા ફરમાવ્યું અને મારી થાલ લોખંડ જેવા દસ્તે પકડી બોલીઃ "તારી પહેલવાની, તારી તુંડાઇ, તારી મગરૂરી, તારી સરકસી, વગેરે સઘળું હવે ક્યાં ગયું!" ત્યાર પછી એ જાદુગરણીએ મને બીજા ઘોડાઓ ભેગા લઇ જવા પોતાના ખીદમતગારોને હુકમ કીધો.

કેટલાક માસ સુધી હું જાનવરી અવતારમાં એ જાદુગરણીની નોકરીમાં રહયો, જેટલા અરસામાં મારી પીઠ પર કાંઇ મેં'કડો ફટકા મેં ખમ્યા હશે. આખરે એક દીને મારી પીઠ પર સ્વારી કરતા તેણીના એક હબશી ગુલામને ટક જોઇ પાડી નાખી પવન મીસાલ હું ત્યાંથી નાશી ગયો. કેટલાક ફરસંગ દોડયા પછી હું તદન થાકી ગયો અને રસ્તાની એક બાજુએ વીસામો લેવા ઘાસપર અલોટાયો. હું ઘણી પલ સુધી એ હાલતમાં રહયો નહી હોઇશ, તેટલાં કેટલાક નાનરવી શખ્સોએ એકાએક આવી મને છીકડયો. બે એક ફરસંગની મંજલ કાપ્યા પછી તેઓએ ગીચ ઝાડીવાલી જગ્યાએ વીસામો લીધો અને વાતચીત કરવા તથા ભોજનની તૈયારી કરવા લાગ્યા. તેમની વાતચીત પરથી હું ચેતી ગયો કે એ આદમીઓ ધંધે ફાંસીગરો હતા. વેપારીઓમાં મુસાફરોનું ડોલ ઘાલી મુસાફરી દરમ્યાન મળતા પરાયા શખ્સો સાથે ઘણી સીફતથી દોસ્તી કરતા અને નદી યા નાળાંના કીનારા જેવી નવરી જગ્યાએ તેમને લલચાવી લઇ જઇ દસ્તમાલની મદદથી નીશાની કરતાંજ તે બાપડાઓને ગુંગલાવી મારી નાખી, તેમની લાશ ડટી, તેમનો સઘળો અશબાબ લુટી ગુપચુપ બીજે ઠેકાણે નવા શીકારની શોધમાં ફર્યા કરતા. ઉપલો દેખાવ ખરેખર ઘણો ત્રાસદાયક હતો. પણ મારી જાનવરી હાલતમાં હું શું કરી શકું અને કેવી રીતે અજાણ્યાઓને ચેતાવું? આવા ફાંસીગરોની ટોલકી સાથે હું લાંબી મુદત સુધી ફર્યા કીધો.

ઇમાનીઓના એ શાહ! તેમનાં નાતરશ કામો અને તેમના શીકારોના મરતી વેળાના ત્રાશદાયક તરફડયાંઓનું વર્ણન કરીશ નહી. એટલુંજ કહીશ કે એ ફાંસીગરો આદમના રૂપમાં શૈતાન હતા.

તોપણ દરેક ચીજનો વેળ આવે છે, તે મીસાલ મારા બાબમાં અતી અગસનો એક બનાવ એક દીને બન્યો ફાંસીગરોના કેટલાક જાસુસો ખબર લાવ્યા કે તવગર દીસ્તી મુસાફરોની એક નાની ટોલકી ચોડેક છેટેથી અમો જ્યાં છાવણી નાખી પડયા હતા ત્યાં આવતી હતી. ફાંસીગરો વીજળીક ઝડપે ઉઠયા, પણ જાસુસો ખબર લાવ્યા કે મુસાફરોની એ ટોલકી ગાઝે એક ઔરત હતી. આ ખબર તેમને માટે

ફટકા સમાન હતી. તેમના બાપદાદાના ચાલતા આવેલા રેવાજ મુજબ ઔરતનો છુવ લેવાય નહી. અમારી ટોલકીમાં બે જમાદારો હતા, તેઓ વચ્ચે આરી વાંધો પડ્યો. એકે મત આપ્યું કે ઔરતને રહેવા દઇ બાકીનાઓને પેલી જેહાનમાં પુગાડી દઇએ, પણ બીજા જમાદારે વાંધો લીધો કે "એ ઓરત પેલા તવંગરની બીબી હોવાથી અને નેકાના ખુનાઇ ગુંહથી એકત્ર થયાથી રેવાજ મુજબ એ સઘળાંઓને પડતાં મેલવાં જોઇએ; નહીનર આફ્ત જરૂર આપણી પર વરસવાની." આ મુજબ વાંધો જોશપર ચડ્યો હતો, તેટલાં જાસુસો વંધુ ખબર લાવ્યા કે એ મુસાફરો હવે લગભગ નજદીક આવી પુગ્યા હતા. વીચાર કરવાનો હવે વખ્ત રહેશે નહી: તેથી એ મુસાફરોનું શું કરવુ તેનો પાછળથી વીચાર કરવા ઠરાવી તેમનો આદરસ્તકાર કરવા આ ફાંસીગરો તૈયાર થયા. હમેસની પૈંડે અમારી ટોલકીએ થોડા વખતમાં તેમની સાથે દોસ્તી પાડી નાખી. તેઓ હથ્યારબંધ હતા, જ્યારે અમારી ટોલકી પાસે નીરદોશ દેખાવના ફકત દસ્તમાલ હતા: મુસાફરોને થોડીજ ખબર હતી કે એ દસ્તમાલો તેમનાં હથ્યારો કરતાં વધુ ફાની હતાં.

હવે બન્યુ એમ કે મુસાફરો સાથની પેલી ઓરત વધુ ચબરાક હતી. તેણીએ બુરખામાંથી આસપાસ નજર ફેંકી અને થોડી પલ સુધી મારીપર તેજી નજર ફેરવી રાખી. પછી પોતાના ખાવીંદને કહ્યું "આ ઘોડો મને ઘણો ગમે છે. આ મુસાફરો પાસેથી તમે મારે ખાતર એ વેચાતો નહી લેવો?"

મેં જોયું કે ખાવીંદનો પ્યાર પોતાની એ પરણેતર પર અખુટ હોવો જોઇએ; સબબ, તેણીની અરજ તેણે તરતજ સ્વીકારી અને જમાદારો સાથે વાતચીત કરી મને ખરીદવામાં આવ્યો. આ વેળા સાંજનો સમો થયો હતોઃ માટે તે રાત સાંજ તોડી પાડવા ઠરાવી સર્વ ભોજનની તૈયારી કરવા લાગ્યા.

અંધારૂં થતાંજ કોઇ જોય નહી તેમ પેલી ઓરત મારી નજદીક આવી અને મારાં મ્હોં તથા આંખ બાણી તીકીને જોયા પછી હસી. "હું ધારતી હતી, તેમજ છે." તે બોલી, "બીચારાને કોઇએ આ અવતારમાં લાવી મુકયો છે, પણ હું અસલ હાલતમાં અલ્લાહની મદદથી લાવી શકીશ. ખુદા તારી મદદ!"

ખુશાલીને મારે હું તરતજ મારી એ ઉગારનારની હજુર ગુંઠણ મંડીએ દયાલુ મ્હોં કરી બેઠો.

"ગભરાના! અલ્લાહ ચાહશે તો તું થોડીજ પલમાં તારાં અસલ રૂપમાં ફેરવાઇ જશે."

ત્યારપછી તે મારી આસપાસ કાંઇ મંત્ર ભણતી સાત ફેરા ફરી અને મારાં મ્હોં પર પોતાનો હાથ ફેરવ્યો કે તરતજ મને કાંઇ ઓર તરાંહની લાગણી થવા લાગી. હું ધીણુ ધીણુ થઇ ગયો.

" જો તારૂં અસલ રૂપ આદમ હોય તો તેમાં પાછો ફેરવાઇ જા !" તે બોલી " પણ જો હાલનીજ હાલતમાં જનમ્યો હોય તો લાચાર !" એટલું બોલી વળી પાછું કાંઇ મંત્ર ભણતી જમીનપરની ધુલ હાથમાં લઇ મને છાંતી કે તેજ પલે મેં પોતાને આદમ રૂપમાં જોયો. તેણીએ તરતજ મ્હોં પર બુરખો નાખી દીધો અને મારી આગળથી ઉતાવળથી જવા લાગી. પણ મેં કાલાવાલા કરી તેણીને ત્યાં ઠોબાવી અને બેહદ ઉપકાર માની કહયું:

" અય નાજનીન ! તેં મને ઉગાર્યો છે, તો અલ્લાહની મેહેરબાનીથી હું તમો લોકોને પણ આ ફાંસીગરોના હાથમાંથી બચાવી શકીશ."

ત્યારપછી અતી જડપથી ટુંકમાં તેઓ કોણુના સપાટામાં જઇ પડયાં હતાં તે મેં કહયું.

" એનો ઉપાય ?"

" આપણે થોડી સંખ્યામાં છીએ, જયારે એ ફાંસીગરો ઘણા છે. વલી અત્યાર આગમચ તમારાં હથ્યારો કડાય એઓએ સ્વાધીનમાં લીધા પણ હશે. એટલું ઠીક છે કે બન્ને જમાદારો વચ્ચે વાધો પડયો છે. કોઇ પણ રીતે તમો બાનુંની જીદગી સલામત છે."

" એ ખરૂં ! પણ મારા પ્યારા શૌહરને તથા નોકરોને મારે બચાવવા જોઇએ."

" જો જરાએ સંસારો જણાશે તો આ ફાંસીગરો એકદમ આપણ સઘળાંઓની કતલ ચલાવશે."

" પણ ઉપાય ! ઉપાય !"

" એજ કે આપણે બન્ને હુશીઆરીમાં રહીએ, અને જેવી એ ખુનીઓની તૈયારી પુરી થાય અને નીશાણીની વાર જોતા એઓ માલમ પડે કે આપણે બન્નેએ મોટેથી છીંકુ. એ તેઓ અપશુકન ગણે છે. તરતજ સઘળાઓ હાથ ખાંચીને કાંઇ બહાણું બતાવી બીજે મારગે ચાલ્યા જશે."

" એ મે આજેજ જાણ્યું. શુક્ર અલ્લાહ ! મારી પાસે મારા ખાવીંદની જલ્લદ તપખીરથી ભરેલી દાબડી મોજુદજ છે. તમે એમાંથી થોડી લ્યો."

થોડીક તપખીર મેં મારાં ખીસાંમાં મેળી અને અમે બન્ને એક બીજાનો ઉપકાર માની વગેસગે થઇ ગયાં.

સહવારે પડતાંજ ફાંસીગરોએ જે તૈયારી કીધી તે પરથી મારી ખાતરી થઇ કે બન્ને જમાદારો રાત્રીએ એકમત થયલા હોવા જોઇએ. મથળ, અમોથી થોડે દુર આવેલાં નાળાંના કીનારા આગલની જગયાની તેઓ ઘણી તારીફ કરવા લાગ્યાં. અને નાળાંના પાણીને આબે હયાતનું રૂપ તેઓએ આપ્યું. આ સાંભળી મેં મારી ઉગારનાર બાનુને આંખની ઇશારતથી તેમના પ્રપંચથી જાણીતી કીધી.

અમો બન્ને નીરાશ થઇ ગયાં અને શું બનશે તેના ખ્યાલના વમલમાં ગોતાં ખાવા લાગ્યાં. અમોએ મુસાફરી ચાલુ કીધી અને આખરે પેલાં નાલાં આગળ સઘળાંઓ જઈ લાગ્યાં. ફાંસીગરો આ વેળા અમો સાથે ઘણા મળી ગયલા દીસ્યા. કીનારે અમો સઘળાંઓ હાક લેવા બેઠાં. થોડીજ પલના અરસામા મે નજર કીધી તો અમો સઘળાંઓની પાછલ બેદરકાર દેખાવે બબ્બે ફાંસીગરો વેંહેચાઇ બેઠેલા જણાયા. ખુદ મારી આગલ પણ તેવોજ મામલો હતો.

જરા વાર રહી દરેક જોડીદારમાંના અકેકે અકેકો અંગોછો હાથમાં લઇ તેને વળ આપ્યો અને જમાદારની નીશાનની વાર જોવા લાગ્યા. જમાદાર હવે હાથ ઉંચો કરવા લાગ્યો કે હું ધરાધર છીંકવા લાગ્યો. મને જોઇ મને માણસાઇ રૂપમાં લાવનાર બાનુ પણ છીંકવા લાગી. સઘળા ફાંસીગરો આથી અકેકનું મ્હોં જોતા જણાયા. જ્યારે જમાદાર શ્રાપ દેતો ઉઠી ત્યાંથી ચાલી ગયો અમો બચ્યા! છીંકા છીંકથી અમારો પ્યારો પ્રાણ બચ્યો. તરતજ મેં અલ્લાહના શુકરાના કીધા. શેહાણીની ખુશાલીનું તો પુછવુંજ નહી. પણ ખુશાલી દાબી રાખવા મેં ઇસારત કીધી. અમારી સાથવાલાઓ! બાપડાઓ તદન નભરવશ હતા. મોત તેમના શીરપર ભમતું હતું, તેનો તેમને ખ્યાલ પણ નહી હતો. અજાણપણું એ એક જાતનો આશીરવાદ છે.

મારા ધારવા પ્રમાણેજ બન્યું. કલાકેક એ નાલાં આગલ પડી રહયા પછી કાંઇ બહાણું કાઢી ફાંસીગરો અમારાથી છુટા પડયા અને બીજા શેકારની શોધમાં ગયા.

તેમના ગયા કેડે જ્યારે અમારી સાથવાલાઓને ભય વીશે ખબર આપવામાં આ . ત્યારે તેઓ ઘણા વીસમય પામ્યા, અને કહેવાની જરૂર નથી કે તેઓએ મારો ઘણો ઉપકાર માન્યો, અને પોતાને ત્યાં લઇ જઇ મારી આગતાસ્વાગના કરવા માંગી, જે માગણી મે ઉપકાર સાથે ના પાડી: કારણ, જુદાં જુદાં દેશોમાં મુસાફરી કરવા મારો જીવ તલપી રહેલો હતો; તોપણ તેઓએ આપેલી ભેટ સોગાદ મે કબુલી; તેની મદદથી મેં મારી સફર પાછી ચાલુ કીધી.

ઇનસાફીઓના અય શાહ ! મારી સફરમાં આ બનાવ સૌથી અજબ હતો. ઘણાક દેશોમાં રંજ ખેંચી ફરી ફરીને મારી બચપણની સાથી મીરકહને મળવા આ સુંદર શેહેરમાં આવી લાગ્યો. ત્યાર પછી તેણીની મુલાકાતથી શું વીઘન નડયું તે તો આપ નામવરે પોતેજ જોયું છે. મને મારવો યા જીવાડવો, એ આપ નામવરના હાથમાં છે.

"હસન, તેં એક ગંભીર પ્રકારનો ગુનાહ કીધો છે; લેકીન, તેં ફાંસીગરોના છટકામાથી ઘણા જણાંના જીવન બચાવ્યા જે માટે મારી પસંદગીને લાયક તું થયો છે. જા, તારો એ ગુનાહ માફ કરવામાં આવે છે. તારા બોલવા પરથી જણાય છે કે તારી પાસે જાજી પુંજી નથી. મારો વઝીર જાફર એ વીશે ગોઠવણ કરશે." કલીફે ફરમાવ્યું.

હસનની ખુશાલીનો આથી પાર રહયો નહી, અને તે જેહાંપનાનો અતી આભાર માની ત્યાંથી નીકળી ગયો. મીરકહને પણ ઠપકો આપી અલ-રશીદે તેણીને મારી બક્ષી.

"જાફર ! સારૂં થયું કે તું વચ્ચે પડયો. નહીતર, નાહક લોહી રેડાતે."

"આપ જેહાંપનાનો એ માટે ઉપકાર માનુ છું. પણ આ પ્રમાણે મારી બક્ષવાથી આપ નામવરની કીરતી વધુ પ્રકાશી નીકળે છે."

**ખોરાકમાં ભેલશેલ કરનારાઓ**

હારૂનના ન્યાય તથા ઉદાર દીલ વગેરેની વાતો આપણે આગળ વાંચી ગયાં છીએ, પણ આ નીચલા બે દાખલા વાંચનારને કડાચ અચબો ઉપજાવશે. એક દીને ખાનારની તનદરોસ્તીને નુકશાન કરે એવો ભેલવાલો ખોરાક બનાવવા એક ભઠ્યારાને હારૂન હજુર ઉભો કીધો: આથી તે નામવરે સઘળી વાનીઓ શેહેર બાહેર કચરામાં નખાવી દેવા હુકમ કીવો એટલુંજ નહી પણ તેનીજ દુકાનના બારણા આગળ ઉભો રાખી તે ભઠ્યારાના કાનો ખીલાથી બારણા સાથે ઠોકી નાખવાની શીક્ષા કીધી.

વળી એક બીજા ભઠ્યારાને નાનમાં ભેલસેલ કરવા તથા ખોટા જોખ રાખવા સારૂ તેને જીવતો તેનીજ ભઠીમાં ભુજી નાંખવા તથા તેની દુકાન ભોંય બરાબર કરવા હુકમ ફરમાવ્યો. પણ જાફર વઝીરે એ સજાની કડણાઇ માટે ગુસ્સે થયલા કલીફનું ધ્યાન ખેંચવા હીમ્મત કીધી. હારૂને એ ચાર પલ જાફર ભણી જોયા કીધું. સઘળી દરબાર ઠરડી રહી- "ઓય કરતું મારૂં ડોકું ઉડશે" જાફરે મનમાં નક્કી ધારયું, પણ નહી. કલીફ હારૂનનો ગુસ્સો નરમ પડયો ને તે જેહાંપના બોલ્યો: "જાફર ! તારૂં કહેવું બરહક છે. ઇનસાફ સાથે દયા હમેસ જોડાની જોઇએ. આ સજાનો હુકમ કડાચ મેં ઘણી ઉતાવળે આપેલો હોવો જોઇએ. શહેરના ધંધાદારીઓ

પર તકેદારી રાખવા થોડાક કાયદા તૈયાર કરવા હું હુકમ ફરમાવું છું. દોલત પૈસા આપે છે: માટે તેને સરસ નહી તો તનદુરોસ્ત માલ જરૂર મળવો જોઇએ."

## યાહુદી નજુમી

એક દી એક યાહુદી નજુમીએ વરતારો કાઢ્યો કે નામવર ખલીફ હારૂન અલ-રશીદ એક વરસમાં મરણ પામશે. ખલીફ તેથી ઘણો ઉદાસ થયો, બલકે બેચેન રહયો. તેનું મન વેરવા ઘણાએ ઉપાય અજમાવ્યા પણ ફોકટ. આખરે જાફરના પેદર યાહયાએ યાને બડે વઝીરે એ કામ માથે લીધું. તેણે એ યાહુદી નજુમીને બોલાવી લાવવા હુકમ ફરમાવ્યો. યાહુદીને દરબારમાં લાવી ખડો કીધા પછી યાહયાએ પુછયું "બોલો નજુમી શાહેબ! તમારી કઇ ઉમ્મરે દરબારની ખફા તમોપર ઉતરશે."

"કોઇ પણ વેળા નહી!"

"ત્યારે જેહાંપનાનો હુકમ સાંભળો."

હારૂને તરતજ એ નજુમીને સખ્ત સજા કીધી. ત્યાર પછી તેના જીવને રાહત આવી.

## પેદરની પ્યારી પુત

એક સમયે જાફર સાથે ખલીફ જતો હતો, તેટલાં કેટલીક અરબ નાજનીનોના સમાગમમાં તેઓ આવ્યા. તેમાં એક સરદારની દીકરીએ ખલીફનું ખાસ ધ્યાન ખેચ્યું. તેણીની બોલવાની છટા, જ્ઞાન, હુસ્યારી તથા કવીતાઓ લલકારવાની અદબ અદાથી ખુશ થઇ તેણીના પેદરની પરવાનગી મેળવી ખલીફ તેણીસે પરણ્યો. ત્યાર પછી તે નાજનીનનો પેદર મરણ પામ્યો. હારૂન જાણુતો હતો કે તેણી પોતાના બાપને અતીશ્ય ચાહતી હતી· તેથી એ નાખુશ ખબર તેણીને કેહેવા જાતે ગયો. ખલીફનો ઉદાશ ચેહેરો જોતાંજ તે ચેતી ગઇ અને પોતાના ખાનગી ઓરડામાં જઇ ઝડપથી હીમ્મની જડાવદાર પોશાક બદલી નાખી શોકનો પોશાક તેણીએ પેહેરયો અને બોલી· "મારો પેદર મરણ પામ્યો!"

ખલીફે તેણીની નજદીક જઇ દીલાસો દીધો; ત્યાર પછી તેણીએ પેદર વીશેની એ ખબર કેમ જાણી હતી ને માટે તેણે સવલ કીધો.

"ઇમાનીઓના અય સરતાજ! તારા ચેહેરા પરથી" તેણીએ ખુલાસો કીધો "આજ તુલીક મેં તારા ચેહેરાપર એટલી બધી ઉદાસી જોઇ નહી હતી, લેકીન મારાં પેદર માટેના મારાં માનની બીના તુને માલમ હોવાથી તારા ચેહરાના એ ફેરફારે મેં જાણી લીધું."

ત્યારપછી ખલીફે એ બીના જાફરને કહી.

"જહાંપના, ગુસ્તાખી માફ! જો તું કોલ આપે તો હું કાંઇ કરી દેખાડું."

ખલીફે તેમ કરવા કબુલાત આપી. જાફરે એક કાગલ પર કાંઇ લખ્યું, તે પરબીડયાંમાં મેલ્યું અને તે બંધ કરી ખલીફને આપતાં કહયું: "જનામ! થોડા મહીનામાં જયારે હું કહીશ ત્યારે એ ઉખેડી વાંચવાની મેહેરબાની કરજો."

થોડા દીવસમાં તે નાજનીન સ્વર્ગવાસી થઇ. બે ત્રણ દીવસ ગયા કેડે એક સારી ટક હાથ ધરી જાફરે પેલી ચીઠી ઉખેડવા ખલીફને ફરમાસ કીધી. તેમ કરવામાં આવતાં તેમાં આ પ્રમાણે લખેલું હતું: "મારા અનુભવ પ્રમાણે એ બાનુથી પોતાના પેદરનો ગમ ભુલાવવો મુશકેલ છે. એ બીચારી થોડા દીનમાં આ ફાની દુન્યા છોડી જશે. જેવી અલ્લાહની મરજી!"

"જાફર! તેં જ્યારે એ હરફો લખ્યા ત્યારે મને એવી દુરંદેસી આવી નહી હતી: હું તો એમજ સહમજતો કે એ રફતે રફતે ગમ ભુલી જતી હતી."

**"શીર કપાવી નાખી મજાહ મેળવો!"**

એક રાત્રીએ હારૂનને ઘણી બેચેની લાગી; મુદલ ઉંઘ આવે નહી. નરમ બીછાના પર અછાડ પછાડ કરે. આખરે કંતાલી તે નામવરે વઝીર જાફરને તેડી મંગાવ્યો. જાફર તરતજ દોડી આવ્યો અને જોય છે તો ખલીફ તારાવીશ કરે.

"તું મારી બેચેની કાડી નાખ!" ખલીફે તેને કહયું "અલ્લાહે એ કામ માટે ઘણાંઓને સરજેલાં છે, તું પણ તેવાઓમાં પોતાને ગણાવ. -

"સારે આપણે મેહેલની છેક ઉપલી અગાશી પર જઇ કરોડો સેતારાઓનો ઝણઝણાત જોઇ મજાહ મેળવ્યે; માહતાબ પણ એક જવાન ખુબસુરત નાજનીનના મુખ પેરે હસતો રમતો ગગનમાં ઉપર ચઢીને સારી રાત્રીને હસ્તી કરે છે! માટે અય ઇમાનીઓના સરતાજ! ચાલો આપણે એ સુંદર કુદરતી દેખાવ નીહાલ્યે."

"નહી! મારૂં હાલ તે પર મન નથી."

"ત્યારે તો નામવર! આ ઝરૂખાની બારી ઉંઘાડી સોભાયમાન બગીચાનો બાહર નીહાળો; પક્ષીઓના ગાયન સાંભલો; વ્હેતાં નીરમળ આબનો સુંદર આવાજ સાંભળો; ફુલોની સુગંધથી નાક તર કરો; માત્ર જે પ્રમાણે એક આશક પોતાની રસાયલી માશુક સારૂ વીલાપ કરે તે મીસાલ રડતાં સરના ઝાડોનો દબદબો આ ચાંદરણામાં નીહાળો; લેકીન, એ સર્વમાં સૌથી સરસ અલ્લાહે બક્ષેલી તાજગી બક્ષનારી ઉંઘમાં પાંચ છ કલાક ગીરફતાર થાવો."

" છટ છટ ! એ સઘળું ફોકટ ! "

" ત્યારે તો દજલાહ નદીનો રમણ્ય દેખાવ જે ઝરૂખા આગળથી દેખાય છે ત્યાં જઈ બેસીએ : જેથી જતાં આવતાં જહાજોને નીહાળીએ તથા મેહેનતુ માછીઓ અને હલેસાં મારૂઓના ગામડ્યાં ગાયનો સાંભળીએ. "

" છટ છટ ! "

" ત્યારે તો તબેલાઓમાં ફેરો મારી તરેહવાર રંગ તથા ઉંચ ખુન્યાદના અરબી અસપો તપાસીએ. "

" છટ ! "

" ત્યારે અય શાહ ઇબ્ન શાહ ! જે મશુર ગાનારી નાજનીનો આપ નામવરની ખીદમતમાં હાજર છે તેમને બોલાવી તેમનો નાચ જોવો યા સુંદર હલક સાંભળો ; સર્વેને બોલાવો ; મારી ખાતરી છે કે તેઓ તમારી બેચેની નાબુદ કરશે. "

" છટ ! તારા બધા ઇલાજો ફોકટ છે. "

' ત્યારે તો ઇમાનીઓના અય શાહ ! તારા બંદા જાફરનું શીર છટકાવ; સબબ, તારી બેચેની સમાવી દેવામાં તે નીશફલ નીવડ્યો છે ! "

આ છેલ્લો વાક્ય સાંભળી ખલીફને હસવું આવ્યું. પણ ઓ જાફર ! તુ જ્યારે એ વાક્ય બોલ્યો ત્યારે તુને થોડુંજ માલુમ હતું કે ચંદ રોજમાં એવાજ હાલ તારા ખરેખરા થવાના હતા ! દુન્યા નાપાયદાર છે ! તો તારા શાહના વીચારો કેવી રીતે પાયદાર હોય ? જમાનાનો રંગ હર પળે બદલાય છે તો તારી મુશ્કદી તારા શાહની અદેખાઇ તથા ક્રોધથી બદલાઇ જતાં કેટલી વાર ? જાફરનું શીર ! હા એ શીરની હૈયાતી ખતમ થવા સાથેજ બાગદાદની પડતી દશા શરૂ થઇ ! સબબ, તેના ગણત્રીના હડહડતા દુશમનો સીવાય સારી ખલકત હોહોકાર કરવા લાગી ; એના પરીણામમાં એજ શાહને આખરે બાગદાદ છોડી જવું પડ્યું. પણ એ વીશે આપણે તેની લાયક જગ્યે બોલીશું, તેટલાં એ ઇરાની લોહીયાર જાફરના બીજી થોડીક વધુ વાતોની લેહેઝત આપણે ચાખીશુ.

"પણ જેહાંપના ! જો તે થોડો ભાગ આપે અને બાકીના બીજે દી આપવા માટે જામીનગીરી આપે તો પછી મારે શું કરવું ?" સલીહે પુછ્યું.

"જો તે આજને આજ એ આખી રકમ તુંને સ્વાધીન નહી કરે તો તારે બેધડક એને કતલ કરવો ! હવે વધુ બકબક હું સાંભલવા માંગતો નથી !" હારૂને ગુસ્સાથી હુકમ ફરમાવ્યો.

સલીહે ખુલેખુલું જોઇ લીધું કે લોકપ્રીય મનસુરની જીંદગી ખતમ કરવાના ઠરાવપર હારૂન આવ્યો હતોઃ તેથી તે ઘણો દુઃખી થયો; સબબ, મનસુર તેનો પોતાનો જાની દોસ્ત હતો એટલુંજ નહી પણ આખા બાગદાદમાં ઘણો લાગવગી હતો. તોપણ શાહનો સુખન માથે ચઢાવવા સીવાય તેનો છુટક નહી હતો. તે તરતજ મનસુરના મેહેલે ગયો અને તેને એક બાજુ બોલાવી જે બન્યું હતું તે સઘળું દચકાં ખાતાં કહયું. મનસુર પણ સલીહના પગ પર પડી રડવા લાગયો અને બોલ્યોઃ "અય બેરાદર! જો મેં કાંઇ ગુનાહ કીધો હતે તો એ શીક્ષાથી હું ડરતે નહી, લેકીન એ નામવર કોઇ કોઇ વેળા કાચ્ચા કાનનો બની યાહોમ સખ્તમાં સખ્ત સજા ફરમાવે છે, જે જુલમે નારવા છે. શાહ સારી રવેમે જાણે છે કે એટલા દીરહમ મારી પાસે નથી; કડાચ મારી આખી ઉમ્રભર પણ એકઠા કરી નહી શકું, ત્યારે એક દીવસમાં એ કેવી રીતે આપું ? અલ્લાહને ખાતર એક નવાજેશ મારી પર કર. મને મારાં હારમમાં જવા દઇને કુંટુંબીઓની આખર સલામ લેવા દે. વળી હું માગી લઉં છું કે મારી સઘળી મીલકત મારાં મૌત બાદ તારે હસ્તક લેવી, જે તું મારાં કુટુંબનાઓને વેંહેંચી આપજે: આથી કાંઇ પણ તકસીર થવાની નથી. મારાં નીરાધાર નીરદોશ છોકરાંઓને ભેટી આવી તુંને મારી મીલકત સ્વાધીન કરીશ. ત્યાર પછી તું બેલાશક મારૂં માથું છટકાવજે, અને કલીફને કેહેજે કે હુકમને તુ તાબે થયો હતો."

સલીહ આ સાંભળી જાર બેજાર રડવા લાગ્યો, પણ તે બાપડો કરે શું ? શાહનો હુકમ તો કેમે કરી બજા લાવવોજ જોઇએ; નહીતર બન્ને કતલ થઇ જાય. સલીહે પોતાના એ મીત્રની અરજ કબુલી. મનસુર હારમમાં ગયો, જ્યાંથી ટુંક પલમાં રડાપીટનો આવાજ સંભલાવા લાગ્યો. સઘળુ નક્કી કીધા પછી સલીહ આગલ મનસુર પોતાનું શીર કપાવવા આવ્યો. પણ સલીહે તલવાર ભોંયે ફેંકી દીધી અને પોતાના એ મીત્રને ભેટી પડી દચકાં ખાતો તે બોલ્યોઃ "નહી ! તારા કોઇ ગુલામને બોલાવ, કે તે પેહેલાં મારૂં પછી તારૂં શીર છટકાવી નાખે ! તું નીરદોશ છે, અને જાણ્યાં છતાં નીરદોશને મારવો એ નારવા છે."

"સલીહ ! પ્યારા દોસ્ત ! એ તું શું બોલે છે ? મારે ખાતેર તારો પ્યારો જીવ તું શા માટે ગુમાવે છે ? તું જો મરણ પામે તો પછી મારાં

પરીણામ બારમકી ખાનદાનની વંધુ વાખવાખીમાં આવ્યું. ખરેખર ! પોતાના મુદઈનો પ્રાણ બચાવવા માટે એક કરોડ રૂપાંના બીજા ખરચનારને મખાવનના શાહોના શાહની ઉપમા આપીએ તો તેમાં ખોટું કાંઇ નથી. બલકે દુન્યાંની તવારીખમાંથી એવો બીજો દાખલો મલવો મુશકેલ છે.

એક નાખુશ સરેહ

જાફરને લગતી વંધુ દીલખુશ વાતો "નવી અરેબ્યન વાર્તાઓ" "પરશીઅન નાઇટસ" "અરેબીક નવી કથાઓ" વગેરે પુસ્તકોમાં વાંચવા ભલામણ કરી હવે આપણને એક ઘણીજ ગમખાર બીનાપર જવાની ફરજ પડે છે. ખરી તવારીખ લખવા સારૂ એમ કરયાવના છુટકોજ નથી.

પોતાના હકના બચાવ કરનાર બલકે અસલ મર-પરસ્ત યાહયાના કુટુમ્બ સાથે, તેમાં મુખ્ય કરી તેના મદાના સોબતી તથા મારા મલાહકારી સખી વજુદ જાફરનાં કરાવેલા ખુનની બીના, કલીફે ચલાવેલી ચાલથી તેની ઝલકતી તવારીખમાં એક મોથી મોહા સંકેતે એવાક લેખાવો જોઈએ.

આપણે આગળ જોઇ ગયાં તેમ યાહયાનુ કુટુમ્બ બારમકી ખાનદાનનું. તેમનું અમલ મથક રસાળ ઇરાન. મોભેદો, આમ, તથા ઉમરાવોની માહોમાહેની અંતસને લીધે સારી ખલકતને હરકરાવતું ગુલજાર ઇરાન, હા પ્યારૂં શેહશીત ઇરાન, પરયુ અને તે જંગલી પણ સંપીલા અને લડાયક અરબોના હાથમાં ગયું. જેઓએ ઇમલામી ધર્મ સ્વીકાર્યો નહીં તેમનો અતી મોટો ભાગ માર્યો ગયો, જેઓએ વાખાના માર્યા એ દીન સ્વીકારી તેઓ બાનેને પારસી છતાં મોગલ થયા. દસ્તુર દાવરોને વટલાવવામાં મોજ માનવામાં આવતી, સબબ, તેથી બેવડો ફાયદો ધાર્મીક ઇસ્લામીઓ ધારતા. તે વેળાના દસ્તુર દાવરો તે હાલના "પ્રોફેસરો"; તે જમાનાના આ પારસી પ્રોફેસરો બહુ ચાલાક તથા ઇલમી ગણાતા. તેઓ વળી ખુબસુરત : એટલે તેમને તેમના કુટુમ્બો સાથે વટલાવવા ઇચ્છનારાઓએ બેવડુ શુર છુટતું. એવી વેળાએ હરેક દેશમાં બને છે તેમ જે ખુનરેજી ચાલે, તેના હેવાલો ખચ્ચીત કમકમાટ ઉપજાવે એવા હોવા જોઇએ. માટે આટલો અગત્યનો ખુલાસો કરી ને ઉપર પરદો નાખી આપણે આગલ વધીએ. એવા વતલેલાઓમાં બારમકી ખાનદાન પણ હતું. દાનાઇમાં તથા સખાવતમાં એ વંશના નબીરાઓ કલીફના અમલ વેળા મથળાને ટક્કર મારતા હતા. વાંચનારે અત્યાર આગમચ જોયું હશે કે હારૂનના અમલને ઉચામાં ઉચી ટોંચ પર લાવનારાઓ એજ વંશના નબીરાઓ—યાહયા, જાફર તથા ફજલ—હતા. તે છતાં કાચા કાનના શકમંદ હારૂને મ્હોંના થોડા વાકયોથી એઓની ધુલધાની કરી નાખી. બારમકી ખાનદાનનો સેતારો તે ઘડીથી બદલાયો.

**બારમકી ખાનદાનની પડતીના સબબો**

હારૂને એકાએક એ કામ શા સબબ સર કીધુ તેનાં કેટલાક કારણો અરબ તવારીખ નવેસો લખી ગયા છે

પેહેલો સબબ જણાવવા આગમચ કેટલોક ઇશારો જાણવો અગત્યનો છે પેહેલનુ તો એકે બારમકી ખાનદાનનુ મુળ સ્વચ્છ ઇરાની, તે છતાં એના નમારાઓ કલીફથીજ ફકત ઉતરતી હાકમી આરબ જેવાઓ પર ભોગવે, એ કેટલાક મોટે ખાનદાના અરબોથી માખી શકાતુ નહી હતુ પોતાના અભીમાનમા તઓ આ બીના ભુલી ગયા હતા કે એ જાણીતા બારમકી પેદર પીશરો જેવા કોઇ બીજા અરબો તે વેળાએ ન હતા, જો તેમ હતે તો તેની જુદી વાત હતી કલીફની દરબારમા બે તડા હતા એક ઇરાની બુન્યાદનુ અને બીજુ સ્વચ્છ અરબ આ પાછનાઓનો વડો અલ-ફજલ ઇબ્ને રબ્યા હતો, જેનો પેદર કલીફ હાદીના અમલ દરમ્યાન વડો વઝીર હતો. પણ હારૂને તેને ખસેડી યાહયાને એ જગયા પર નેમ્યો, જેનો ઝળઝળાત માટે વઝીર ખાનદાનીઓને કાઇ જેવો તેવો ન હતો તેથી તેઓ તથા તેમના રફીકો હારૂન જેવાઓનુ મન બારમકીઓ પરથી ઉઠાડી મેળવા તરેહવાર પ્રપંચો રચતા એક વેળાએ હારૂનને વગર સહી સાથની યાને નનામી ચીઠી એનાયત કરવામા આવી, જેમા લખનારે લખયુ હતુ કે "આ ધરતી પર અલ્લાહના નીમેલા વફાદાર યારના હાથમા છીકડવા તથા છોડવાની પુરતી મતા કહેવાય છે પણ જુઓ કે યાહયાના લડકાઓ તારા જેવા શાહોની સતા ભોગવે છે, તારી અને તેમની વચ્ચે જરાએ તફાવત નથી. તારો હુકમ તેઓ ફેરવી શકે છે, જ્યારે તેમના હુકમમા કોઇ વેળાએ ફેરફાર થઇ શકતો નથી જાફરે એક એવો સુંદર મેહેલ બાંધો છે કે જેવા મેહેલમા એ સીવાય અત્યાર લુગીક કોઇ પણ હીદીયા ઇરાની રહી શકયો નથી એ મેહેલની ફરશગાદી મોતીઓ તથા લાલ યને યાકુતે રમ્માનીથી જડી લીધી છે, એટલુંજ નહી પણ બીલ્લી છાર અંબર તથા અગરની બનાવેલી છે, તુ જ્યારે આ ફાની દુન્યાથી રૂખસદગીરી કરી જશે ત્યારે અમોને ધારતી છે કે એ જાફરના હાથમા તારૂ રાજ જશે પોતાના શેઠની સામે મોટાઇ દેખાડવા ફકટ એક તુમાખી ગુનામજ હીમ્મત કરે"

ઉપના નનામા કાગળથી હારૂનપર સેઝ્માન્જ અસર થતી જોઇ બાર મકી કુટુમ્બના દુશમનો વધુ હીમ્મતવાન થયા બારમકીઓ મઝાર વગેરે સુધારાઓ કરવા આતુર હોવાથી તેમના આચાર વીચારો માટે બારીકે બારીક છુપી માહીતી એમના દુશમનો રાખવા લાગીને બારમકીઓ વીરૂધ જુના વાચારવાના હારૂનના કાન ભંભેરવા લાગ્યા, એટલુંજ નહી પણ પુસ્કળ સહી

સાખથી ભરપુર એક અરજ પત્ર એક મોલવી મારફતે તેઓએ હારૂન હજુર ધરયું, જેમાં લખ્યું હતું કે "ઇમાનીઓના અય શાહ! યાહયા ઇબ્ને ખાલીદ, તેના દીકરાઓ તથા સગાંઓ, જેઓ નાસ્તીક બનીને આપણા કદીમ રેવા-જોને હસી કાઢે છે તેવાઓના હાથમાં ઇમાનીઓ પર હકુમતની લગામ તેં સોંપી છે તો કયામતને દીન અલ્લાહને તું શું જવાબ આપશે?"

હારૂને આ અરજી શ્રદ્ધયાને—કડાચ ચેટવણી માર્—દેખાડી અને તેના લખનાર આગેવાન મહમદને બંધીખાને નખાવ્યો; લેકીન હારૂનના મનપર આ અરજીએ અરબોની ઘણી ખુસાલી વચે અસર કીધી.

પણ એ ઉપરાંત બીજા કેટલાક બનાવો બન્યા હતા એવું કેટલાક તવારીખ નવેસોનું કેહેવું હોવાથી આપણે તે પણ અહીં ટપકાવી લઇશું.

**અલવાખોર કે નીરદોશ?**

મુતસદીઓએ બ્યાન કીધું છે કે અલી અબુ તાલીબના કુટુમ્બના યાહયા ઈબ્ને અબદલ્લાહને તુફાન જગાડવાના સબબસર ખલીફ હારૂને તેનું શીર છટકાવી નાખવા હુકમ ફરમાવ્યો. લેકીન જાફરે એ હુકમ અમલમાં મેલવા આનાકાની કીધી અને તે બાપડાને નહસાડી મેલાવ્યો. ખલીફનાં હુકમના અનાદરની એ બીના તરતજ હારૂનને પુગાડવામાં આવી. હારૂને જાફરને તેડાવી મગાવ્યો અને તે શખ્સનું શુ થયું તે પુછયું: જાફરે એનો ઉડાવનારો જવાબ વાળ્યો.

"મારી જીંદગીના કસમ લઇ તું કહેશે કે તેં મારા હુકમ પ્રમાણે અમલ કીધો?" ખલીફે સવાલ કીધો. જાફરે જોઇ લીધું કે તેના દુશમનોએ તેને ફસાવ્યો હતો તેથી તેણે જે બન્યું હતું તે કબુલ કીધું.

"પણ શા સબબ સર?"

"અય શાહ! મારી પુર ખાત્રી થઇ છે કે એ તદન બેગુનાહ છે" જાફરે ઉતર વાળ્યો.

"તે ઠીકજ કીધું. એ બાબદમાં તારૂં એ કામ હું તદન પસંદ કરૂં છું." ખલીફે કહયું.

પણ જ્યારે જાફર ત્યાંથી વીદાય થયો ત્યારે હારૂન ટીકા કરતાં સંભળાયો "હું જો એને મારી નહી નખાડું તો અલ્લાહ મને મારી નાખે!" ત્યાર પછી થોડા દીનમાં જાફરના મેહેલ આગળથી પસાર થતાં ખલીફ બોલ્યો: "એ આ મકાન પછવાડે આટલા બધા પૈસા ખરચે છે તો એનો બીજો સામટો ખરચ કોણ જાણે કેટલો હશે!" સાંભળનારાઓએ તેજ ઘડીએ વીચારયુ કે હારૂન આ શબ્દો અદેખાઇના અંશથી બોલ્યો હતો.

એ માટે ખલીફ હારૂનનો બેશી ઇસ્માયલ ઇબ્ને યાહયા નીચલી બીના લખી જાય છે.

ઇસ્માયલ : "ઇમાનીઓના અય સરતાજ ! તમારાં મનમાં જો કાંઇ જસા હોય તો કાઢી નાખો. બારમકી તમારા નોકરો બલકે ગુલામો છે : માટે તેઓ પોતે તેમની અસકેઆમત તમારીજ ગણે છે."

હારૂન (ડોલા કકડાવીને) : ત્યારે આબામના બેટાઓ શું એટલા બધા ગરીબ છે કે માન મરતબા તથા દોલત માટે બારમકીઓ પર આધાર રાખે ?"

ઇસ્માયલ : ઇનસાફીઓના અય શાહ ! તમારા બીજા કેટલાક નોકરો શું દોલતમંદ નથી ?"

હારૂન . ઇસ્માયલ ! તારા બોલવા પરથી જણાયછે કે તું એ સઘળી વાતચીત તેમને જણાવશે અને તેમને હુસ્યારીમા રહેવા શીખામણ દેશે. પણ સંભાલજે ! એ મારો બાતેનનો વીચાર તારા સીવાય મેં બીજા કોઇને જણાવ્યો નથી : માટે જો વાત બાહેર આવશે તો—ખુદા હાફીઝ !"

ઇસ્માયલ લખે છે કે "હારૂનમાં આ ફેરફાર જોઇ હું ઘણો દલગીર થયો, અને કલીફના કેહેરથી તે બાપડાઓને કેવી રીતે બચાવવા તેના ખ્યાલમાં રાત દીન મને બેચેની લાગવા માંડી. હારૂનની ઝલકતી કીર્તીમાં પોતાના ફાંતા પ્રમાણે હારૂન જો કાંઇ નવુ જુનું બારમકીઓને કરે તો હાલનો તેમજ હવે પછીનો જમાનો કલીફ વીશે શું વીચારશે તે ખ્યાલથી મને ધ્રુજરાં લાગવા માંડ્યાં."

પજરણ ચાલુ.

જાફરની અદેખાઇનો આતશ પેહેલ વેહેલ્લાં હારૂનની એક શેકારગાહ વેળા રોશન થયલો તેની જાણમાં આવ્યો હતો. કલીફથી છુટો પડી જાફર પોતાની સાથવાલાઓ સાથે શીકારની ખુમારીમાં આગળ વધ્યો ગયો હતો. આ વેળા સઘળાઓ જાફરના પોતીકા સારી હાલતમાં રાખેલા તથા રસાલ બગીચાઓમાથી પસાર થતા હતા, જે માઇલોના માઇલો સુધી લંબાયલો હતો. આ વેળાએ હારૂને વાત છેડી· "ઇસ્માયલ ! આ બારમકી ખાનદાનીઓ વીશે તું શું ધારે છે? આપણા પોતીકા લડકાંઓને ગરીબાઇમાં રાખી આપણે એઓને માલે તુંગર કરી મેલ્યા !"

ઇસ્માયલ : (સ્વગત) અલ્લાહ કરીમ ! અહીં કાંઇ નવું જુનું થયું છે ! (મેરથી) જેહાંપના ! કેવી રીતે ?"

હારૂન: "મેં બન્ને તરફના બગીચાઓ વગેરે પર બારીક નેગાહ પહોંચાડી તો બારમકી વાલાઓના સારી હાલતમાં માલમ પડ્યા, જ્યારે આપણા ખાનદાનીઓના વેરાન થતા જણાયા. મારા બેટાઓ ખુદ બાગદાદ શેહેરમા આવેલા જાફરના પેલા ઉમદા મેહેલ વીશે શું ધારતા હશે ? એ ઉપરાંત એઓ પાસે કોનુ જાણે બીજે ક્યહે કેટલી અસકેઆમતો હશે ?"

એજ ઇસ્માયલ લખે છે કે બીજે દીને હું હારૂન સનમુખ ગયો આ વેળાએ ખલીફ મેહેલમાંથી જે ઠેકાણે દજલહ નદી દેખાતી હતી તે ઠેકાણે બેઠેલો મને માલુમ પડ્યો. સામે વાને પશ્ચીમ કીનારા પર જાફરનો સુમોશીન મેહેલ આવેલો હતો. ત્યાં દરવાજા આગળ ઘોડેસ્વારોની મોટી સંખ્યા જમાવ થયલી દીસતી હતી. હારૂને થોડીક પલ ખમાં ચલાવી જોયા પછી ઇસ્માયલને કહ્યું: "આપણ વચ્ચે કાલે જે વાતચીત થઈ તે તુંને માલમ હશે. તું જો કે જાફરના મેહેલ આગલ લશકર, ગુલામો, આમ તથા ઉમરાવોની કેટલી મોટી સંખ્યા હાજર થઇ છે, જ્યારે આ મારા મેહેલ આગલ તેમાંનું કાંઇ મને નહી."

"તમો નામવરને હુ કરગરી અરજ કરૂં છું કે એવો વીચાર તમારાં મનમાથી કાઢી નાખો! જાફર તમારો નોકર બલકે ગુલામ છે. આપ નામવરે શાનેશામ દી વાપરી બનાવેલો એ વઝીર તેમજ લશકરનો સરદાર છે: માટે જો એ લોક ત્યા એકઠું નહી થાય તો કયે ઠેકાણે થાય! જાફરને એ ઓધ્ધા પર નેમ્યાથી શુ તમારી જમાલ ઓછી નથી થઇ? વળી તેથી લોક પણ કેટલું બધું સુખવાસી થયું છે, અને ખજાનો પણ કેટલો બધો ભરપુર બન્યો છે? માટે હુ તમોને મીનતજારીથી અરજ કરૂં છું કે જાફરની ચડતી દશા વીગેરેનો ખ્યાલ તમારાં મનમાથી તદન કાઢી નાખો." ઇસ્માયલે પોતાના એ રાજેશ્રી ખેશીને સમજાવ્યુ.

કામકાજથી પરવારી પાછલથી જ્યારે જાફર હારૂનની હજુર આવ્યો ત્યારે અલ-રશીદે તેને ઘણા માનથી આદરસત્કાર કીધો અને ખુશ થવાનો દેખાવ કરી પોતાના ઘણાજ વીસ્વાસુ બે ગુલામો તેની ખીદમતમાં રહેવા આપ્યા, જે ખરી રીતે તો જાફર વીશેની દરેક બીના દરરોજ હારૂનને જણાવવા માટે જાસુસ દાખલ હતા. ભોલો જાફર આ નવાજેશથી ખુશ થયો, તે બીચારાને ખલીફના બાતેનના વીચાર વીશે મુદલ ખ્યાલ વદીક આવ્યો નહી.

**જાફરને ભરમમાં ચેતવણી.**

ઉપલા બનાવને ત્રણ દીવસ ગયા કેડે ઇસ્માયલે જાફરની મુલાકાત લીધી. આ વેળાએ ચતુર ઇસ્માયલના જોવામાં પેલા બે જાસુસ નોકરો જાફરની ખીદમતગારીમા હાજર રહેલા જોવામાં આવ્યા. સઘળી વાતચીતની બીના હારૂનના કાનપર જરૂર જવાની એવી મજબુત ખાતરી થયાથી તેણે જાફરને ભરમમાં ચેતવણી આપી હુસ્યારીમાં રાખવા ઠરાવ્યું. આ બનાવની આગમચ ખોરાસાનની હાકમ દાખલ ખલીફ જાફરને નેમ્યો હતો અને તે માટે પુર સના હદીયા સાથે આપી હતી. માટે તેને મુબારકબાદી આપવાને બહાને ઇસ્માયલ જાફર આગલ ગયો હતો.

ખેર આફ્યત પુછયા પછી ઇસ્માયલે વાત છેડી: "જાફર ! તું એક ઘણાજ રમાલ તથા દોલતમંદ દેશમાં જાય છે, તો તારી જગ્યે જો હું હોતું તો મારી અસકેયામતનો એક ભાગ નામવર કલીફના બેટાને એનાયત કર."

"ઇસ્માયલ ! તું કહે છે તે ખરૂં છે, મગર એ સઘલી દોલત મેં પ્રમાણીકપણે અને મારી રંજથી મેલવી છે. પણ એમ કરી હું તાજને ભુલી ગયો નથી. અમારૂં કુટુમ્બ પેહેલ્લાં રાજ સમાગમમાં આવ્યું તેની આગમચ ખજાનાની હાલત કેવી હતી અને હાલ કેવી છે તેનો તુંજ ખ્યાલ કર. વળી આબાદી, લશકર, ન્યાય, વગેરે સર્વ બાબદનો તોલ કર, તો મારાં મરણ બાદ મારાં કુટુમ્બીઓના ગુજરાનના આધારમાંથી હું શી રવેસે આપું ? વળી જેહાંપનાની તીજોરી મે ક્યાં કમી રાખી છે !" ભરભરયા જાફરે જણાવ્યું. "મુજ સરખા બંદાની મેહેનતના ફલપર એ જેહાંપનાની નઝર જવાનું કામ મને દુ:ખી કરે છે."

"અલ્લાહને વાસ્તે એવો ખ્યાલ તારા મગજમાંથી દુર કર." ઇસ્માયલે સહમજાવ્યું "કલીફે એ વીશે મને કાંઇ પણ કહયુ નથી."

"ત્યારે એવી સલાહ મને આપવાનો શો સબબ ?" જાફરે તકરાર ચાલુ રાખી "માસલ્લા ! જો એ પ્રમાણે બનશે તો પરીણામ ઘણું માઠું આવશે."

ઇસ્માયલ લખે છે કે "ઉપલા બનાવ પછી જાફર તથા અલ-રશીદ આગળ જવાનુ મુત્લ મન મને થયુ નહી; સબબ, બન્ને જણા મને જાસુસ દાખલ ધારતા દીસ્યા. હુ મનસે વીચારતો કે એક બાજુ નામવર કલીફછે જ્યારે બાજી તરફ તેનો લોકપ્રીય વડો વઝીર છે. બેની લડાઇમાં ત્રીજાનો ખો થાય ! તોપણ બારમકીઓના કીસમતની વારી હવે ફેરવાવા લાગી છે. અલ્લા તેમને કલીફના કોફથી બચાવે ?"

જાફરની માદરની ગુલામડીઓએ પાછલથી ઇસ્માયલને જણાવ્યું કે ઉપલી વાતચીત બોલે બોલ પેલા ગુલામોએ કલીફને લખી જણાવી હતી. અલ રશીદે જ્યારે તે રૂકો વાંચ્યો ત્યારે ત્રણ દીવસ સુધી તે પોતાના ઓરડામાં તરેહવાર વીચારો કરતો રહયો અને કોઇને પણ મળવા સાફ ના પાડી. બેશક, કીનો કેવી રીતે લેવો તેના ખ્યાલમાં તે ગુંતાયલો હોવો જોઇએ.

પણ કલીફના વીચારમાં થયલો ફેરફાર દેખાડનારા બીજા કેટલાક બનાવોથી ખુલ્લુ દેખાતુ હતુ, કે આફતનું ગીલ્ડા વાદલ જમાવ થતુ હતું, અને હર પલે બારમકીઓ પર તુટી પડવાનું હતું. હારૂનની કમી થયલી મેહેરબાની યાદવા, જાફર વગેરે જોતા હતા; પણ હારૂને જે રસ્તો અખત્યાર કરવા મનમાં ઠરાવ્યું હતું તેનો ખ્યાલ વરીક તેમને આવ્યો નહી હતો; બલકે જો કોઇ આગાહી કરી જાફરને તેવાં મોત આવે જણાવતે તો ખચીતજ તે હસી કાઢતે.

## યાહયાને અપમાન

હારૂનની દરબારમાં યાહયાનો કેવો મરતબો હતો તે આપણે જાણી ગયાં છીએ; વળી હારૂનને લીધે એજ યાહયાએ બધીખાનું મેળવ્યું હતું ને બીના પણ આ પુસ્તકના પંદરમાં પાના પરથી આપણે વાકેફ થયા છીએ. એ તેમજ લાંબા વખતની નીમકહલાલ નોકરીને લીધે અલ-રશીદને તેની સાથે એવી તો દોસ્તી બાઝી હતી કે કોઇ પણ પલે પોતાના ઓરડામાં દાખલ થવા ખલીફે તેને પરવાનગી આપેલી હતી. પણ જ્યારે હવે ખલીફનું મન બારમકી ખાનદાન પરથી ઉઠી ગયું અને એ શાહ આપ મતલબીઆઓના કહેવા પર ધ્યાન આપવા લાગ્યો કે પછી યાહયાનો દરજ્જોવગેરે સઘળું વીસારી મેલવામાં આવ્યુ તેની શરૂઆત આ પ્રમાણે :

પોતાના તબીબ બખ્તીશુ સાથે હારૂન વાતચીતે બેઠેલો હતો તેટલાં યાહયા દાખલ થયો. તેણે હમેસ મુઆફક શાહને નમન કીધું, પણ હારૂને તેનો બેદરકારીથી ઉતર વાલ્યો, એટલુંજ નહી પણ બખ્તીશુ તરફ મ્હોં ફેરવી તેણે મોટેથી પુછ્યું : "તારી પરવાનગી વગર કોઇ પણ તારા ઓરડામાં દાખલ થઇ શકે છે ? "

"નહી, જનાબ." તબીબે ઉતર વાલ્યો.

"ત્યારે માગ પુછયા પરછયા વગર શા માટે બીજાઓ અહીં આવે છે!"

"અય શાહ ! ગુસ્તાખી માફ ! આ કાંઇ પેહેલીજ વખત હું એમ આવ્યો નથી." યાહયાએ દલગીરીથી જણાવ્યું. "આપ જેહાંપનાએ પોતેજ મને એવી પરવાનગી આગલ આપી હતી, અને તેના ફરમાનથી હું એક પણ ડગલું આગળ વધ્યો નથી. પણ જ્યારે તારા શાહનો વીચાર ફરી ગયો છે તો પરવાનગી વના હું આવીશ નહી; તમે કેહેશો તેમ કરીશ "

આ સાંભળી હારૂન ખસ્યાણો પડ્યો અને બોલ્યો: "તારી લાગણી દુખવવા સારૂ કાંઇ હું એમ બોલ્યો નહી હતો."

લેકીન. યાહયાના પગલાં જેવાં ઓરડામાંથી દુર થયાં કે હારૂને ખીદમતગારોને હુકમ કીધો કે યાહયા હવેથી જ્યારે પણ આવે ત્યારે તેઓએ હમેમ મુજબ ઉઠી સલામ કરવી નહી. એ હુકમ પછી જ્યારે યાહયા પાછો પેહેલવો ખલીફની મુલાકાતે ગયો ત્યારે એ ફેરફાર તેના જોવામાં આવ્યો. તેણે ફીકકા ચેહેરાએ ફકટ આમમાન બાબુ આંખ ઉંચે કીધી. ખુદ ખીદમતગારોને પણ આથી એટલું બધું લાગી આવ્યું કે તવારીખ નવેસોના લખ્યા મુજબ જ્યારે પણ તેઓ યાહયાને દુરથી આવતો જોતા કે તેને એવું અપમાન કરવાને બદલે કાંઇને કાંઇ બહાનું કાઢી યાહયાથી દુરના દુર રહેતા. જેથી ખલીફના હુકમનો અનાદર થયલો ગણાય નહી, અને અલ-રશીદની ઇતરાજી તેઓ પર ઉતરે નહી.

દરબારી તબીબ બખ્તીશુ વળી બ્યાન કરે છે કે એક દીને તેણે હારૂનને મેહેલની બારીએ બેસી યાહયાના મેહેલ ભણી ધ્યાનથી જોતો દીઠો. તરતજ તેણે હારૂનના મુખથી આ પ્રમાણે શબ્દો સાંભળ્યા : " યાહયાને અલ્લાહ સુખી રાખે ! આ રાજ ખટલાનો ભાર જો એણે ઉપાડી નહી લીધો હત તો મજાહ કરવાનો મને અવકાશ મળતે નહી, " પણ જ્યારે એજ તબીબ પાછો કાઇ કામસર હારૂન આગળ ગયો ત્યારે હારૂનને પેલીજ બારી આગળ બેસી તેજ મેહેલ ભણી ધ્યાનથી જોતાં દીઠો. પણ આ વેળા એ શાહના ચેહેરાનો રંગ બદલાયલો તેની નજરે પડયો. એટલુંજ નહી પણ તેણે અલ-રશીદને બોલતાં સાંભળ્યો : " મારી પરવાનગીની દરકાર કર્યા વીના યાહયા સઘળાનો નીવેડો કરતો દીસે છે. કામે એ કલીફ છે. જ્યારે નામે હું છું. "

**ઝોબીદી : બલતાંમાં તેલ.**

આખરે ફટકો પડવાનો વખત નજદીક આવી લાગ્યો. કલીફ હારૂનથી વધુ વાર હવે પોતાની દાબી રાખેલી અદેખાઇનો જુસ્સો તામોશ કરી શકાયો નહી. ઇસ્માયલ સાથની જાફરની વાતચીતને ચોથે દીને તે પોતાની પરણેતર ઝોબીદી આગલ ગયો અને પોતાના મનમાં જે હતું તે સઘળું તેણીને કહયું. હવે ઝોબીદી સાથે જાફરને એ આગયમનુ ઘણું કચડાયલુ : તેથી તેણીએ આ ટક સારી હાથ આવેલી ધારી. તેણીને પોતાના બાતેનના વીચારોથી માહીતગાર કીધા પછી કલીફે કહયું : "એ બારમકીઓના હાથમાં ખોરાસાન જાય તે આગમચ શું કરવું તેની મને સલાહ આપ "

" તમે અને બારમકીઓ એક મોટા દરયાવમાં છાકટ હાલતમાં ડુબેલા જેવાઓ છે. લેકીન, જો એ હાલતમાથી હવે તમારી સુંધ ઉઘડી હોય અને બચવા પામ્યા હોવો તો હું તમોને એક ખરી બનેલી બીના એવી જણાવીશ કે તમે પગસે પગ અને હાથસે હાથ મીલાવશો. પણ જવા દોને, હું કયાં એ ખટપટમાં ઉતરૂં ? "

આથી હારૂનની જીજ્ઞાસા ઘણી ઉસ્કેરાઇ અને તેણે તે બીના જાણવા ઇરાન કીધું. તરતજ ઝોબીદીએ પોતાના ગુલામડાઓમાના અરઝુ નામના એકને બોલાવ્યો અને બોલી : " જાફર અને કલીફના ખાનદાનની છુપી વાત એ જાણે છે. "

" બોલ, શું છે ? ખરૂં બોલશે તો તારો ગુનાહ માફ કરીશ, ખોટું બોલશે તો તારૂં શીર તરતજ ઉડી જશે. "

અરઝુએ આથી જાફર તથા હારૂનની બેહેન આબાસાના કેવી ખરી રીતે નેકાહ થયા હતા તથા તેમને પેટે બે બેટાઓ અવતર્યા, અને

એની રીતે ચુપચુપ તે દીકરાઓને મક્કાની એક મક્તબમા શીખવવા મોકલી દેવામા આવ્યા તે વીગેનુ બ્યાન હારૂનને કદી સભના હુ (જુઓ ૯૧ મુ પાનુ)

"આથી તમારી ખાતરી થશે કે જાફર એવો આમાઓ છે એ ઈરાની દુન્યાના એ તેના મરતા હજાર દરજ્જે ચઢયાતી અને સ્વચ્છ અરબ નોહી વરાનની શાહજાદી સાથે ખરેખર નેકાહ કીધા હતા, અને બન્ને બાળકોને તમારી જાન વગર મક્કે મોકળાવી પણ દીધા "

હારૂનને મનસે આ જબરો ફટકો હતો ગુસ્સાથી તેની આખ્યો ચમકવા લાગી પોતાનો આપેલો વચન તે પને તે ભુલી ગયો અને ને બાપડા ગુલામ અરઝુને કતલ કરવાનો હુકમ આપી જોમીદીના ઓરડામાથી બાહેર નીકળી ગયો પણ સગીન દીનના હબગી જલ્લા મસરૂરને મોનાલી કઠોરતાથી હુકમ કીધો "મસરૂર ! આજે જ્યારે સ્રીહા થાય ત્યારે આપણા બે ખીદમતગારો અને દશ કડીઆઓને મારી હજુર લઇ આવજે "

આપણે અત્યાર આગમચ ખલીફ હારૂનને ઘણી સરસ રોશનીમા દીઠો છે, પણ તવારીખને ઇનસાફ આપવા ખાતર જે ગમગીન કમકમાત ઉપજાવનારો હુકમ તેણે આપ્યો હતો તેનુ વર્ણન પણ ઘણી નાખુશી વચ્ચે કરવુ જ જોઇએ અને તે આ મુજબ

**આબાસાનુ ખુન**

હારૂનના હુકમને તાબે મસરૂર દેરવેના વખ્તે બાપડા કમનસીબ દશ કડીઆઓને ખલીફના ઓરડામા લઇ ગયો તેમને જોઇ અલ રશીદ પોતાના ખાનગી ઓરડામાથી બાહેર નીકરયો અને પોતાની વ્હાલી બેહેન આબાસાના ઓરડામ બેધડક પોતાના ત્રણે ગુલામો સાથે દાખલ થઇ એ શાહજાદીનુ ખુન કરવ તેમને હુકમ કીધો ગુલામો આ હુકમ સાભળી હરકી ગયા પણ હુકમ બજા લાવવા શીવાય તેમનો બીજો કસો ચારો હતો નહી ત્યારપછી હારૂને પોતાની એ બેહેનની લાસને એક મોટી પેટીમા મુકાવી અને તપર દીનના ફરમાન મુજબ ભણતર કરાવ્યા ને બન્ને તેણે તેજ ઓરડામા દાટી નાખવા મેતાબ હુકમ ફરમા યો તે બીચારીના મરતી વખતના તરફડયા ગમે તેવા કહણ છાતીના આખમાથી આસુ લાવે તો બાપડા ગુલામો અને કડીઆઓ તેમ કરે તેની શી નવાઇ ! લાસને પેટીમા બધ કર્યા બાદ તે પર તાળુ મારવામાં આવ્યુ તેની કુચી ખલીફ પોતે લીધી, અને જ્યા સુધી જમીનમાથી પાણી નીકળ્યુ ત્યા સુધી કડીઆઓએ પાસે ખોદાવી

હવે બસ ! આ તો વેમ એ પેટીને અદર હોમાવો અને ખાડો પાછો પુરી નાખો '

કડીઆઓએ તેના હુકમ મુજબ કીધું અને ઓરડાની ભોંય જે મીસાલ અગાઉ હતી તે મીસાલ બનાવી દીધી. આ સઘળો વખ્ત ફલીફ એક ખુરસી પર બેસી સઘળું જોતો હતો. આ બનાવ ઇસ્વી સન ૮૦૨ માં બન્યો.

**કડીઆઓની કત્તલ.**

જ્યારે સઘળું કામ ફલીફના ધારવા પ્રમાણે સરંજામ ઉતરયું કે તેણે મસરૂર, બન્ને ગુલામો તથા પેલા દશ કડીઆઓને શાહજાદી આબાસા—તે જાફરની પરણેતર—ના ખુનવાલા ઓરડામાંથી બાહેર કાઢયા, ઓરડાને કુંચીથી બંધ કરી તેની ચાવી પોતાના હાથમાં લીધી અને જલ્લાદ મસરૂરની તરફ ફરી ઝડપથી ચોકક્સ ઇસારત કરી એ કાલા હબસીને કહયું: " આ લોકોને અહીંથી બાહેર કાઢ અને એમનો રોજ ચુકાવી આપ."

મસરૂર તેની મતલબ સમજી ગયો. તેણે બીજા પોહરેગીરોની મદદથી તે સઘળાઓને તેઓ બોલે તે આગમચ મ્હોંમાં ડુચા મારયા અને કોહલાઓમાં ભારી વજન ભેગા સીવી નાખી તે બીચારાઓને બેધડક દજલહ (ટાઇગ્રીસ) નદીમા હોમાવ્યા. આ દમકમાન ભરયુ કામ ખલાસ થયા કેડે કલીફિ પેલી કુંચી મસરૂરને સવાધીન કરતા કહયુ 'હુ માગુ ત્યાં સુધી એ તારી પાશે રહેવા દેજે. હવે તુ આ મેહેલના ચોગાનમા એક મોટો ટરકી સામ્યાનો ઉભો કરાવ"

**ફાલની તાસીર**

હારૂનના હુકમ મુજબ મસરૂરે તે દરામણી રાતના મેહેલના ચોગાનમાં એક સામ્યાનો ઉભો કરાવ્યો અને પહેર ફાટતાં કલીફિ ત્યા આવી બેઠક લીધી. તેની ધારણા સી હતી તે વીશે કોઇને તે વેળા ખ્યાલ વટીક ગયો નહી હતો. આ બનાવ ભેસ્પનવારની મહવારે બન્યો હતો. ત્યા તેણે એ વેળાએ દરબાર ભરી. હવે દર ગુરૂવારે જાફર લશકરની કવાયદ લેતો હતો, તરતજ મસરૂરને અલ-રશીદે કહયુ. " તુ અહીંથી દુર ખસો ના."

રેવાજ મુજબ દરબારીઓ આવ્યા અને નમન કરી પોતપોતાના મોભા મુજબ તેઓએ બેઠક લીધી જાફર પણ આવ્યો. જેને કલીફિ ઘણા આનદી દેખાવે સેહેજ વાતચીન કીધી, હસ્યો અને કાંઈ હોય નહી તેમ રમુજી ટીકા કીધા. જાફરે કલીફની નજદીક બેઠક લીધી. દરબારનું કામ શરૂ થતાં અરજ પત્રો વગેરે વાચી સભળાવ્યા, જેના કલીફિ ચુકાદાઓ આપ્યા. પછી તે દીને ખોરાશાન ઉપડી જવા જાફરે કલીફની રજા માગી.

" સબર ! પેહેલાં આપણે નજુમીનુ મત પુછયે. " કલીફિ કહયું. નજુમી આ વેળાએ નજદીકજ બેઠો હતો.

" હાલ કેટલા વાગ્યા છે ? " કલીફિ સવાલ કીધો.

"સાડા નવ, જનાબે આલી!" નજુમીએ ઉતર વાલ્યો.

ત્યાર પછી કલીફે ફાલનામું હાથમાં લીધું અને તેમાં જોઇ જાફરને કહયું: "જાફર! આજનો દીવસ તારે માટે બરગસ્તે છે. વળી આ કલાક પણ ઘણો હીન ભાગ્ય છે. હું જો ભુલ કરતો નહી હોઉં તો તારી ઉમ્રમાં આજના જેવો નઠારો દીવસ કોઇ નહી હશે. તોપણ આવતી કાલે જુમાનો દીવસ હોવાથી બંદગી કરવા તુર્ત ઠોક અને જે વેળાએ તારો સેતારો પાછો બુલંદ થાય ત્યારે બેલાશક શીધાર. નદરવનમાં આખી રાત ગુજાર અને બીજે દીને સહવારે તારી મુસાફરી ચાલુ કર. એ ઠીક છે."

લેકીન જાફરની ખાતરી થઇ નહી; તેણે નજુમી પાસેથી પોતાના હાથમાં જયોતીશશાસ્ત્ર લીધું. ને પોતે પણ એ વીધ્યામાં બાહોશ; એટલે ગણત્રી કરી કહયું: "માસલ્લાહ! ઇમાનીઓના અવ શાહ! બેશક તારૂં કહેવું રાસ્ત વ દરોસ્ત છે! મારી જીંદગીમાં આવો બરગસ્તે સેનારો કોઇ દીન તુલીક જોયો નહી હતો. આજે જાણે લહુનો સેનારો છે!

મીજલશ બરખાસ્ત થઇ; અને એ બનાવ પર દરબારીઓ આપઆપસમાં ટીકા કરતા વગે સગે થઇ ગયા.

**કમકમાતથી ભરપુર મારવા હુકમ.**

જાફર વીચારમંદ ચેહેરે પોતાને મેહેલે પધાર્યો. પણ ત્યાં કામકાજમાં પડયાથી એ વીચાર તેના મનમાંથી નીકળી ગયો. લશકરીઓની કવાયદ લીધી, બીજુ રાજ દરબારી કામકાજનો નીવેડો આણ્યો અને ત્યાં હાજર થયલાઓ વીખરઇ ગયાં.

એ પ્રમાણે કામકાજથી ફારેગ થયા કેડે તે પોતાના ઓરડામાં આસાયસ લેવા ગયો, તેટલા અલ રશીદે તેને બોલાવી લાવવા જલ્લાદ મસરૂરને કહયું: "એકદમ જાફરને અહીં લઇ આવ અને જણાવ કે 'ખોરાશાનથી એક રૂકો હમણા આવ્યો છે.' જ્યારે તે પેહેલા બારણામાંથી પસાર થાય કે ત્યાં પોહોરેગીરોની ટુકડી બેસાડજે; બીજે દરવાજે ગુલામોને ચોકી કરવા કહેજે. પણ સંભાળજે કે એનો કોઇ પણ ખીદમતગાર યા કોઇ બીજું એની સાથે આવે નહી; ગઇ કાલે જે ટરકીશ તંબુ ઉભો કીધો ત્યાં તું એને લઇ જજે. જ્યારે તે અંદર દાખલ થાય કે તરતજ કતલ કરજે, અને તેનું શીર મારી ખાતરી માટે મારી હજુર લઇ આવજે. પણ જોજે કે કોઇ પણ આદમને એ વીશે તું જાણ કરતો ના. મેં જે હુકમ તુને કીધો છે, તે તુ બોલેબોલ બજા લાવજે; અને હવે મને એ બાબે વધુ તકલીફ આપતો ના. જો તું મારા હુકમનુ ઉલ્લંઘન કરશે તો તારૂં પોતીકું શીર છુંદું થશે. ચાલ, બસ હવે! પણ બણ કાંઇ નહી! નીકલ અહીંથી! એ હુકમ વીશે એ યા કોઇ બીજું વાકેફ થાય તે અગાઉ તારૂં કામ સરંજામ પહુંચાડ."

**છટકામાં સપડાયલો જાફર.**

કલીફ હારૂન અલ-રશીદના હુકમને તાબે એ હબશી ગુલામ મસરૂર જાફરને ત્યાં ગયો અને જાફરને કહ્યું: "જનાબ! ઇમાનીઓનો શાહ તરતજ તમોને બોલાવે છે. તરતજ તમોને હાજર કરવા મને હુકમ ફરમાવ્યો છે."

"પણ મસરૂર! જરા હાક લેનો ખરો! અહીં આવ્યાને કાંઇ ઝાઝી વાર લાગી નથી, અને તે વેળા કાંઇ એટલું અગત્યનું કામ નહી જણાયું હતું. શું છે?"

"ખોરાશાનથી હમણાજ દસ્તાવેજો આવ્યા, જે વાંચવા તમોને બોલાવે છે." મસરૂરે કલીફના હુકમ પ્રમાણે ઉતર વાલ્યો.

આથી જાફરે દરબારી પોશાક પાછો સજ્યો, તલવાર ઓરવી અને મસરૂર સાથે જવા નીકલ્યો. પણ જ્યારે તે પેહલ્લા દરવાજા આગલથી પસાર થયો ત્યારે તેણે હથીઆરબંધ પોહોરગીરોની ટોલકી ત્યાં બેઠેલી જણાઇ; બીજામાંથી પસાર થતાં મજબુત બાંધાના ગુલામોના ટોલાને ઉભું રહેલું દીઠું. દરવાજામાંથી પણ પસાર થયો, ત્યારેજ તેને ધ્યાન આવ્યું કે તે પોતાના કોઇ પણ ખીદમતગાર વગર આવ્યો હતો. તેને કુદરતી બસારત થઇ; તેને એકાએક ધાસ્તી પેઠી; પોતાના નીમકહલાલ ખીદમતગારો વગર આવ્યો તે માટે મનમાં પસ્તાવા લાગ્યો; તોપણ હવે આગલ વધ્યા વગર છુટકો નહી હતો. ચોગાનમાં દાખલ થતાંજ તેણે પોતાને એકલો જોયો. ત્યાર પછી મસરૂર તેને પેલા તંબુ તરફ લઇ ગયો અને જાફરને અંદર જવા કહયું. જાફર અંદર પેઠો, પણ ત્યાં કોઇને પણ નહી જોયાથી તે ચેતી ગયો કે કાંઇ પણ દગો રમવામાં આવ્યો હતો.

**જાફર દગાથી માહીતગાર થાય છે.**

જાફરને તંબુમાં પેસતાંજ કુદરતી બસારત થઇ. તેણે પુછ્યું: "મસરૂર, મારા ભાઇ! શું છે?"

"હું તારો ભાઇ છું અને તારાંજ મકાનમાં રહું છું" મસરૂરે ઉતર વાલ્યો "અને તે છતાં તું મને સબબ પુછે છે? તું સારી રવેસે જાણે છે—તારી અજલ નજદીક આવી છે. ઇમાનીઓના શાહે મને સાફસાફ ફરમાવ્યું છે કે મારે તુંને કત્લ કરી તારૂં શીર તેની હજુર લઇ જવું."

જાફર થોડો રડયો, પછી મસરૂરના હાથ પગને ચુંબન કરતાં જણાવ્યું "ઓ મારા ભાઇ! ઓ મસરૂર! તું સારી રવેસે જાણે છે તો ખરો કે મારા સમાગમમાં આવના દરેક જણ કરતાં હું તારી પર વધારે મેહેરબાની દેખાડતો આવ્યો છું, અને જ્યારે પણ તેં રાત યા

દીએ માંગ્યું છે ને તરતજ મેં તુને આપ્યું છે. તું જાણે છે કે હું કેવા દરજ્જે છું અને ખલીફ પર મારો કેટલો બધો લાગવગ છે તથા તેવણની દરેક છુપી વાતથી હું કેટલો બધો જાણીતો છું. કદાચ કોઈએ મારી પીઠ પાછળ મારી ખુબ બદગોઇ કીધેલી હોવી જોઈએ. મારી પાસે બે લાખ દીનાર રોકડા છે. જો તું મને અહીંથી છટકવા દે તો એ રકમ તારી પોતીકી થાય."

જાફરના કાલાવાલા.

પણ જેનો ધંધો રાત દીશ ખુનરેજી ચલાવવાનો તે પર જાફરના કાલાવાલા અને કુમલવણીની શી અસર થાય? જો થાય તોપણ ખલીફના કેહેરથી તે હબશી ગુલામ શું અંજાનુ હતો?

"મારેથી એ બને નહી." મસરૂરે ઉતર વાલ્યો.

"ત્યારે મને એની હજુર લઇ જા." ખલીફના કીનાના કમનશીબ તથા બેગુનાહ ભોગે કાલાવાલા કીધા: "મને તેની રૂબરૂ હાજર કર! કદાચ રેહમ લાવી તે મને માફી બક્ષશે."

"નહી! હું તેમ કરી શકતો નથી." સખ્ત હૈયાંના મસરૂરે જણાવ્યું. "તેની આગળ જવા મારેથી હીમ્મત થાયજ નહી. હું જે જાણું છું તે પરથી હું ખુલ્લું તમોને જણાવું છું કે એવા ઇલીફાકનો કાંઇ પણ માર્ગ રહ્યો નથી."

"પણ મસરૂર! તારી એમાં ભુળ છે. હું તુનેજ સવાલ કરૂં છું. તું મારા તથા હારૂનના સમાગમમાં હંમેસ આવતો રહ્યો છે તો તું મારે વીશે શું વીચારે છે?"

"બેશક! તમારે વીશે મને ઉચું માન તથા મત છે. તમે બેવફા નથી, પણ આખર કરેને હું તો શાહનો નોકર; મને મળેલો હુકમ મારે બજા લાવવોજ જોઇએ." મસરૂરે ઉતર વાલ્યો.

"તુ કબુલ કરે છે કે હું શાહનો વફાદાર છું, અને તેજ વેળાએ તું શાહનો આ અધટીટ હુકમ બજા લાવવા તૈયાર થયો છે? શું એનું પાપ તુને નથી લાગવાનું?"

"મને શાનું લાગે? હું તો આખર કરેને ફરમાબરદાર!"

"હા! તું શાહનો ફરમાબરદાર! અને હું તે બારે હકતાલાનો ફરમાબરદાર! યા ખુદા! આ શી આફત? મસરૂર! સાંભળ! ખલીફે ગોઠવેલાં આ કમકમાત મોતે જો હું મરણ પામીશ તો અલ્લાહ જરૂર એનો બદલો લેશે! હારૂન પોતે પણ પસ્તાશે! કદાચ રાજનું—નહી, મારે એ શબ્દો બાપોકાર બોલવા ઘટતા નથી હવે પછીનો જમાનો મારી આગાહી ખરી પડેલી જોશે. યા ખુદા! આ કેવું મોત? મસરૂર! જો હું ખરેખર કત્લ થદશ તો તારા શાહને

કહેવાય કે જાફરે મરતી વેળા ઘણા કાલાવાલા કીધા હતા અને પોતાને તદન બેગુનાહ જણાવ્યો હતો, તથા કહયુ હતુ કે 'જેટલા પ્રમાણમા મે મારા ખલીફની ખીદમતગારી કીધી, તેટલાજ પ્રમાણમા જો મે મારા ખુદાની પરસતેશ કીધી હતે તો આ વખતે તે બારે હકતાલા મને આવી હાલતમાં લાવી મુકતે નહી.' મસરૂર, સમજ્યો કે ? જો, હજુ પણ દયા લાવ ! શુ તારૂં હૈયુ એટલુ બધુ સખત થયુ છે કે મારી અરજ પણ સ્વીકારતો નથી ? જરા રોભ ! શાહની હજુર જઇને કહે કે 'હુકમ બજા લાવ્યો છુ ' ત્યાર પછી શુ કહે છે તે સાભળીને તારે ગમે તે કર, પણ મારી ખાતરી છે કે તેમ કરવાથી હુ બચીશ અને તેમ જો બનશે તો હુ અલ્લાહ તથા ફીરીશતાઓના કસમ લઇ જણાઉ છુ કે મારી અરધી દોલત તારે સ્વાધીન કરીશ, એટલુજ નહી પણ લશકરનો સીપેહસાલાર બનાવીશ, હુ તુને બોહોલી સતા આપીશ. જે વેળાએ તુને શાહે હુકમ આપ્યો તે વેળાએ ખલીફનુ મન મારા દુશમનોએ ફેરવેલુ હોવુ જોઇએ. પણ હવે તે પસતાતો હોવો જોઇએ માટે જા અને મે કહયુ છે તેમ કર " જાફર હવે બેધડક રડવા લાગ્યો, અને મસરૂરને મીનત ગુજારી કરવા લાગ્યો આખરે કઠણમા કઠણ હૈયાના જલ્લાદ મસરૂરને પણ દયા આવી અને તે આખર બોલ્યો " કોશેશ કરવામા કાઇ ગયુ નથી કદાચ તે કહયુ તેમ બને પણ "

**બંદગીમાં મશગુલ થયલા જાફરને કતલ**

તબુ આસપાસ હથીઆરબધ ચાલીશ ગુલામોનો પોહોરો રાખી મસરૂર પોતાની તલવાર લઇ તબુ બાહેર નીકળ્યો. તે ખલીફ હજુર હાજર થયો. હારૂન આ વેળાએ જ્યાદે ક્રોધાયમન થયનો બેસીને પોતાના હાથમાની લાકડી ગુસ્સાભેર પોચી જમીનમા ઘુમાડતો હતો મસરૂરને જોતાજ તેણે છેડાયના વાઘની પેઠે પોકાર મારયો

" તારી માદર તુને છીન લે ! જાફરનુ શુ ? "

" જેહાપનાએ ફરમાવ્યુ તે પ્રમાણે કીધુ " મસરૂરે ઉતર વાળ્યો

" એનુ માથુ કયા છે ? "

" ત બુમા, જનાબ ? "

" એકદમ અહી લઇ આવ "

મસરૂર તબુમા પાછો ગયો ખુદાસનામી જાફર આ વેળાએ ઘુટણપે પડી એક ચીતે ખુદાની બદગી કરતો હતો. બદગી પુરી કરવાનો વખ્ત વગીક મસરૂરે આપ્યો નહી, પણ બદગી કરતા જાફરની નજર તેનીપર પડે તે આગમચ એ હબશી જલ્લાદે પોતાની ખુની શમશેરથી બાપડા જાફરનુ ડોકુ તનથી બેતન કીધુ. ત્યાર પછી દાઢીથી પકડી લોહીથી ઝરઝરતુ તે ખલીફ હારૂન આગલ લઇ ગયો અને બોલ્યો " જનાબના હુકમને તાબે ! "

**ખલીફની લાગણી**

ખલીફ એ નાહક ખુનનો ચેહેરો જોતાંજ અફસોસનો દમ ખેંચ્યો. તે હવે જાર બે જાર કુદરતી રીતે રડયો. દરેક શબ્દે તે પેલી હાથમાંની લાકડી જમીનમાં ઘુસાડવા લાગ્યો અને દાંત કચકચાવા લાગ્યો.

અરબ તવારીખ નવેસોના લખ્યા મુજબ રડતો બોલ્યોઃ "ઓ જાફર ! તેં આ શું કીધું ? અરે જાફર ! શું મેં તુંને મારી બરોબરીઓ કીધો નહી હતો ? તેં મારા હકોની દરકાર રાખી નહી, અને મારી સાયના કોળ પ્રમાણે તું ચાલ્યો નહી. નશીબના નખરાં પર તેં બે ઘડી પણ ખ્યાલ કીધો નહી. મારી મેહેરબાની તું નદન ભુલી ગયો, પણ તેના પરીણા-મનો ખ્યાલ તેં કીધો નહી. દોરંગી દુન્યાની નાપાયદારી તરફ તેં જોયું નહી. અરે જાફર ! તેં મને મારાં કુતુમ્બ સંબંધી ઠગ્યો; સઘળાં આદમોની હજુર તે મને હલકો પાડયો. અરે જાફર ! તેં મારાપર તેમજ તારા પોતાપર આફતનું વાદળ હોરી લીધુ. બસ મસરૂર ! હવે એને અહીંથી લઇ જા ! "

હારૂન આ સઘળુ ખરેખર રડીને બોલતો હતો યા કીતાનો આતશ હજુ તેના શરીરમાં પજરતો હતો તે વીશે તે ઘડી જોનારને કાંઇ પણ જણાતું નહી હતું. ઇસવી સને ૮૦૨ માં આ બનાવ બન્યો હતો.

**ગુસ્સાનુ બાઝાર તેજ પર.**

ત્યાર પછી હારૂને જાફરના બન્ને નીરદોશ બેટાઓને મદીના ખાતેથી બોલાવી મગાવ્યા. વાચનારને માલમ હશે કે તેમની માદર આબાસા હતી. જે ખલીફની બેહેન હતી અને જે બાપડીના ખુનની વીગતથી આપણે અત્યાર આગમચ જાણીતાં થયાં છઇએ.

એ બન્ને બેટાઓને મેહેલમાં લાવી હાજર કરતાં હારૂનને તે બન્ને ઘણા ખુબસુરત તથા ચંચલ જણાયા. પોતાના એ બન્ને ભાનેજો સાથે વાતચીત કરતાં તેઓ નરમાશથી ભરપુર, દયાલુ, પણ હુસ્યાર માલમ પડયા. હારૂનને તે પોતાના હશેમી ખાનદાન પર પડેલાં દીસ્યા. ત્યાર પછી હારૂને માયાના દેખાવથી પુછ્યું: " મારા લાડકા ! તારૂં નામ શું ? "

" અલ હસન. "

ત્યાર પછી તેણે પોતાના નાના ભાનેજને સવાલ કીધોઃ " અને મારા પ્યારા ! તારૂં શું ? "

" અલ હુસેન. "

ત્યાર પછી કેટલીક પલ હારૂને તેમની પર નજર ઠેરવી રાખી. પછી રડયો તથા બોલ્યો " તમારાં નીરદોશપણાની મારી પર ઘણી અસર થાય છે. જેઓ તમોને હેરાન કરે તેમના પર અલ્લાહ રેહેમ નહી બતાવે."

લેકીન તે નીરદોશ બાળકો હારૂન શું કરવા માગતો હતો, તે જાણતાં નહી હતાં. કલીફ હવે મસરૂરને પુછયું: "પેલા ઓરડાની ચાવી જે મે રાખવા આપી હતી, તેનું શું કીધું?"

"ઇમાનીઓના શાહ! આ રહી."

"મને આપી દે." હારૂને ફરમાવ્યું.

**જાફરના નીરદોશ બેટાઓની કત્તલ.**

કુચી લીધા પછી હારૂને કેટલાક ગુલામો તથા ખીદમતગારોને બોલાવી મંગાવી જાફરના મેહેલમાં એક ઘણોજ ઉંડો ખાડો ખોડવા હુકમ કીધો. ખાડો તૈયાર થતાંજ એ શાહે જલ્લાદ મસરૂરને તેડાવી હુકમ કીધો; "મસરૂર! જાફરના બન્ને લડકાઓને જાનથી બેજાન કરી તેમની માદર ભેગાં એ ખાડામા દાટ." એટલું બોલી તે રડવા લાગ્યો. મસરૂર કહે છે કે "જેહાંપનાને આ પ્રમાણે ડુસકે ડુસકે રડતો જોવાથી મેં ધાર્યું કે કલીફ પેલાં નીરદોશ બાલકો પર દયા લાવી તેમને બચાવશે. પણ હુકમને અમલમાં મેલતાંજ હારૂને આંખ્યો લુછી નાખી અને ઉલટું આસપાસનાઓને હુકમ કીધો કે બારમકી ખાનદાનનું નામ વટીક જબાપર કદી પણ લેવું નહી."

આ બનાવ ઇસવી સન ૮૦૩ માં કલીફની મક્કાની હજે પાછા ફરયા પછી બન્યો હતો.

**બારમકી ખાનદાનની ખુનરેજી.**

જાફરના કમકમાત ભર્યાં ખુન પછી તેજ રાત્રીએ તેના ભાઇ ફજલને કલીફ હારૂને તેડાવી મંગાવ્યો અને તેને પોતાના મેહેલોમાંના એકમાં કેદ કીધો. યાહયાને તેના પોતીકાં મકાનમાં નજર કેદ રાખ્યો. તેમની સઘળી મીલકતો વગેરે જપ્ત કીધી, એટલુંજ નહી પણ સખાવતના શાહ ગણાતાં બારમકી ખાનદાનની ધન નશીલ સદતર નાબુદ કરવાના ઇરાદાથી કલીફ હારૂન અલ રશીદે એ ખાનદાનના એક હજારથી વધુ આસામીઓની કતલ ચલાવી. પણ જાફરની કતલથી બાગદાદ શેહેરમાં મોટો ખલભલાટ થઇ રહયો. હારૂનની ધાક જબરી; છતાં, લોક વીચાર રફતે રફતે મજબુતી પકડતું ગયું. સખાવતે દરયાવ બારમકી ખાનદાનની તારીફનો એક પણ શબ્દ કોઇએ ઉચારવો નહી એવા હારૂનના ઢંઢેરાથી લોકના ખલભલાતમાં જબરો વધારો થયો; જો કે હારૂનને એ ઢંઢેરો પાછલથી ખેંચી લેવો પડયો હતો, જે બીના આપણે આ પુસ્તકના ૨૫-૨૭ પાનામાં વાંચી ગયાં છઇએ.

**એક જાણવાજોગ સુકામલો.**

તવારીખનવેસ અલ અસ્માનીય એક અજબ સંજોગ લખે છે, જે બખ્ખામીના 'નઓબાહર' આતશબેહેરામના વડા દસ્તુર બારમકના

નસીબોની ચઢતી પડતીનો ખયાલ આપે છે. ઉપલા તવારીખનવેસ આગલ એક દરબારીએ જણાવ્યું કે તેને એક દી ખજનાખાનાંમાં જવું પડયું. એક ખાતાંવહીના પાના ઉકલાવતાં એક રકમપર તેની નજર ગઇઃ "યાહયાના બેટા જાફરના એક દરબારી પોશાક માટે ચાર લાખ સોનાના દીનાર" થોડા દીવસ પછી તેને પાછું ઉપલાંજ ખાતાંમાં કામ પડયું અને તેજ ખાતાંવહીમાં નીચલી રકમ ઉધારેલી હતીઃ "યાહયાના છોકરા જાફરના શરીરને બાલવા માટે નફ્થા તથા છોલટાં સારૂ દશ કીરત" (યાને એક દીનારનો ચોવીશમો ભાગ).

## દુધ-માદરનો ગુસ્સો

યાહયાની પરણેતર હારૂનની દુધ-મા થાય. જ્યારે તેણીએ પોતાના ભરથારના કેદ પકડવાના સમાચાર સાંભલ્યા ત્યારે ઘણી મેહેનતે તે ખલીફની હજુરમાં જઇ શકી. ત્યાં પહોંચ્યા પછી તેણીએ ખલીફને એક દાંત તથા તેના બાલની ગુચ્છ દેખાડી જે ચીજો તેણીએ ખલીફની છોકરવાદપણાની ઇંધાની દાખલ જાલવી રાખી હતી. આ ચીજોની આગલી યાદ દેવાડી પોતાના ભરથારને છોડી મુકાવવાની આ ભલી બાનુની મતલબ હતી. ખલીફ હારૂન એ મતલબ સમજી ગયો, અને પોતાની આ દુધ-મા સોડેથી એ ચીજો ખરીદવા કોશેશ કીધી, પણ યાહયાના છુટકારા વીશેની બીના અખાડા કરી ગયો. આખરે પોતાની મતલબ બર આવેલી નહી જોતાં તે બાનુએ ચીડમાં એ બન્ને યાદગાર ચીજો હારૂનના પગ આગલ ગુસ્સાભેર ફેંકી દઇ કહયું: "એ સઘળું તુંને મુફત એનાયત કરૂં છું!" અને ત્યાંથી ચાલી ગઇ.

## યાહયાની આગાહી.

જાફરના પેદર યાહયાએ જ્યારે સાંભલ્યું કે અલ-રશીદે જાફરને કતલ કરાવ્યો ત્યારે તે એટલુંજ બોલ્યો: "ખુદા એના બેટાના પણ એવાજ હાલ કરશે."

"લેકીન ખલીફે તારાં પણ ઘરનું સત્યાનાશ વાલ્યું છે!" ખબર આપનારે જણાવ્યું.

"તો તે બારેન્હકતાલા એવાજ હાલ એના પણ કરશે." કમનસીબ બાપે જણાવ્યું.

જ્યારે અલ-રશીદને એ વાતચીતથી વાકેફ કરવામાં આવ્યો ત્યારે તે ઘણો ગમગીન તેમજ બેચેન થયો; સબબ, તેણે કહયું: "યાહયાનું બોલેલું દરેક વેળા ખરૂં પડેલું મે જોયું છે, કોઇ દી પણ એના મુખથી નીકલેલી આગાહી ખોટી પડેલી મને જણાઇ નથી."

**ફજલ પર સીતમગીરી.**

પોતાના માજી છોટે વજીર ફજલને કેદ કર્યા કેડે એક દીને હારૂન અલ-રશીદે પોતાના હબસી જલ્લાદ મસરૂરને હુકમ કીધો કે બધીખાનામા જઇ ગમે તેમ કરી બધીવાને જે કાંઇ મીલકત છુપવી હોય તે તેની પાસેથી કબુલાવવી જો ફજન તેમ કરવા ના પાડે તો બસો ફટકા તેને મારના.

મસરૂર બધીખાનામા ગયો અને હારૂનનો હુકમ ફજલને કહી સભલાવી સલાહ આપી. "તારી સલામતી માટે ગજની તારે દરકાર કરની ઘટતી નથી."

"કસમ લઇ જણાવું છુ કે મારી મીલકતોની સઘળી બીના મે અત્યાર આગમચ ખરેખરી જણાવી છે હારૂન જાણે છે કે એક ફટકા કરતા મોતને હુ વધુ પસર કરૂ. મમરૂર તુ પોતે પણ જાણે છે કે અમારી પોતીકી દોલતમાથી હમેસા અમે અમારા માનની જાલવણી કરતા હતા, તો અમારા શરીરને ખરચે અમે કેવી રીતે દોલત છુપાવ્યે? જો તુને કાઇ હુકમ શાહ પાસેથી મળયો હોય તો તે તુ પુર્ણ કર!"

આથી મમરૂર પોના સાથે કેટલાક ચાબુકો લઇ આવ્યો હતો તે ખીદમતગારોને આપી બોલ્યો "શાહના હુકમ મુજબ સઘળા મળી બસો ફટકા લગાવો"

**અશરાફના કામો અશરાફ હોય.**

ઉપલી સજા એવી તો હેવાન્યતપણે કરવામા આવી કે મજાની આખરીએ ફજલ લગભગ મરણતોલ ભોયે પડયો તેમના ગયા કેડે તેના સારા નશીબે બધીખાનામા એક હુસ્યાર તબીબ હતો, જેને આસપાસનાઓ દયા લાવી તેડી લાવ્યા ફજલની પીઠ તપાસી ફજલ સાભળે તેમ બોલ્યો "દરદીએ કાઇ ભુલ કીધેલી હોવી જોઇએ ઘણામા ઘણા પચાશ ફટકાજ પડેલા હોવા જોઇએ!" તો પણ આ ફકત ફજલને સધ્યારો આપવા માટે તે બોલ્યો હતો એમ એ તબીબે પાછલથી કબુલ કીધુ અને જણાવ્યુ કે "એક હજાર ફટકાથી જે અસર થાય તેવી આ બસો ફટકાથી બાપડા ફજલના શરીર પર થઇ હતી." ત્યાર પછી તેણે તે વખતના ગ્નાન પ્રમાણે સારવાર કીધી, અને આખરે ફજલને સારો કરવામા તે ફતેહમદ થયો તદરોસ્ત થતાજ લખોની બક્ષેસ કરનાર એક વખતના આ ફજને આ વેલાએ પોતાના એક મીત્ર પાસેથી એક હજાર દીરહમ ઉછીના લીધા અને તે ફતેહમદ તબીબને આપવા માગ્યા, જેણે તે લેવા ના પાડી કદાચ એ રકમ થોડી હશે ધારી ફજલે બીજા એક હજાર કઢાવ્યા અને તે બે હજાર દીરહમની રકમ પેલા તબીબ ... તબીબને આપવા માગી, જે પણ તબીબે તેના

સાફ ના પાડી, અને જણાવ્યું કે "સખીઓના સખીને સાજે કરવા માટે આ રકમ તો શું પણ ગમે તેવી મોટી રકમ લેવી હરામ છે."

આ તબીબની તદન નીર્ધનપણાની હાલત ફજલને માલમ હતી: માટે જ્યારે તેણે તબીબના મુખથી ઉપલો વાકય સાંભળ્યો ત્યારે ઘણો અજબ થઇ ફજલ પોકારી ઉઠયો; "શુકર અલ્લાહ! અશરાફના કામો અશરાફ હોય! પણ મારી પોતીકી આગલી સઘળી સખાવતોને તકર મારે એવી આ સખાવત છે! અલ્લાહ એ તબીબની કદર બુજે!"

## ખલીફની ધમકી.

બારમકીઓની પડતી થયા કેરે એક દીને હારૂને યાહયાના બંધીખાનામાં એક જણને મોકલી કેહેવાડયું કે તે જો અબ્દ અલ-મલીકના બલવાની હીલચાલ વીશે ખલીફને જાણીતો કરશે તો યાહયાને આગલા દરજ્જા પર પાછો લાવવામાં આવશે.

"અલ્લાહ કરીમ!" યાહયાએ ઉતર વાળ્યો "અબ્દ અલ-મલીકને એવો હું ધારતો નથી. પણ જો તેમ હોય તો પણ તે કેવી રીતે મને તે વીશે જાણીતો કરે? સબબ, અબ્દ મારી રજેરજ જાણે છે કે હમારા ખાનાનો કોણ હતા: માટે તેમના નમીરાઓ ગેરઇનસાફથી ગમે તેવી પડતી થયા છતાં ફરી પણ તાજને બેવફા થવાના નથી; માટે અબ્દ એવી બાબદમાં મારી મદદ માગે એ વીચારજ હવી કાઢવા જોગ છે. જે પ્રમાણે તેં મારી સાથે ચાલ ચલાવી છે તો એવી વેળાએ શું તે એ કરતા મારી સાથે ખરાબ રીતે નહી વર્તયો હતે? અલ્લાહ ખાતર એ વીચાર તારા મનમાંથી કાઢી નાખ. કાઇ પણ પ્રપંચ જેવું છેજ નહી. જે પ્રમાણે મેં તારા કુટુમ્બના આસામીઓને લાયક ધારી મારા સારા વખતમા ઓધ્ધાઓ પર નેમ્યા હતા તેજ પ્રમાણે મે તેને એ ઓધ્ધો બક્ષ્યો હતો, અને તેની ચલ ચલણથી હું તદન સનોખ પામ્યો હતો. એની ઉચી કેળવણી અને મોભાએ તેને એવી ઉંચ હાલતને લઇ જવા મદદ કીધી હતી, અને તેથીજ મારી પસંદગી એ ઓધ્ધા માટે તેની પર ઉતરી હતી"

આ જવાબ સાંભળી હારૂન જ્યાદે ગુસ્સે થયો અને કાસીદને પાછો યાહયા આગળ મોકલી ધમકી આપી કે જો યાહયા એ વીશે ખરી બાતમી આપશે નહી તો તેના બેટા ફજલને અલ-રશીદ મારી નખાવશે.

યાહયાએ પોતાના હમેશના રોનથી એટલોજ ઉતર વળ્યો: "અમે તારા સપાટામાં આવ્યા છઇએ; ચાહે તે તું કરી લે!"

પયગામબારે અલ-ફજલને આ બીનાથી વાકેફ કીધો અને બન્ને બેઉ પીસર વચ્ચે ઘણી ગમગીન મુલાકાત થઇ. ખલીફની ધારણા જોઇ

બન્ને બાપ બેટાઓને ખાતરી હતી કે થોડીક પલ પછી તેઓ આ દુન્યાંમાં એક બીજાથી સદાના છુટા પડવાના હતા.

"પણ પેદર! આજ સુધી તમે મારાથી ખુશી તો થયા છોની?"

"હા, મારા વ્હાલા બેટા! મારી આંખોના નુર! અલ્લાહ એનો બદલો કયામતને દીન જરૂર આપશે!"

હારૂનના હુકમ મુજબ સાર પછી યાહયાથી ફજલને છુટો પાડવામાં આવ્યો અને એ એક વખતના "છોટે વઝીર"ને કત્લ કરવાની જગ્યે લઇ જવામાં આવ્યો. સઘળાઓ ત્રાહે ત્રાહે કરવા લાગ્યાં, જો કે કલીફના દસ્તથી તેઓ શબ્દોથી પોતાની લાગણી જણાવવાની હીમ્મત કરતાં નહી હતાં, તો પણ તેમના ચેહેરા બાતેનની લાગણી પ્રગટ કરતા હતા. કલીફે જોયું કે યાહયાને સકંજામાં લાવવાની આ પણ બાજી નીષ્ફલ નીવડી: માટે કત્લનો હુકમ ફેરવ્યો અને ત્રણ દીવસ પછી બન્ને બાપ બેટાઓને પાછા બંધીખાનામાં મલવા દેવાની રજા આપી.

આ મારીનું કારણ ઘણું કરી લોક-લાગણીને લીધે હશે; સબબ, કલીફની પોતાની તેમ ઇચ્છાજ હતે તો એ બન્ને બાપ બેટાઓને છોડી મેલવાનો હુકમ પણ આપતે, પણ તેમ કરવામાં આવ્યું નહી હતું.

**યાહયાનું મરણ.**

કમનસીબ જાફરના પેદર યાહયાનુ મરણ ૪૦ સ૦ ૮૦૫ માં બધીખાનામાં એકાએક નીપજ્યુ. આ વેળાએ એની ઉમ્મર સીત્તેર વરસની હતી મરણ વેળાએ તેણે પેહરેલા પોશાકમાંથી એક રૂકો નીકલ્યો, જેમાં આ મુજબ લખેલું હતુ: "તોહોમત મુકનાર તે સૌથી મોટી દરબારમાં ચાલ્યો ગયો છે અને હવે ત્યા થોડા વખતમા તોહોમતદારને પણ જવું પડશે. તે મોટી દરબારનો ન્યાયાધીશ કદી પણ ભુલ કરતો નથી, અને જેની આગળ કોઇ પણ સાહેદીઓની જરૂર રહેતી નથી."

આ પત્ર હારૂન હજુર લાવવામાં આવ્યો જે વાંચ્યાથી લખનારની ધારણા પ્રમાણે હારૂનપર અસર થઇ. તે તદન ઉદાશ બન્યો અને તેને ધાસ્તી લાગી. તે દીવસ પછી કલીફ અલ-રશીદ ઘણો ખરો તન્ન શોકાતુરપણે ફરતો હતો. એના બીજા પણ સબબો હતા જે ટુંક વખતમાં આપણે જાણીશું.

**ફજલની અજલ.**

પોતાના પેદરના મરણ પછી બીજે વરસે ૭૭૪પર થયા નાસુરથી ફજલ બેહેસ્તનશીન થયો. એ વેળા તે બંદીખાનામાંજ હતો. વાંચનારને યાદ હશે કે કલીફ હારૂનનો એ હમશીર થાય. જ્યારે અલ-રશીદે પોતાના એ માજી વઝીરના મરણના સમાચાર સાંભલ્યા સારે તે બોલ્યો "મારી પણ અજલ

એનાથી હવે ઘણે દુર નથી." અને તેમ ખરેખર બનેલું વાંચનારને જણાશે. ખલીફ તે દીનથી વધુ ઉદાસ થતો ગયો. અરબ તવારીખ નવેશોના કહેવા પ્રમાણે આ વખતે હારૂનને તેની એક બેટીને સવાલ કીધો કે "ત્યારે શા સારૂ તે તારા સરસ ખેરખાહ બારમકી ખાનદાનીઓની કત્લ ચલાવી?" તો અલ-રશીદે ઉત્તર વાલ્યો "આ મારૂ ખમીસ પણ એનુ કારણ જણાવતું હોય તો હું એના ફાડીને તુકડા કરી નાખુ."

**જાફરની માદર.**

કુફાનો ઇમામ અબ્દર રહમાન, જે વળી બાદશાહી ખાનદાનનો પણ હતો તે, નીચલી વાત લખી જાય છે

એક દીને હું મારી માદરને મળવા ગયો જ્યારે તે એક અશરાફ દેખાવની પણ ઘણાજ કમીના પોશાકમાં સજ થયલી પાકી વએ પુગેલી બાનુ સાથે વાતે વલગેલી મને જણાઇ. તે કોણ હતી તે વીશે મારી માએ મને સવાલ કીધો. મે જણાવ્યુ કે તેણીને પીછાનવાનુ મને માન નથી ત્યારે મારી વાલીદાએ ઓલખાણ કરાવી : "બીચારા બારમકી જાફરના એવણ માદર થાય"

જાફરની વાત સાભરી આવ્યાથી મારી આખો આસુથી તર થઇ. પણ જુસ્સો દાબી દઇ ઘણાજ માનથી સલામ કરી મે પુછયુ : "પ્યારી માદર ! તમારી જીંદગીમા સૌથી અજબ બનાવ કયો હતો ?"

"બેટા મારા !" જાફરની માદરે ઉતર વાલ્યો "એક સમય એવો હતો કે આજના જેવા તેહેવારે હુ મારી ચારસો લોડીઓના સરઘસ સાથે તંગ હાલતનાઓને ખેરાત કરતી તથા જમાડતી; તોપણ હુ તે વેળા ધારતી કે મારો બેટો જાફર ખરચવા માટે મને વધુ પૈસા નહીં આપીને બેટા તરીકેની ફરજ બજાવતો નહીં હતો, પણ એજ તેહેવાર પાછો આવ્યો છે, અને હવે હુ જે માગુ છુ તે એટલુજ કે મને કોઇ મારા બીછાનાં માટે તથા ઓઢવા માટે ઘેટાનાં ચામડાના બે ટુકડા આપે"

મે તે બાપડીને પાચસો દીરહમ આપ્યા. જેથી તે બીચારી અતી ખુશ થઇ ત્યાર પછી મરણ તુવીક તે અશરાફ બાનુ વારવાર અમારા ઘરની મુલાકાતે આવતી હતી. નશીબનુ આ કેવુ ચક્ર !

**બારમકીઓની તારીખ માટે કલમ.**

કમનશીબ બારમકી ખાનદાનની બાબદ હવે આપણે નીચલી એક બીના ટપકાવી લઇ ખતમ કરીશુ.

જાફર વગેરેની બયબીત કતલ પછી ખલીફ હારૂને બારમકી ખાનદાનની તારીફનો એક અક્ષર પણ કોઇએ ઉચારવો નહીં એવો ઢંઢેરો બાહેર પાડયો

હતો તે વીશે આપણે માહીતગાર થયાં છઇએ. જેઓ પણ અલ રશીદના એ હુકમનો અનાદર કરતાં જણાતાં તેમની કતલ ચલાવવામાં આવતી. આ વેળાએ જાફરનો ઇબ્રાહીમ નામે એક દોસ્ત, જેણે જાફરના દુલા જીવથી ઘણી મદદ મેળવી હતી તેને જ્યારે જાફરના કતલ થવાની બીના સાંભળી ત્યારે તેના પર એટલી બધી અસર થઇ કે ગમ ભુલાવવા તે શરાબના શીશાઓ પર શીશાઓ ઉઠલાવવા લાગ્યો અને દરેક પ્યાલે જાફરની તારીફ કરી રડતો હતો; એટલુંજ નહી પણ એના ખુની પર વેર લેવા કસમ ખાવા લાગ્યો.

ઇબ્રાહીમના પોતીકા બેટાએ તેમજ તેના એક ખાજાસરાએ આ બીનાથી કલીફ હારૂનને વાકેફ કીધો, જેણે ઇબ્રાહીમને મેહેલમાં તેડાવી મંગાવ્યો અને ઘણી દોસ્તીનું દોલ ઘાલી કલીફે તેને શરાબ પીવાને લલચાવ્યો, શરાબની અસર પોતાના ધારી રાખેલા શીકાર પર થતી જોતાંજ જાફરની તારીફ કરતો કલીફ રડવા લાગ્યો અને જણાવ્યું કે તાજ કરતાં એ દોસ્તને ગુમાવવાનુ દુઃખ મોટામાં મોટું હતું. વળી જાફરની કત્લ પછી તે કોઇ દી સુખે ઉંઘાયો નહીં હતો. આ સાંભળી ઈબ્રાહીમે આંસુ ટપકાવ્યાં અને કલીફને જણાવ્યું કે એ માટે કલીફે પોતાનેજ દોષ દેવો ઘટે છે, અને જાફર જેવો બીજો કોઇ પણ મળશે નહી શરાબની જુમમાં ઇબ્રાહીમ પાસે એટવું અંકાવી અલ-રશીદ શ્રાપ દેતો ઉઠયો અને સેજ પલમાં તો બારમકીઓની દયા ખાનાર મુરદું થઇ પડયો.

આ પ્રમાણે સખાવતે બહાદુર, દયાલુ, ચચલ અને સઘળી વાતે શ્રેષ્ટ ગણાતાં બારમકી ખાનદાનીઓ કલીફ હારૂનના ગુસ્સાના ભોગ થઇ કમોતે મુઆં. જો કે તેઓ સેંકડો વરસ થયાં આ દુન્યાંમાંથી સદાના ગુમ થયાં છે, તોપણ તેમની તારીફ આજે પણ યાદગાર રહી છે અને હવે પછી રેહેવાની. આપણે હવે એ પર પરડો નાખી જાફરની કત્લ પછી વધુ બનેલા થોડાક બનાવોની બીના ટપકાવી લઇ આ પુસ્તક ખતમ કરીશું.

**સાંઈ બનેલો શાહજાદો.**

અલ-રશીદના સઘળા કુટુમ્બીઓ કાંઇ એ નામદારની પેઠે મોજ મજાહમાં ચકચુર નહી હતા. તેનો પોતાનો એક છોકરો ઉદાસપણે ફરતે અને સોલ વરસની ઉમ્મરથી સાંઇની જીંદગી ગુજારતો. કલીફે તેને ઠપકો દેતાં કહ્યું : "તું શાહોને ખરાબ લગાડે છે." આથી એ શાહજાદાએ ઉતર વાલ્યો : "તમે પીરોમાં મને ખરાબ લગાડો છો." ત્યાર પછી એ મેહેલ છોડી ગયો અને એક સાધારણ કડીઓ બની રોજ મેળવતો. તે ફકત એક દીરમ અને તેનો છઠો ભાગ માંગતો. પાઠવી રકમથી તે પોતાનો ગુજારો કરતો, જ્યારે દર દીરમ ગરીબોને ખેરાત કરવામાં વાપરતો. પોતાના મરણ

વખ્તે હારૂન પર એક ચીઠી મોકલી, જે પરથી એ ઓલખાઇ આવ્યો હતો.

**બાગદાદ છોડી જવા પડેલી હારૂનને ફરજ**

બારમકીઓની પડતી સાથે ખલીફ હારૂનના સઘળાં ખાતાંઓની પડતી શરૂ થઇ. ગોયા યાહયાના પેલા યાદગાર શબ્દો ખરા પડતા જણાવા લાગ્યા. કુદરતના કોપનું બાઝાર હવે તેઉપર ખુલ્લે ખુલ્લું જણાવા લાગ્યું. બારમકીઓની તથા તેમના ખેરખાહોના નાહક ખુનો રેડાવાથી સારા બાગદાદ શેહેરમાં એવી તો નઠારી અસર લોકમાં ફેલાઇ કે પોતાના ગમે તેવા ત્રાસ તથા ખલીફાતની સતા છતાં ખલીફ હારૂનને વીશ લાખ માણસની વસ્તીવાળી એ પ્રખ્યાત રાજધાની ( બાગદાદ યાને " ઇનસાફનો બગીચો" ) છોડી જવાની ફરજ પડી, અને તેણે રક્કા શેહેરમાં પોતાનો મુકામ કીધો. કુફા ખાતે મુકામ કરવાની તેની ઘણી મરજી હતી, પણ ત્યાનાં લોકનો મોટો ભાગ અલીની ઓલાદનાઓપર ઢળેલા હોવાથી તેણે એ વીચાર પડતો મેલી રક્કા શેહેરમાં રાજમુકામ કીધો. જો કે એનાં કારણમાં એ શાહ જણાવતો કે મેસોપોટેમ્યાંમાં વારંવાર સલગી ઉઠતા બલવાઓને તરત દાબી દેવા તેનાથી બને માટે તેણે એ રાહ લીધો હતો. કદાચ કુફા ખાતે પડાવ નહી નાખવાનું એ કારણ ખરૂં પણ હોય.

**હમઝેહનો બલવો**

ખોરાશાનમાં ઇસ્લામી ધર્મમાં વટલેલા ઇરાની ઓલાદનાઓનું પ્રબલ ઘણું: તેથી એ હીમ્મતી જાત હમેશાં હારૂનને ઘણી મેહેનત આપે. બખેડાઓ ઉભા થતાં ત્યાં વાર લાગે નહી. આગલ ઓમ્મ્યાડ વંશ ઉંધુ વાલવામાં અબુ મોસ્લેમ શકતીવાન થયો હતો, અને હવે અબ્બાસ વંશના પણ તેવાજ હાલ થાય એવાં ચીન્હો દીસવા લાગ્યાં. ૭૯૬ ના સાલમાં હમઝેહ ઇબ્ને અટરકે કોહીસ્તાન લુટીને ત્યાંના રેહેવાસીઓની કતલ ચલાવી બુશંજ ખાતે પડાવ નાખ્યો. હીરાતનાં હાકેમ છસો જોધ્ધાઓ સાથે તે પર કુચ કરી ગયો. લડાઇ થઇ તેમા તેની હાર થયા ઉપરાંત એ હાકેમ માર્યો ગયો. આથી ખલીફના હુકમની રૂએ ખોરાશાનના હાકેમ અલી ઇસાએ પોતાના બેટા હુસેનને દશ હજાર માણસની ફોજ સાથે એ બળવાખોરોને શીક્ષા કરવા રવાના કીધો પણ તેણે હમઝેહ પર હુમલો નહીં કરવાથી તેની જગ્યે તેના ભાઇ ઇસાને સરદાર દાખલ નેમવામાં આવ્યો. પેહેલાં ઇસાની હાર થઇ, પણ આખરે ઘણા બળવાખોરોને મારી નાખી ફતેહ મેળવવા તે શકતીવાન થયો. આ જોઇ પોતાના બાકી રહેલા ચાલીસ મોબતીઓ સાથે હમઝેહે કોહીસ્તાનમાં આસરો લીધો. ...ા બળવામા ભાગ લેનારાઓ પર ઇસાએ સખ્ત કીનો લીધો તેણે ત્રીશ

હજાર કરતાં વધુ રેહેવાસીઓની કતલ ચલાવી અને જે સઘળાં મથકો બળવાખોરોની તરફ જણાયા હતાં તે સઘળાં બાલી નાખ્યાં. ત્યાર પછી હમઝેહ વચ્ચે આમનસામન થોડીક ઝપાઝપી થઇ અને આખરે બન્ને વચ્ચે સલાહ થઇ.

**ટહીરની ક્રુરતા.**

પણ એ લડાઇ યા ઝપાઝપીઓ દરમ્યાન ખુરશેજના હાકેમ ટહીર હુશેને બળવાખોરોને મારી નાખવાની જે રીત અખત્યાર કીધી તે ઘણીજ કમકમાટ ભરી હતી. જે પણ તેના હાથમાં સપડાતો તેને બે ઝાડોની મજબુત ડાલીઓ એક બીજા સાથે મલી જાય તેમ જોરથી ખેંચાવીને એક તરફના ભાગ સાથે કમનશીબ બંધીવાનોના જમણા હાથો તથા પગો બંધાવતો, જ્યારે બીજા ભાગ સાથે ડાબા હાથો તથા પગો બંધાવતો, અને ખેંચી રાખેલી ડાલીઓ છુટી મુકવા પોતાના માણસોને હુકમ કરતો. આથી ઝાડની ડાલીઓ પોતાની હાલને પુગવા એકદમ ખેચતાણ કરતી, જેમ કરતાં કમનશીબ બંધીવાન ચીરાઇ જઇ તેના બે ફાડચાં થઇ જતાં, જે દેખાવ ટહીર નીરાંતે જોતો. હારૂનના મરણ પછી અંદર અંદરની જે લડાઇઓ થઇ તેમાં એ ટહીર ઘણો જાણુમાં આવ્યો હતો.

**અલી ઈસાની સફાઇ**

બળવાખોરો પર અલી ઇસાની ફતેહ પછી ખોરાશાનનો એ હાકમ લોકો પર જુલમ કરી પોતાના ખીસાં તર કરવાના કામ પછવાડે મંડયો. જ્યાં પૈસા ત્યાં ન્યાય, એવાં કામોથી તથા જેટલું બને એટલું સાચવવાના તેના કાર્યોથી રેહેવાસીઓ એટલા તો ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યા કે તેઓએ ઉપરાસાપરી અલ-રશીદ પર અરજીઓ મોકલીને આ બાબદસર નેહેકીક કરવા અરજ ગુજારી. આખરે પોતાના બન્ને બેટાઓ સાથે અલ-રશીદ રહે શેહેર ગયો અને ત્યાં હાકેમ અલીને તેડાવી મંગાવ્યો. પણ એ હાકેમે અલ-રશીદને એટલું બધુ તો નજરાણું ભેટ આપ્યું કે હારૂન સામો એ હાકમની તારીફ કરી ત્યાંથી કુચ કરી ગયો. પોતાના લાભોનો આ મુજબ સંપુર્ણ નાશ થતો જોઇ ખોરાશાનીઓ ઘેલા દેવાના બની ગયા; અરબ રાજકરનાઓ પરનો તેમનો ધીક્કાર બેવડાં જોશ સાથે વધ્યો ચાલ્યો. આવો મામલો હતો તેટલાં નામચીન બાપડાં બારમકીઓની કતલની બીનાએ તેમના મનપર ઘણોજ ખરાબ છાપ બેસાડયો અને તેમના ધીક્કારે મેજ વધનમાં એવડું જોશ પકડયું. મામલો એટલો તો બારીક થઇ પડયો કે જો કોઇ તેમની સરદારી લેવા બાહેર પડે તો એક પલમાં હજારો ખોરાશાનીઓ તેના વાવટા હેઠલ ભેગા મળે. આવો સરદાર પણ

બાહેર પડયો. અબુ મોસલેમના બળવા વખ્તે કપાઇ ગયલા નસ્ર મુઝમનો તે નબીરો રફી હોય હતો, આ રફીની આગલી હકીકત અજબ કીસમની છે.

### જ્યાં મન ત્યાં યુકતી

કલીફ હારૂનના છુટકારો મેલવનાર એક ગુલામની આગલી બાયડી પર એ રફી મોહીત પડયો. આ ગુલામ પોતાની પરણેતરને છોડી ગયો હતો અને તે બાગદાદમાં બીજું ઘર માંડી રહયો હતો. હવે આ ઓરત તવંગર હોવાથી આ ગુલામને ઘણો પણ સહમજાવ્યા છતાં તેણીને તલાક આપવા ના પાડતો, અને તલાક વગર તેણીથી કોઇ બીજા સાથે પરણાય તેમ પણ નહી હતું. ગુલામની મતલબ તેણીના મરણ પછી એ દોલત પોતાની કરવાની હતી; પણ રફીએ એનો તોડ શોધી કાઢયો; અલ ઇસલામ પરથી તેણીનો વીશ્વાસ ઉડી ગયો છે એવો ઢોંગ કરવા તેણીને સહલાવી; જેથી પેલા ગુલામને પોતાની એ તજી દીધેલી ઓરતને તલાક આપવાની ફરજ પડી.

જ્યારે કલીફે આ બીના સાંભળી ત્યારે તે ખુબ ગુસ્સે ભરાયો અને રફીને કેદ પકડી બાંધી મારવા તથા તે ઓરતનો ચેહેરો કાલો કરી ઘધેડે બેસાડી તેણીને રસ્તાઓમા ફેરવવા હુકમ કીધો. હુકમનો પેહેલ્લો ભાગ અમલમાં મેલવામા આવ્યો, પણ બીજામાથી તેઓ છટકી ગયાં. બધીખાનામાંથી છટકીને રફી નાઠો અને અલી ઇસાનો આસરો લીધો. પણ જ્યારે તેણે જોયુ કે તેની પરણેતરને તેનાથી દુરજ રાખવાની યુકતી કરવામાં આવી હતી, ત્યારે તેણે ખોરાશાનીઓની ઉશ્કેરાયલી હાલતનો લાભ લેવા કોશેશ કીધી.

### રફીની ફતેહ.

અલી ઇસાની ચાલથી લોક બલવો કરવાને તૈયાર થયલું: માટે હીમ્મતવાન અને ખુબસુરત રફીની અરજનો તેઓએ ઘણાજ જોસ સાથે ઉત્તર આપ્યો. ટુંક વખતમાં રફીની સરદારી હેઠલ હજારો માણસો લડવા તૈયાર થયાં. આ બલવો સમાવવા અલીએ પોતાના બેટાને મોકલ્યો, પણ તેની હાર થવા સાથે તે માર્યો ગયો. અલી હવે પોતે જાતે સામો લડવા ગયો પણ રફીના લશકરે તેને મારી હઠાવ્યો. આથી ખોરાશાનીઓમાં જબરૂં શુર છુટયું. બલવાનો વીસ્તાર વીજળીક ઝડપે વધ્યો. બલ્ખનું લોક પણ સામેલ થયું. તેઓએ અલીના અમલદારોની કત્લ થવાવી અને તેનો મેહેલ લુટયો. સઘળી બાજુથી શીકસ્ત મળ્યાથી અલી મરવ શેહેર નાઠો અને શું બન્યું હતુ તે કલીફને કહેવાડયુ. તોપણ બલવાખોરોએ શરૂઆતથી બાગેઉલદ જણાવ્યુ હતું કે તેઓ કલીફની સત્તા સામે થતા નથી, પણ તેમને અલી હાકેમના જુલમોની સામે થવાની ફરજ પડી હતી. તેમની ફરયાદનુ મુળ નીરમુલ કરવાની હારૂનને

હવે ફરજ પડી; પણ બીજા હાથપર અલીના સ્વાધીનમાં લશકર તથા નાણું હતું: તેથી કામ સંભાળથી બજાવવાનું હતું.

### હરથેમાહની કુનેહ.

પોતાના ઘણાજ વીશ્વાસુ સરદારોમાંનો એક હરથેમાહ નામનો હતો, તેને હારૂને આ કામ માટે પસંદ કીધો. આ સરદાર ખુન્થાદે ઇરાની હતો માટે ખોરાશાનીઓના સ્વભાવથી તે પુરતી રીતે વાકેફ હતો.

ખલીફે એ અમલદારને બોલાવ્યો અને કહ્યું: "તુંને એક ઘણુંજ ખારીક કામ હું સોંપું છું. વખત આવવા તુલીક તારે એ છુપું કામ જાહેર કરવું નહીં. જો તારા પોશાકને પણ તે વીશે સંસારો જણાય તો તેનો નાશ કરજે. હું તુંને આજથી ખોરાશાનનો હાકીમ નેમું છું. જો એ બાનાથી અલી ઇસા વાકેફ થશે તો તારી સામે હથ્યાર લીધી લડશે. લશકરમાં એવી વાત ફેલાવ કે તું અલીની મદદે જાય છે. લેકીન મરવ પોંહોંચતાંજ તેને કેદ કરજે અને જે સઘળી અસકેઆમનો તેણે લોક પાસેથી છીનવી લીધી છે તે સઘળી તેમના માલેકોને સપુરદ કરવા તેને ફરજ પાડજે." હાર્ને લખર પછી પોતાની સહી સાથની સનદ તેને સ્વાધીન કરી તેને ખોરાશાનનો હાકેમ નેમ્યો. સઘળાં મળી તેણે ત્રણ ફરમાનો લખી આપ્યાં. એકમાં વ્યવસ્થા સ્થાપવા નવા હાકેમને મદદ કરવા લશકરને હુકમ કીધેર હતો; બીજો દફ્ફેરો ખોરાશાનીઓ જોગ હતો, જેમાં ખલીફે તેમની ફરયાદોનો નીરણય કરવા કબુલાત આપી હતી; તથા ત્રીજો રુક્કો અલી પર લખેલો હતો જેમાં લોકનો ચાહ ખલીફાત પરથી નીકળી જાય એવા ઉપારો લેવા માટે અલીને ઘણાજ ગરમ શબ્દોમાં ઠપકો આપ્યો હતો.

વાશ હજારની સૈન્ય સાથે હરથેમાહ કુચ્ચ કરતો ગયો. પોતાને ખરેખર મદદ કરવા એ આવ્યો હતો એવુ ધારી અલીએ તેનો સારો આદર-સત્કાર કીધો, અને શેહેર દરવાજા વેર તેને એસ્તેકબાલ લેવા ગયો. તેઓ મેહેલમાં આવ્યા. બન્ને જણા ભોજન જમ્યા પછી લાગ જોઇ નવા હાકીમે અલીને ખલીફનું ફરમાન બતલાવ્યુ. તરતજ અલીને તાબે કરવામાં આવ્યો. તેને જંજીર પેહેરાવી મરજીદે મરજીદ કેટલાક દીવસ સુધી ફેરવ્યો અને જે સઘળાં-ઓની અસકેયામત તેણે પચાવી પાડી હતી તે સઘળી કબુલાવ્યું.

### ભરતીમાં ભરસુ

બાહેર આવ્યા ફેલાવવામાં આવી કે એ માલ મીલકત સઘળી તેમના અસલ માલેકોને સ્વાધીન કરવામાં આવનાર હતી. ખોરાશાનીઓ આથી નરમ પડયા.

વળી તેમને નવા મીઠા રાખવા ઝુના વનાના ગોર ફેર પર બેમાડી

અલીને મક્કા શેહેર મોકલાવી દીધો. તેના સઘળાં બેગીઓ તથા મીત્રોને બંધીવાન કરવામાં આવ્યાં, અને પાંચમો છટ પર લક્ષ્ય એટલો તેનો બાજાનો તેમજ લગભગ સાડા ચાર કરોડ રૂપ્યાની કીમ્મતનું નગદ જપ્ત કરવામાં આવ્યું. અલબતાં ! આ સઘળું તાજની તીજોરીમાં ગયું અને ખોરાશાનીઓ હાથ ચોળતા રહી ગયા. ફકટ મરવના લોકે બંડ્ઢો જાગવા ધમકીરૂપી માગણી કર્યાથી માજી હાકમ અલીએ જુલ્મ કરી તેમની સોડેથી જે લીધું હતું તે તેમને થોડું ઘણુ પાછું આપવામાં આવ્યું.

### ફ્જલ શાહલની સલાહ

આ વખ્તે રફીના બળવાએ વધુ ભયંકર રૂપ લીધું; ત્રાન્સોક્ષેન્યા વાલો આખો પ્રાંત બળવામાં જોડાયો. જ્યાં સુધી મદદ આવે નહી ત્યાં સુધી આગલ નહી વધવાનું હરસેમાહનું લશકર હઠ લઇ બેઠું. આ ખબર કલીફ અલ-રશીદને પુગાડવામાં આવી, જે પોતે સમરકના મેદાનમાં બાહેર પડવા તૈયાર થયો.

હીજરી સને ૧૯૨ માં અલ-રશીદ બાગદાદને રસ્તે ખોરાશાન જવા રક્કાથી ઉપડ્યો. આ નવુ રાજ્યધાની શેહેર તેણે અલ-કાસીમના હવાલામાં સોપ્યું. શાબન મહીનાની પાચમી તારીખે તે નહરવાન જવા બાગદાદથી ઉપડ્યો. આ માજી રાજ્યધાની શેહેરની લગામ તેણે પોતાના બીજા બેટા મામુનને સ્વાધીન કીધી.

અરબ તવારીખ નવેસો લખે છે કે કલીફ હારૂનના વીદાય થયા કેડે ફ્જલ શાહલ નામના એક ઇરાની અમલદારે પોતાના ગોઠ મામુનને જણાવ્યું: “ કદાચ અલ-રશીદને શું વીઘનો નડશે તે આપણે જાણતા નથી; અને ખોરાશાન તો તમારો પોતીકો પ્રાંત છે. પણ એહનશાહ બાનુ ઝોબીદાની મદદથી તમારા ભાઇએ તમારી ઉપર ઘણો લાભ મેળવ્યો છે અને હજી તમારા હકોપર ત્રાપ મારવા કોશેશ કરે છે. કદાચ હવે પછી એ કલીફાતનો ધણી પણ થય. તેનાં સઘળાં બેશીઓ હજેમી ટોળાના છે માટે નામવર કલીફ હારૂન સાથે જવાની તમે હઠ લેવો.” મામુને આ સલાહપર અમલ કીધો અને ઘણીક રીકઝીક પછી આ બાપદમાં ફતેહ મેળવી.

સલાહ આપનાર આ ફ્જલ શાહલ ઇરાની ઓલાદનો અને બારમકી ખાનદાનનો હતો. પેહેલ્વાં તે જરથોસ્તના ધર્મ પાલતો હતો પણ પાછળથી વટલી જઇ તેણે ઇસ્લામી ધર્મ અખત્યાર કીધો હતો. શાહજાદા મામુનના એક શીક્ષક દાખલ તેની નેમણુક કરવામાં આવી, અને એ ઓધ્ધાની રૂએ જવાન શાહજાદા પર સારો કાબુ તેણે મેળવ્યો.

**શાહજાદાઓ વચ્ચે ગુરકા ગુરકી**

પણ ઇસલામી સત્તા ધીમે ધીમે નબળી પડવાનું કારણ હમેશાં શાહોના મરણ પછી આપ આપસમાં રાજ્ય કુટુમ્બમાં જે ખુનામરકી ચાલતી તે હતું. ખલીફ હારૂનના મરણ પછી પણ એજ મુજબ બને એ ખુલ્લે ખેલ્લું દીસવા લાગ્યું.

સુદ્ધ અરબ લોહી ધરાવતો શાહજાદો મહમદ અલ અમીન હતો. તે હારૂનની પીત્રાણુ પરણેતર ઝોબીદીને પેટનો હતો જ્યારે બીજા હાથપર અબદલ્લા અલ મામુનની માદર ઇરાની લોહી ધરાવતી હતી. એ બન્ને શાહજાદાઓની ખાસયત તથા ચાલચલણ વીશે આપણે અત્યાર આગમચ વાકેફ થયાં છઇએ.

રાજ ગાદીપર કોણને બેસાડવો એ સવાલ હારૂનને ઘણો ગુંચવાડામાં નાખતો. એક હાથપર તેને ઘણોખરો કાબુમાં રાખનાર ઝોબીદી હતી, જ્યારે બીજા હાથપર મામુનની હુસ્યારી વગેરે ગુણો સરસાઇ ભોગવતા. અમીન કુદરતી રીતે અરબો તરફ ઢલેલો, જ્યારે મામુન ઇરાની ઓલાદનાઓ પર ચાહ દેખાડતો: આથી ખુદ રાજ્યમાં ઇસલામીઓ બે ભાગમાં વેંહેંચાઇ ગયા હતા, અને પોતાના માનીતા શાહજાદાઓ પર જાન ફેશાની કરતા.

હારૂનની મજબુત ખાતરી થઇ કે તેના મરણ બાદ બન્ને શાહજાદાઓ જંગના મેદાનમાં બાહેર પડવાના: તેથી એ નાશકારક પગલાંને અટકાવવા રાજ્યને બે ભાગમાં વેંહેચી નાખવા હારૂને ઠરાવ કીધો. મામુનને પુર્વ તરફનો ભાગ આપ્યો, જ્યાં ઇરાનીઓનું પ્રબલ હતું, અને ગોઠવણ કીધી કે મામુને પોતાની રાજ્યધાની દાખલ મર્વ શેહેરને પસંદ કરવું; જ્યારે અમીનના હવાલામાં અરબસ્તાન, ઇરાક, શીરીઆ, મીસર અને એફ્રીકાનો ઉતર તરફનો ભાગ સોંપ્યો, જ્યાં આગળ અરબોનું જોશ વધુ હતું. આથી અમીનના હાથમાં બાગદાદ અને પવીત્ર શેહેરો આપ્યા ઉપરાંત કુલ ઇમાનીઓના શાહ દાખલ તે ગણાય. બન્ને શાહજાદાઓમાંથી જો કોઇ મરણ પામે તો તે વેળાએ જે જીવતો હોય તેને સ્વાધીન સઘળું જાય.

**એક લખત.**

ઉપર મુજબની ગોઠવણ પ્રમાણેનું એક લખત યાને બીજા શબ્દોમાં બોલએ તો ખલીફ હારૂનનું વચનનામું ઘડી કાઢવામાં આવ્યું. ખલીફ હારૂન ઘણો ધર્મી હોવાથી એ લખત પર પોતાના બેટાઓની સહી લેવાડવા પવીત્ર મક્કા ખાને તેમને તે લઇ ગયો. ત્યાં ગયા કેડે બન્ને બેટાઓ પાસે એ પ્રમાણે અમલ કરવા સોગંદ લેવાડ્યા અને એ પ્રખ્યાત દસ્તાવેજ પર તે પવીત્ર

જગ્યામાં હાજર રહેલા વઝીરો, ઉમરાવો, વગેરેની સાખ લેવાડી, અને પવીત્ર કાબેહના મકાનના દરવાજા પર એ દસ્તાવેજ થોડોક વખત સુધી આમ તથા અમલદારોને માટે ટાંગવા હુકમ કીધો. પણ જે શખ્સને એ કામ સોંપ્યું હતું, તેના હાથમાંથી ટાંગતાં એ દસ્તાવેજ સરી જઈને ભોંઇ પર પડયો; મક્કા હાજર રહેલાંઓએ એ બનાવ અપશુકન ભર્યો મનમે વીચાર્યો.

પણ આ જાતગાદી લખાન થયા છતાં ખલીફ હારૂનની ખાતરી થઇ નહી. પોતાના મરણ પછી બન્ને શાહજાદાઓ જરૂર એક બીજાની સામા જશે એ વીશે કશો શક તેના મનમાં રહયો નહી.

પણ જ્યારે ઝોબીદીને આ લખાનની ખબર પડી ત્યારે તેણીએ ઘણી કડવી રીતે ખલીફને ઠપકો આપ્યો કે એ રીતે તો મામુનને લશકરીઓનો કબજો આપ્યો હતો. સબબ, મામુનને સોંપેલા પ્રાંતોમાં લશકરીઓનું પ્રબલ ઘણું હતું.

"મારાં કામોની વચ્ચે આવનાર તું કોણ થાય?" હારૂને ગુસ્સાથી કહયું "તુંને એમાં શી સમજ! તારા છોકરાને મેં સલાહ સંપનો વાળો ભાગ સોંપ્યો છે, જ્યારે અબ્દલ્લા મામુનને તેને લશકરના ઘણા તોફાની ભાગ પર નેમ્યો છે, જ્યાં લશકરીઓ તથા નાણાંની હમેશ ઘણી જરૂરયાત રહેતી આવી છે. મામુન તારા દીકરાને હેરાન કરશે એ બીના હું કબુલ કરતો નથી. સામુ મને ધાસ્તી છે કે તારો દીકરો તેને હેરાન કરવા તુફાન જગાડશે."

**જાસુસો માટે હારૂનનો શક.**

હારૂનને ખોરાશાન તરફ જતાં આપણે જોઇ ગયાં છે. તે વેળા તેની તનદુરસ્તી જાઝી ઠીક નહી હતી: આથી અમીન તેમજ મામુનની તરફવાલાઓ ઘણા હુસ્યાર રહેતા, અને હારૂનના મરણ પછી કેવી રીતે વર્તવું તેની આપ આપસમાં ગોઠવણ કરતા; અને તેમને લાંબો વખત તે માટે ટોભવું પડયું નહી.

રસ્તામાં હારૂને પોતાના બીમારદીલ અમ સાબાહ તબીબને કહયું: "હું નહી ધારતો કે હવે હું ઘણા દહાડા કહાડીશ. મને શી લાગણી થાય છે તે તુ જાણતો નથી!" સાબાહે તેને હીમ્મત આપવા કોશેશ કીધી, પણ હારૂને ગમગીન વીચારે એક દરખત નીચે આસરો લીધો અને પોતાને થોડોક વખત એકલો રાખવા હજુરીયાઓને હુકમ કીધો ત્યારપછી પોશાક ઉતારી કમ્મર આસપાસ વીંટાલેલો એક રેશમી કમ્મરબંધ પોતાના મોબતીને દેખાડતાં કહયું: "હું ઘણુંજ દુઃખ ખમું છું, પણ કોઇને એ વીશે જણાવવા હીમ્મત કરતો નથી. સબબ, મારા બન્ને બેટાઓની તરફના જાસુસો મારી આસપાસ ભમે છે. અલ-મામુન તરફથી

મમરૂર મારી પર નીગાહ રાખે છે, જ્યારે અમીનની બાજુથી ગેબ્રીયલ ઇબ્ને બખ્તીશુ કાગડો ઉડો જોય છે. અહીં એવો કોઇ પણ નથી જે મારી આવી પુગેલી અજલ વીશે કલાકો બલકે પળ ગણતો નહી હોય. તું માનતો નહી હોય તો તારી ખાતરી કરવા એક ઘોડો મારે માટે મંગાવ, અને તું જોશે કે તેઓ મને દોડરાવી નાખવા ખામખા દુરબલ જાનવર લઇ આવશે. પણ આ વીશે કોઇ આગળ બોલતો ના."

ક્લીફની ઉમ્મર જ્યાદા કરવા સાબાહે બંદગી કીધી. પણ જ્યારે હારૂનની સ્વારી માટે ઘોડો લઇ આવવામાં આવ્યો ત્યારે ક્લીફના કેહેવા પ્રમાણે આબાદ નીવડયો. ક્લીફે ફકત સાબાહ બણી નજર નાખી અને એક પણ શબ્દ ઉચાર્યા વના ઘોડેસ્વાર થયો.

આ બનાવ ખુલ્લું દેખાડે છે કે બારમકીઓની નારવા કત્લ પછી જગતને હકરાવનાર ક્લીફ હારૂનની જીંદગીના બાકીના દહાડા કેવા કંગાલ હતા. પોતાની મતલબ કહો યા બીજાના કહેવાથી કહો. મગરૂરીથી દોરવાઇ તેણે પોતાના સૌથી સરસ દોસ્તોનો નાશ કીધો. પોતાના એશીઓનો ચાહ કમી કીધો અને પોતાની રૈયતની આગલી જાનફેશાની અને પ્યાર વધારવાના ઉપાયો લેવાને બદલે ઉપલી કત્લથી તેમના મનમાં દેહેશત ઉત્પન્ન કીધી. પોતાના બન્ને બેટાઓ તેના મરવાની રાહ જોતા ડોળા ગુરકતા હતા, એ બીનાથી અલ-રશીદ તદ્દન માહીતગાર હતો. **"પરશીયન નઇટસ,"** **"નવી અરેબ્યન વાર્તાઓ"** તથા **"અરેબીક નવી કથાઓ"**ના એ હસમુખા મહાન નાયકને પુરતી ખાતરી હતી કે તેના મરણ બાદ તરતજ તેના બન્ને બેટાઓ એક બીજાને કચડી નાખવાના ઉપાયો લેશે: જેથી ક્લીફાતને મોટો ધોકકો પુગવાનો. આ વીચારે તેને જે શરીર વેદના થતી તે પોતાના તબીબને પણ કહેવાની તેની હીમ્મત થતી નહી હતી, યા બીજો ઘોડો બદલવા પોતાના હજુરીઆઓને પણ ફરમાવતો નહી હતો. ટુંકમાં તેની આ વેળાની જીંદગી દુ:ખદાયક હતી.

**બારમકીઓને અલ-રશીદ યાદ કરે છે**

આ કુચ વેળા હર ઘડી પોતાના વઝીરો તથા અમલદારો વીશે ક્લીફ હારૂન ઘણી પણ નામરજી છતાં ફરયાદ કરતો; પણ આ ખુલ્લું દેખાડતું હતું કે બારમકીઓની સ્વચ્છ મસલાહો તથા કુનેહો હારૂને પોતાને હાથે ગુમાવી દીધી હતી, અને તે વીશે તે બાતેનમાં સમજતો હતો.

હલવનના પહાડો ઓલંગ્યા પછી તેણે કરમાનશાહ ખાતે પડાવ નાખ્યો અને લશકરીઓ સનમુખ વાઝ કીધી: "પુર્વ તથા પશ્ચીમે આપણુને મેહેનતમાં ઉતરતું પડયું છે. પશ્ચીમ હવે સાંતી ભોગવે છે, અને જો કે

યાહયા તથા તેના બેટાઓ મને મદદ કરવા રહયા નથી છતાં પુર્વને કેમ સાંત કરવો તે હું જાણું છું." આ બાણનુ વેળાએ તેનો નવો વઝીર ફ્જલ રબીઆ હાજર હતો. સર્વને ખુલ્લે ખુલ્લું જણાયું કે અલ રશીદ હવે બાર-મકીઓની ખુબી પાછી પીછાનવા લાગ્યો હતો.

નવો વઝીર ફ્જલ રબીઆ.

જાફરની કતલ પછી હારૂને ફ્જલ રબીઆને પોતાનો વડો વઝીર ઠરાવ્યો. આ શખ્સનો બાપ હારૂનના પેદર અલ-મેહેદીનો વઝીર હતો અને તેણે પોને ખલીફ અલ-હાડીના ટુંક મુદતના રાજ વેલાએ વઝીરાત ભોગવી હતી. હારૂન અલ-રશીદ તખ્તે આવ્યાથી વઝીરાત બારમકી યાહયાના હાથમાં ગઇ. પણ યાહયા આ માજી વઝીર તથા તેના કુટુમ્બ તરફ તીરસ્કાર દેખાડતો. માટે તે બારમકીઓની પડતીથી દલગીર થાય એ બને નહી તેવું હતુ. વળી બારમકીઓના નાશ પછી તેને વડી વઝીરાત મળી અને અરબ પક્ષવાલાઓનો તે મુખી થયો.

ખલીફનો યાદગાર ખ્વાબે ખયાલ

મહાન કવી ફીરદુસી તુસીની જન્મ ભુમી તુસ ગામ નજદીક આવતાંજ ખલીફને એટલી બધી તો નબલાઇ તથા હાક લાગી કે તે છુપાવવાની સઘળી કોશેશ વ્યર્થ ગઇ અને તેના હજુરીઆઓ તાજ-પાલખીમાં બેસાડી આગળ વધ્યા. તેની આવી હાલતથી સઘળા લશકરી અમલદારોમાં મોટી ઉશકેરણી ચાલી, જે જોતાંજ હારૂને પાછો ઘોડાપર બેસવાની યત્ન કીધી કે જેથી લશકરીઓમાં વીસ્વાસ બેશે. પણ તે યત્ન વ્યર્થ જતાં તેણે ઘોડો બદલીને એક બીજા શાંત ઘોડાપર અને છેલ્લા એક ધધેડાં પર બેસવા કોશેશ કીધી, પણ નબલાઇ, હાક તથા બદનમા થતા દુખારાને લીધે તેનાથી તેમ થઈ શકયુ, નહી. આ જોઇ તેણે પોકર માર્યો: "બસ, મને પાછો લઇ જાવો! મને પાછો લઇ જાવો! અલ્લાહ કસમ! આદમીઓ ખરા છે!"

હારૂનનો તર્જાબ ગેબ્રીયલ લખે છે કે એક દીને રકકા ખાતે એ પાદશાહી ઘરાકની તબ્યત બગડવાના સમાચાર સાંભળી તે તેની હજુર ગયો તો અલ-રશીદને બાગે આપ્યો ઉઘાડવા યા હાલચાલ કરવાની હાલતમાં પડેલો દીઠો. તેની બીમારીનો સબબ પુછતાં અલ-રશીદે ખબર આપી કે આગલી રાત્રીએ તેણે એક ભયંકાર ખ્વાબ દીઠો હતો; જે તેના મગજમાંથી ખસ્તો નહી હતો. તે નામવરે ખુલાસો કીધો કે "એ ખ્વાબમાં મે એક પરીને હાથમા શમશેર લઇ ખુલ્લા બાળ સાથે જોઇ. તેણીની આસ-પાસ સફેદ રોશની ફેલાઇ રહી હતી. પરીના હુકમથી એક ઇફરીત મને

પોતાની ગરદન પર બેસાડી વીજળીક ઝડપે બાગદાદ શેહેર છોડી ગયો જ્યારે પેલી પ્રકાશવાળી પરી અંધારી રાતે રસ્તો દેખાડવા અમારીજ પેઠે હવામાં આગળ આગળ ઉડવા લાગી. એ મુજબ અમો પહાડો, નદીઓ વગેરે વટાવી ચાલ્યાં. આખરે એક ગામમાં અમો ઉતર્યા. મેં તે વેળા પોતાને એક પલંગ પર પડેલો દીઠો. એકાએક એક જાણીનો હાથ મારા પલંગમાંથી બાહેર નીકળી આવેલો મેં જોયો; લેકીન તે કોણનો હતો તે હમણા હું તદ્દન વીસરી ગયો છું. આ હાથ લાલ માટી પકડી મને દેખાડતો ઉભો. તેજ વેળાએ પેલી શમશેર સાથની પરી પોતાના હાથમાંની શમશેર તે હાથ તરફ દેખાડતી બોલી : 'અહી આ જાનની ભીત્તી છે; એમાં તારૂં શરીર દફનાશે.' મે એ બાગનું નામ પુછ્યું તો તેનો ઉતર 'તુશ' (મશહદ) કરી મળ્યો." ગેબ્રીયલે તે ફકત સ્વપ્નું હતું તથા તે કદી ખરૂં પડવાનું નહી હતુ વગેરે દીલાસો દઇ ને ખ્યાલ તેના મનમાંથી કાઢી નખાવવા કોશેશ કરીને તેને આશાયશ લેવાની દવા ફરમાવી. આ પછી કલીફ પાછો દરબારી કામોમાં પડયો કે તે ખ્યાલ તેના મનમાંથી નીકળી ગયો.

કદાચ બેગુનાહ, બારમકીઓનો છેડો લાવ્યાથી દાગ લગાડયો છે. તેઓને ફસાવી બંધીવાન કરી મારી નખાવ્યા હતા. જાફરને કત્લ કરાવી તેના ઝખ્મી શરીરને શેહેર-દરવાજાઓ તથા બાગદાદના પુલ પર તંગાવ્યું હતું.

તેનીસન લલકારી ગયો છે કે :-તે વખ્ત અને જગ્યે સઘળાઓમાં સૌથી ઝલકતા સેતારા દાખલ-તેની સોનેરી ભર જુવાનીમાં-ભલે હારૂન અલ-રશીદ મારી નજરે પડયો.

પ્રોફેસર ઇ૦ એચ૦ પામર લખે છે કે :-જ્યારે અલ-રશીદ દરબારી જંજાલમાંથી પરવારતો ત્યારે તે એક ખુશ મીજાજી બદકે રમુજી સોબતી દાખલ ભેલાતો અને તે વેળા સર્વનો તે માનીતો ગણાતો. તોપણ જેઓ તેની સાથે હાજર જવાબી વગેરેમાં છુટ લેતા તેઓ પોતાના શીર પર જલ્લાદની ખુલ્લી શમશેરો રાખી તેમ કરતા.

સર રીચર્ડ બરટન પોતાની "પીલ્ગ્રીમેજ ટુ અલ-મદીના અને મક્કા" ના પુસ્તકમાં જણાવે છે :- હીનરીયાહ ખાતે અમે પડાવ નાખ્યો અને મહમદ લડકો ફયુમરાની ઉંચી જગ્યામાંથી પીવાનું પાણી લેવા ગયો. અહીં બીર હારૂન નામના કેટલાક કુવાઓ તે નામચીન ખલીફની યાદ આપતા મોજુદ છે. અલ ધાડીરની પુરવે ખડકોની દીવાલ છે, જેની તલેટીમાં ત્રણ કુવાઓ આવેલા છે, જે ખલીફ હારૂને ખોડાવેલા કહેવાય છે. અલ-બીરકટ (યાને તલાવ) ખાતે એક મોટી પણ પડતલ હાલતની અને પથ્થરથી બાંધેલી હોઝ અમોને જણાઇ. જે ખલીફ હારૂને બંધાવી હતી. આ રસ્તો દીનદાર આપ-ખુદ અલ-રશીદનો માનીતો હતો, જે શાહ દર વરસ હજે જવા યા જીહાદ ઉઠાવવા માટે મગરૂરી લેતો હતો ડંહરએલોટમાં હારૂન અલ-રશીદનું પવીત્ર શેહેરોમાં મુસાફરીનું ખ્યાન વાંચનારને જણાશે. વળી એજ રસ્તે ખલીફ હારૂનની પરણેતર અને ખલીફ અમીનની માદર ઝુબેડા ખાતુન પણ હજે જતી હોવાથી ઉગમણુ તરફની તવારીખમાં એ માર્ગ જાણીતો છે.

રેવરંડ ઇ૦ સી૦ બુઅર "ધી રીડર્સ હેન્ડબુક" માં લખે છે:- અબાસાઇ ટોલાનો ખલીફ હારૂન-અલ-રશીદ હતો, જે શાર્લીમેનના વખતમાં થઇ ગયો અને તેનીજ પેઠે વીદયા હુનરને ઉત્તેજણ આપનારો હતો. આ ખલીફની દરબારનો ભપકો ભારે હતો અને તેના અમલ દરમ્યાન ખલીફાત આબાદાનીની ઉંચામાં ઉંચી ટોંકે પુગી હતી. (ઇસ્વી સન ૭૬૫-૮૦૯).

બીટન પોતાની "ડીક્શનરી ઓવ યુનીવર્સલ ઇનફરમેશન"માં જણાવે છે:—પુર્વ તરફના દેશોમાં હારૂન-અલ-રશીદ એક પ્રખ્યાત ખલીફ થઇ ગયો, જે પોતાના વખતમાં કેળવણી અને હુન્નરનો મોટો મુરબ્બી હતો અને જેની દરબારની જાહોજલાલી માટે આજના વખત તુલીક પુર્વ તરફના સાહીત્યમાં વારંવાર ઇસારા કરવામાં આવે છે.

હેન્રી હાલ્લમની "વ્યુ ઑવ ધી સ્ટેટ ઓવ યુરોપ ડયુરીંગ ધ મીડલ એજીસ" માં આ પ્રમાણે નોંધાયલું છે:— અને રોમ યા કોન્સ્ટેન્ટીનોપલના મુખ્ય ધર્મગુરૂઓના હાથ હેઠલનાઓ કરતાં તે વખતના ઇસ્લામીઓ પોતાની તકોબરી અને જુલ્મ છતાં વધુ માયાલુ અને ઉદાર દીલના હતા. હજરત મહમદના સોબતીઓ પછી કલીફોના નામની જે મોટી સંખ્યા તવારીખમાં જોવામાં આવે છે તેમાં તેના કેટલાક આગલા કલીફો એ રાજ્યધાનીમાં અમલ કરી પ્રખ્યાત થયા છે, જેમાં અલ-મન્સુર, હારૂન અલ-રશીદ તથા અલ-મામુન છે. તેમના ભારે ઠાઠના મેહેલો, તેમના ખીસ્યાર ચોકીખાનો, તેમની અસંખ્ય સોના રૂપાંની દૌલત, શેહેરોની આબાદી તથા ઝર તે વખતના પશ્ચીમ ભણીના દેશોના જંગલીપણા યા તોછડાઇ તથા ગરીબાઇ સાથે દેખીતો મુકાબલો દેખાડનો હતો. મુખ્ય કરી અલ-મામુન કેળવણીના મોટા મુરબ્બી દાખલ પ્રખ્યાત થયો હતો. તેના અમલ દરમ્યાન યુનાનના ફીલ્સુફી લખાણો આતુરતાથી મેળવી તેમનો અરબીક ભાષામાં તરજુમો કરવામાં આવતો; સેતારાઓની સંખ્યા ગણવામાં આવી હતી, અને ગ્રહોની ચાલ નક્કી કરવામાં આવતી. જે જ્ઞાન બીજાઓ પાસેથી લીધું હતું તે અરબો સુધારવા લાગ્યા અને તેનો ફેલાવો પાછો યુરોપમાં થનો. અરેબીક તવારીખનવેસો લોકપ્રીય કહાણી કીસ્સાના પુસ્તકો સીવાય તેમના સાહીત્યની શરૂઆત ઇસ્વી સન ૭૫૮ થી યાને અલ-મનસુરના અમલ દરમ્યાનથી ગણાવે છે.

**વઝીરની દગલબાજી.**

પોતાના વઝીર ફઝલ અલ રબીઆને કલીફ હારૂનનો છેલ્લો હુકમ એ હતો કે તે પછી જે સઘલું લશકર તથા ખજાનો હોય તે સઘળો ઇરાની લોહી ધરાવનાર તેના બેટા શાહજાદા મામુનને સ્વાધીન કરવાં કે જેથી એ શાહજાદો ખોરાશાનીઓનો બળવો બેસાડી દે. પણ વઝીરને પોતાના પક્ષના લાભો તપાસવાના હતા તેથી જેવા અલ રશીદની લાશને દાટવામાં આવી કે શાહજાદા અમીનને મલવા તે લશકર ભેગો બાગદાદ ચાલી ગયો, અને તેને જતો અટકાવવા માટે મામુને જેઓને મોકલ્યા હતા તેમની કશી દરકાર આ વઝીરે કીધી નહીં. ફઝલ રબ્યા વઝીરની આ ચાલથી મામુન ઘણો ગુસ્સે થયો. આ વેળા ફઝલ સાહલ પોતાના શેઠ મામુન નજદીકજ ઉભેલો હતો. જો કે બન્નેના નામો એક સરખાં યાને ફઝલ હતાં, છતા બન્ને એકેકના કટ્ટા વેરી હતા, તથા બન્નેની પક્ષો પણ હરીફ હતી. આ ફઝલ સાહલે પોતાના શેઠ મામુનને સહમજ પાડી કે વઝીરની મતલબ તેનો હક છીનવી લઇ હારૂનની ઇચ્છાનો અનાદર કરી સઘળી સતા અમીનને અપાવાની હતીઃ માટે જો તેમાં અટકાવ નાખવો

હોય તો પેહેલ્લા ફટકા માટે મામુને તરતજ તૈયારી કરવી. વળી આ બાહોશ સલાહકારીએ સલાહ આપી કે એ માટે મામુને ઇરાની પક્ષવાલાઓ સાથે મળી જઇ તેમની તરફ ધીલી દોરી મુકવીઃ જેથી બેવડાં બળે પોતાના હરીફને હંફાવવા તે શકતીવાન થાય. આ સલાહ મામુનને ઘણી કીમ્મતી લાગી. તેણે ખોરાશાની અલરાખોરો સાથે સલાહ કીધી અને એવાંજ બીજાં કામોથી પોતાની આ નવી રૈયતનો ચાહ ટુંક મુદતમાં મેળવવા મામુન શકતીવાન થયો. ફજલ સાહલની વેલા સરની કીમ્મતી સલાહથી તે હવે પગ ભર થયો હતો; તેનીજ સલાહ પ્રમાણે પોતાના ભાઇ સામે ખુલ્લે ખુલ્લી શત્રુવટ દેખાડવાના અખાડા કીધા. અમીન એ બાબદમાં પેહેલ કાઢે એમ તે જોવા ઇચ્છતો હતો; અને ખરેખર તેમાં દહાપણ હતું.

**અલ રશીદની આગાહી ખરી પડે છે.**

પોતાના મરણ પછી તેના બન્ને બેટાઓ જરૂર હમાજોર કરવાના એવી જે હારૂનની આગાહી, તે ખરી પડવાનો સમય ટુંક વખતમાંજ આવી લાગ્યો.

મામુન મનસે ઇચ્છતો હતો, તેમજ થયું. ફજલ રબીઆ જેવા વઝીરની સલાહપર ધ્યાન આપી લાંબો વીચાર દોડાવ્યા વગર અમીને પેહેલુ કામ પોતાના પીતા હારૂનની આજ્ઞાથી ઉલટું કીધું. તેણે પોતાના મરણ બાદ જો મામુન જીવતો હોય તોપણ ખલીફાત પોતાના નાના બાળક મુસાના નામપર કરવાનો ઢંઢેરો પીટાવ્યો. આ કામ દેખીતું મામુનને ગેરઇનસાફ કરનારૂં હતું; અમીનનું બીજું કામ જુમાના દીવસની બંદગી વેળાએ મામુનનું નામ કાઢી નખાવવાનુ હતું; પણ એટલાંથી નહી ધરાતાં આખરે તેણે મામુન પાસેથી ત્રણ પ્રાતનો કબજો મેળવવા રૂકો પહોંચ્યો. આ છેલ્લી માગણી ખુલ્લા રીતે મામુને તરછોડી કાઢીઃ જેથી જંગનું વાદળ ગીહા થયું.

**ખલીફ અમીનના અઝીય કામો.**

પણ પોતાના વઝીર ફજલ રબીઆની સલાહથી દોરવાઇ અમીને એક બીજો વધુ ઢંઢેરો બાહેર પાડયો. આ તેનું છેલ્લુ કામ ખચ્ચીત બેવકુફી ભર્યું હતુંઃ એથી તો ઉલટું તેણે પોતાના હરીફ ભાઇના હાથ વધુ મજબુત બનાવી દીધા હતા.

બલવંત ખોરાશાનીઓને નરમ પાડવા તથા રાજી રાખવા કુનેહ વાપરી ખલીફ હારૂને ત્યાંના હાકેમ અલી ઇબ્ને ઇસાને બંધીખાનામાં પુરી રાખ્યો હતો. તેજ અલીનો આ ખલીફ અમીને બંધીખાનામાંથી છુટકો કીધો

તથા વઝીરની સલાહ ને અનુસરી લશકરના વડા દાખલ તેને નેમી ખોરાશાનના હાકેમ દાખલ તેને નેમ્યો. મામુનને હાંકી કાઢયા પછી એ ઓધ્ધો આ અલી ઇસાને લેવા ફરમાવ્યું હતું.

અમીનનો આ હુકમ સાંભળતાંજ ખોરાશાનીઓ છેડાઇ પડયાઃ તેમને જબરો ક્રોધ નવા કલીફ અમીનપર ઉપજ્યો. અરબો તેમને કચડી નાખવા માગતા હતા એમ તેમને લાગ્યું. મામુનના રાજ્યમાં તેઓ સલાહ સંપજ તથા સુખથી થોડુ કજ થયું રહેવા લાગ્યા હતા, તે સઘળું આ અરબોની સતા હેઠલ જઇ પડયાથી પાછું જતું રહેવાનુંઃ એ વીચારે તેઓ જાણે દીવાના બની ગયા. આ અલી ઇસાની હાકમ દાખલની આગળી કારકીરદી દરમ્યાન જે જુલમાત તેઓએ ખમ્યો હતો તેનો ચચરાત હજી ભુલાયો નહી હતો. કડાચ વઝીર ફજલ રબીઆ તથા નવા ઠરેલા કલીફ અમીને વીચાર્યું હોય કે આથી ઇરાની પક્ષવાલાઓને તદન કચડી નખાશે. જો કે ઉભી થયલી આ નવી લડાઇ હારૂનના બન્ને બેટાઓ વચ્ચે હતી, લેકીન ખરી રીતે કહેતાં બન્ને નામરાસ્યાઓ—ફજલ રબીઆ તથા ફજલ સાહલ—ને આભારી હતી. જંગની લહુથી ભરપુર સેતરંજની એ રમતમાં કોણ જીતશે તે થોડા વખતમાં જણાઇ જવાતું હતુ.

આ પ્રમાણે મામલો હતો તે દરમ્યાન અલી ઇસાના સ્વાધીનમાં મોહુ લશકર આપવામાં આવ્યુ. કલીફ અમીનની માદર ઝોબીદીએ એ સરદારને રૂપાંની એક સાંકળ ભેટ આપી કહયુ· "પેલા મામુનને આ જજીરથી જીકડી અહીં લઇ આવજો!" ખુદ કલીફ અમીન આ નવા ઠરાવેલા સરદારને વલાવવા બાગદાદથી આઠ મૈલ સુધી ગયો.

**મામુનની ફતેહ.**

મામુન તથા અમીન વચ્ચેની લડાઇ લબાનથી વર્ણવા માટે આ પુસ્તક નથી. આપણે ફકત તેની મુળ મતલબને વલગી રહીશું. લેકીન, એટલું કહેવું બસ થશે કે ટુંક મુબેસ પછી મામુનની ફતેહ થઇ. બાગદાદને ઘેરો ઘાલી મામુને તે જીતી લીધું. કલીફ અમીન લડાઇમા ઇસ્વી સન ૮૧૩માં માર્યો ગયો; જેનાં પરીણામ દાખલ કલીફ હારૂનની અસલ ગોઠવણ મુજબ કલીફાત મામુનને હસ્તક ગઇ. આ મુજબ આપઆપસની લડાઇનો છેડો આવ્યો.

**કલીફ મામુનની ઝલકતી કારકીરદી**

પોતાના હરીફ સાવકા ભાઇ અમીનના માર્યા ગયા કેડે ઇસ્વી સન ૮૧૩ માં મામુન કલીફને દરજજે પુગ્યો. કલીફ મામુનના અમલ દરમ્યાન તાજ-સતા ઠીક ટકી રહી હતી, જો કે તેના પેદર હારૂન-અલ રશીદના વખ્તે હતી તેટલી

તો નહીજ હતી. કલીફ મામુને પોતાના પેદર કરતાં જુદીજ રીતે નામ કહાડ્યું. "ઇરાની બુન્યાદનો આ કલીફ મામુન" વીધ્યા હુન્નરને વધારનારો હતો, અને ઝંદ, સંસ્કૃત, તથા યુનાની ભાષાઓમાં છપાયલાં પુસ્તકોના તરજુમા અરબી ઝબાનમાં તેણે કરાવ્યા હતા.

તે વખતના વીશ લાખની વસ્તી ધરાવનારાં (પણ આજના પડી ભાગેલાં અને ફક્ત દોઢ લાખ માણસની વસ્તીવાલા તથા વરસે દોઢ કરોડ રૂપ્યાનો પરદેશી માલ આયાત અને એંસી લાખ રૂપ્યાનો માલ નીકાશ કરનારા) બાગદાદની મકતબો તથા મદરેશાઓમાં એરીસ્ટોટલ, ગેલન, ટાલેમી, પ્લેટો, યુકલીડ તથા હીપોક્રોટસના પુસ્તકોની તાલીમ આપવા સાથે ખગોળ વીધ્યાનું ગ્નાન અપાવા લાગ્યું: જેથી અરબો છ છ મહીને દહાડો તથા રાત સરખાં થવાનાં તથા પૃથ્વીને ઘેરાવો ગણી કાઢી તેના ગોળકારનાં કારણો સહમજવા લાગ્યા. આથી સુધરેલી દુન્યામાં એનું નામ યાદગાર રહી ગયું છે.

આ કલીફનો પણ હજરત મહમદ તથા હજરત અલીની પેઠે ઇરાની પારસીઓ પર ચાહા તથા વીસ્વાસ હતો, જો કે એના વખતમાં એ પારસીઓ વટલીને મગોલ થયલા હતા. તેના સઘળા મોટા રાજ્યધીકારીઓ તથા વઝીર પણ એ પારસીઓજ હતા, અને બુન્યાદે એ પારસી વઝીરની બેટી નામે બુરન સાથે એ નેકાહના પવીત્ર ગાંઠથી જોડાયો હતો. અબુલ હસનઅલી ઇબ્ને હમ્ઝી બહમન ઇબ્ને અબ્દલલા ઇબ્ને શીરૂઝ નામનો પારસી એ કલીફ મામુનના વખતમાં એક સરસ વયાકરણી તથા એ નામવરનો ઉસ્તાદ હતો.

વીદયા હુન્નરનો આ ખેરખાહ કલીફ મામુન વીશ વરસની કલીફાત ભોગવી ઇસ્વી સન ૮૩૩ માં મરણ પામ્યો.

એની પછી ગાદીએ આવનારાઓ રફતે રફતે ઇરાની બુન્યાદનાઓને કાઢી નાખી તુર્કસ્તાની તુરાનીઓને મોટા ઓધ્ધાપર ચઢાવતા ગયા, જેઓએ અંતે પગભર થઇ તેમનાજ અમલનુ શેવટ આણ્યું. તેમાં ચોક્કસ ગાદીનશીનોની હદ બાહેર મોજ મજાહ, આળસાઇ તથા કુરતાએ એ તુરાનીઓને સેહેલાઇ કરી આપી. તેઓ પોતાના પાદશાહોના ખુનો કરી પોતાના મનગમતાં પુતળાંઓને તખતનુશીન કરવા લાગ્યા. આ રવેસે અબ્બાસી કલીફોના હાથમાંથી આફ્રીકા, ઇરાન, મીસર, સ્પેન તથા સીર્યા જતાં રહયાં અને ઇસ્લામી શેહેનશાહતના દુરના ભાગોપર સ્વતંત્ર હાકેમો સત્તા ભોગવવા લાગ્યા, અને એ રીતે તાજનો છેડો આવી ગયો. પણ ઇસ્વી સન ૭૬૫ ને સુમારે બંધાયલાં અને ત્યાર પછી બારમકીઓની વઝીરાતના વખ્તના બાગદાદ શેહેરની જાહોજલાલી તથા ત્યાંનો ઇસ્લામી ધર્મનો આગલો રોબ એ શેહેરના પડી ભાગવા સાથે ઇસ્વી સન

૧૨૫૮ થી જે નરમ પડયો તે આજની ઘડી સુધી છે. ઇસ્વી સન ૧૮૩૦ માં ભયંકર મરકી પાછી એ શેહેરમાં ફાટી નીકળી અને તેજ વેળાએ એક રાત્રીએ જે રેળ આવી તેથી સાત હજાર ઘરો જમીનદોસ્ત થયાં અને પંદર હજાર માણસો ડુબી મુઆં.

## અરેબીક ઇતીહાસને લગતા થોડાક અગત્યના બનાવોની યાદી

હીજરી સને પુર્વે.

૨૫૧૪ ઇસ્માયલનો જન્મ.

૨૩૯૫ ઇસ્માયલનું મરણ.

૧૬૧૪ યમન (શેબા)ની રાણી બીલ્કીસે સુલયમાન (સોલોમન)ની મુલાકાત લીધી.

૧૩૨૨ યમન ખાતે કુશાઇન તથા સાબ્યન ટોલાઓ જોડાઇ ગયા.

૧૨૧૦ યાહુદીઓએ અરબ ભુમીપર પેહેલ વહેલ્લો વસ્વાત કીધો.

૬૨૧ ઇસુ ખ્રીસ્ટી સન પહેલો શરૂ થયો.

૫૮૯ પેન્ટેકોસ્ટમાં અરબોની હાજરી.

૫૮૫ ઇસાઇ રસુલ પૅાલ અરબસ્તાન ગયો.

૫૬૨ યાહુદીઓ બીજી વેળા મોટી સખ્યામાં અરબસ્તાન ખાતે વસ્વાત કરવા ગયા.

૫૧૭ રૂમી શેહેનશાહ ત્રાજને પામા સરદારની મદદથી વાવ્ય તરફનું અરબસ્તાન જીત્યુ.

૫૦૨ મરીબ ખાતેના પ્રખયાત મોટા પુસ્તાનો નાશ થયાથી અરબો ઉત્તર તરફ વસ્વાત કરવા ગયા.

૩૨૫ પશ્ચીમ અરબસ્તાનમાં મોટો દુકાળ. અરબો પુર્વ તરફ ગયા.

૨૯૭ નીસેનની સભામાં અરબોની હાજરી.

૨૯૬ અલેકઝાંદરના નૌકાધીપતી નીકારકસે ઇરાની અખાતની તપાસ લીધી.

૨૮૦ ઉત્તર અરબસ્તાનમાં પાદરીઓના લખવા મુજબ ખ્રીસ્તી ધર્મનો ફેલાવો થયો તથા યમનમા દેવલો બંધાયાં.

૨૫૦ ખ્રીસ્ટી ધર્મગુરૂઓના મત મુજબ ઉત્તર અરબસ્તાનની શાહજાદી માવીઆ ખ્રીસ્ટી થઇ.

૭૭ એબીશીન્યનો યમનપર ચઢાઇ લઇ ગયા.

૬૧ હજરત પેગમ્બર મહમદનો મક્કા ખાતે જન્મ.

૪૭ અનોશેરવાનની સરદારી હેઠલ ઇરાનીઓએ એબીશીનીઅનો તથા ખ્રીસ્ટીઓને યમનમાંથી હાંકી કાઢયા.

૨૭ ખાદીઝા બાનુ સાથે હજરત મહમદના નેકાહ થયા.

,, ઇરાની સત્તા હેઠલ યમન આવ્યું.

૧૨ હજરત મહમદે ઇસ્લામી ધર્મનો ફેલાવો કરવો શરૂ કીધો.

હીજરી સન પુર્વે.

૭ ઇરાની પાદશાહ ખુસરો પર્વીઝે જેરૂસલમ શેહેર તાબે કીધું. ઇસા પેગંબરને સુલીએ ચહડાવ્યો. ખીસ્ત્રીઓની બારેકત્લ.

૬ ખુસરો પર્વીઝે રૂમી કયસર હીરાકલ્યમને જરથોસ્તી ધર્મ સ્વીકારવા માગણી કીધી તથા રૂમી શેહેનશાહત માટે દાવો ઉઠાવ્યો.

હીજરી સને.

૧ મક્કાથી મદીના ખાતે હજરત મહમદની નાસભાગ.

૧ હીરેકલ્યસ ઇરાન પર ચહડાઇ લઇ ગયો.

૨ બેદની લડાઇ.

૪ ઓહોડની લડાઇ.

૬ પારસી સરદાર શેહેરબાજે કોન્સટેન્ટીનોપલને ઘેરો ઘાલ્યો.

,, ખુશરો તથા તેના ગંજાવર લશકરને હીરેકલ્યસે મારી હઠાવ્યું.

૯ મક્કા જીતવામાં આવ્યું. ઓમન વગેરે ખાતે એલચીખાતાં.

,, હજરત મહમદે જરથોસ્તીઓના બચાવ માટે પોતાના ઝરથોસ્તી મીજલસી દસ્તુર દીન્યાર (સલમાને ફારસી)ને એહેદનામુ યાને ફરમાન લખીઆપ્યું.

૧૧ હજરત મહમદનુ મરણ.

,, સાસાની શેહનશાહતની પડતી. ખુસરો પર્વીજનું તેના બેટા કોબાદને હાથે ખુન. અરબો પગભર થયા.

,, પેહેલા કલીફ તરીકે અબુબેકર. આખાં અરબસ્તાનને હથ્યારોની મદદથી તાબે કરવામા આવ્યું.

૧૩ કલીફ ઓમર તખ્તે બેઠો.

,, કલીફ ઓમરના અરબ લશકરની પુલની લડાઇમાં ઇરાનીઓને હાથે શીકશત

,, યાહુદીઓ અને ખ્રીસ્તીઓને અરબસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યા.

૧૭ કુફા તથા બસરા શેહેરો સ્થાપવામાં આવ્યાં.

૧૯ પાદશાહ ફરેદુનના વખતનો લાખો સોનાના દીનારની કીમ્મતનો પ્રખ્યાત 'દરફશે કાવાની" ઝુંડો અરબોએ યજદેજરદના ઇરાની લશકર પાસેથી જીતી લીધો.

૨૩ કલીફ ઓસમાન તખ્તે બેઠો.

૩૦ પારસીઓનાજ દગાથી સાસાની શેહેનશાહતની આખેરી.

,, શેહેનશાહ યજદેજરદ શેહેરીયારનું મર્વ ખાતે ખુન.

,, અરબોના હાથ હેઠલ ઇરાન ગયું.

૩૧ અરબોને હાથે ઝરથોસ્તીઓની ભારે કત્લ

હીજરી સને.

૩૫ કલીફ ઉસ્માનનું ખુન.

,, કલીફાત માટે વાંધો.

,, મદીના પર હલ્લો.

૩૬ અલીને કલીફ દાખલ ચુંતી કાઢવામાં આવ્યો.

,, કેમ્લ યાને ઉટાની લડાઇ.

,, કુફાને રાજ્યધાની દાખલ પસંદ કરવામાં આવ્યું.

૩૯ હજરત અલીએ મોબેદ બેહરામશાને ઝરથોસ્તીઓના રક્ષણ માટે ફરમાન લખી આપ્યું અને ઇસલામીઓને હાથે પારસીઓ પર ગુજરતા જુલ્મને નીંદવા ગણ્યો.

૪૦ હજરત અલીનું ખુન.

,, હશન કલીફ દાખલ તખ્તે બેઠો.

૪૧ ઝરથોસ્તીઓ પર અરબો તરફથી જુલ્મ ગુજારવો પાછો શરૂ.

૫૨ બોખારાના પારસી પાદશાહ બદુનની અશરાફ તથા ઇનસાફી રાણી ખાતુને ચઢાઇ લઇ આવેલા કલીફ મુઆવીયેના સરદાર ઓબૈદુલ્લાહ ઇબ્ને જીયાદને મારી હઠાવ્યો.

૯૩ પાદશાહ યજદેજર્દ શેહેરીયારની નબીરી માહ અફરીદ સાથે કલીફ વાલીદે નેકાહ કીધા.

૯૪ કલીફ વાલીદના વખ્તમાં અરબ લશકરે બોખારા ઉપરાંત સમરકંદ, ખારેઝમ અને ફર્ગનાથી આર્લના તુલીકના મુલ્કો જીત્યા.

૧૨૫ કલીફ વાલીદ તથા માહ અફરીદનો બેટો કલીફ યઝીદ ત્રીજો તખ્તે બેઠો

૧૩૩ આબાસીડ કલીફાતની સ્થાપના.

૧૩૭ કલીફ મન્સુર તખ્તે આવ્યો.

૧૪૦ કલીફ મન્સુરે રાજ્યધાની દાખલ બાગદાદ જાહેર કીધું.

,, કલીફ મન્સુરના અમલમાં ઇરાનમાં વસતા ઝરથોસ્તીઓ પર ભારે જુલ્મ. પાર્સીઓનો મોટો બલવો. તેમની શીકશ્ત તથા ભારે ખુનરેજી.

૧૪૫ કલીફ હારૂન-અલ-રશીદનો જન્મ.

૧૪૮ બાગદાદના સ્થાપક કલીફ મન્સુરનું મરણ.

,, કલીફ અલ માહદી તખ્તે બેઠો.

૧૬૮ કલીફ હાદી તખ્તે આવ્યો.

૧૭૦ હારૂન અલ-રશીદ કલીફ તરીકે તખ્તે બેઠો.

,, યાહયા બારમકી વઝીર દાખલ.

હીજરી સને.

૧૮૭ કલીફ હારૂને પોતાની બેહેન તે જાફર વઝીરની પરણેતર આબા-
માનુ કરાવેલું ખુન.

,, કલીફ હારૂને વઝીર જાફર બારમકીને કતલ કરાવ્યો.

૧૯૩ કલીફ હારૂન અલ-રશીદનુ મરણ.

,, કલીફ અમીન તખ્તે બેઠો.

૧૯૪ પોતાના ભાઇ મામુનનો હક ડુબાડવા વઝીરની ઉશકેરણીથી કલીફ
અમીને યત્ન કીધો.

૧૯૫ અમીન અને મામુન વચ્ચે મીનાકેસોઃ લડાઇ.

૧૯૭ કલીફ અમીન લડાઇમાં મારો ગયો.

,, કલીફ તરીકે મામુન તખ્તે બેઠો.

૨૧૮ ઇરાની પાર્સીઓનો બેરખાહ તથા વીદ્યા એલમને વધારનાર કલીફ
મામુનનુ મરણ.

---



---

## " નવી અરેબ્યન વારતાઓ " માટે વર્તમાનપત્રોના મતો.

અખબારે ઇસલામ ( તા૦ ૨૬ મી અક્ટોબર ૧૯૦૦ )

આ નામના દીલકશ વારતાનું એક દીલકશ પુસ્તક તેના પ્રગટ કરનાર મી૦ માણેકજી વાછા તરફથી અમોને મળીયું છે, જેની પોહોંચ અમો મોટાં માનની તીક્ષણ લાગણી સાથે સ્વીકારીયે છીયે. આ પુસ્તક સાહીત્યના મયદાનનાં બે જંગી તુરાઓને આભારી છે. આ બંને લખનારાઓ અત્યાર આગમજના વારતા અને ચોપાન્યાંના શોકીન વાંચનારાઓને જાણીતા થઇ ચુકયા છે અને જેઓનાં લખાણે શોકીન આલમનો અસાર આગમજનો ચાહ મેળવ્યો છે. આ વારતા લખનારાઓમાં એક તો સાઇકલના પેલા જાણીતા અને માનીતા શાહ વેપારી મી૦ માણેકજી એદલજી વાછા છે, જ્યારે બીજા લખનાર તરીકે મી૦ ડૉ૦ ફ૦ લંગરાનાનું નામ જોવામાં આવે છે. પેહલા ગ્રહસ્થે " ગુલ અફશાન "ના અધીપતી તરીકે પોતાનું નામ આશકારા કીધું છે, જ્યારે બીજા ગ્રહસ્થ " કોહીનુર "ના અધીપતી તરીકે અજવાળામાં આવવા પામ્યા છે, જે માટે આ ભાઇ કોહીનુરનો જેમ જેટલો ઉપકાર માને એટલો થોડો છે તેમ તેવણના ઉસ્તાદ અને જોડીયા લખનાર મી૦ વાછાનુ હેશાન આ ભાઇ પર કાંઇ થોડું નથી. કેમકે અમો ભુલતા નહી હોઇયે તો મી૦ વાછા જ્યારે સાહીત્યની ભુમી ઉપર નવા જુના થઇ ગયા હતા ત્યારે મી૦ લગરાના પાળણામાં હીંચ ખાતા હતા. આ બાબદ મી૦ લગરાના માટે મગરૂરી ભરી લેખાઇ શગાય, કેમકે આ ગ્રહસ્થ પોતાના ઉસ્તાદની જોડેજોડ **નવી અરેબીયન વારતાઓમાં** બાહાર પડયા છે. હવે આપણે દીબાચો છોડી આ પુસ્તક માટે અમો કાંઇક બોલીશું. આ પુસ્તકમાં ૩૯ સપુરણ વારતાનો સગ્રહ કરવામાં આવ્યો છે, જેમાંની એકેએક વારતા એક બાજીને ભુલાવે એવી રસકસથી ભરપુર છે. વળી કેટલીક વારતાઓ એટલી બધી તો રમુજી છે કે ગમે તેવો કુંજરા સ્વભાવ ને બળીએલ વાંચનાર પણ મોહ મળકાવ્યા વના રહેશે નહીં. આ પુસ્તકની મુખ્ય ખુબી તેની સરળ, સાદી, અને સેહેલી ભાષા છે. જેથી કોઇ પણ કોમના વાચનારાઓને આ પુસ્તક હોંસે હોસે વાચવાની ઉલટ થવા વના રહેશે નહી. વળી આ પુસ્તકની મોહીણીમાં તેમાનાં ૮ ચીત્રોથી વધુ ઉમેરો થયો છે, જે ચીત્રોની ચુંટણી જોકે જેટલી જોઇયે એટલી ફતેહમંદ નથી, છતાં બીજી ચોપડી, ચોપાન્યાંના કચરા ચીત્રો કરતાં આ પુસ્તકનાં ચીત્રો લાખ દરજ્જે અમો બેહેતર સમજીયે છીયે. લુકમાનની લુચ્ચાઇ, છોકરું જણનાર કાઝી, ફરેબે ફીતના, કુનેહબાજ કાઝી, ચોરને ઠગનાર ઓરત, ઢોલી અબુ કાસીમ, ખાજાની દુખ્તર, કાસીમનો કીનો, કેરોના સુલતાન મહમદ વગેરે

વારતાઓ દીલપસંદ અને વાંચવા લાયક છે. ટુંકમાં આ પુસ્તક જર અને જેહમતના મોટા ભોગે ખાસ ઇસલામી કોમ માટેજ તઇયાર કરવામાં આવેલું હોવાથી અમારા ઘરાકોને આ પુસ્તકની એકેકી નકલ ખરીદ કરવા માટે અમે મજબુત સીફારસ કરીયે છીયે અને અમો આવા રાખીયે છીયે કે આ બંને લાયક જોડીયા લેખકોને ઘટતું ઉત્તેજન મુસલમાન કોમ તરફથી મળશેજ. આ પુસ્તકની કીંમત, તેની બંધાઇ, સફાઇ, છપાઇ અને ચીત્રો સાથે સરખાવતા બેશક નજીવી છે. છેવટે મી૦ વાછા અને મી૦ લંગરાનાને આ પુસ્તકના ફતેહમંદ દેખાવ માટે અમો મુબારકબાદી આપીયે છીયે, કેમકે આ પુસ્તક એવું છે કે લાયક કામની કદરતી જોઇ બળી મરનારાઓ વરીક આ પુસ્તકને પસંદ કરવા વના રહેશે નહી.

કોહિનુર (અકટોબર ૧૯૦૦)

આજના અંકમાં નવી નીકળેલી વરતાની ચોપડી નામે **"નવી અરેબ્યન વાર્તાઓ"** માની એક વારતા તેમાંનાં ચિત્ર સહીત વાંચક વર્ગ સનમુખ રજુ કીધી છે. એ ચોપડીમાં મનોરંજક અને સુંદર ૩૯ વારતાઓનો એક દિલકશ સંગ્રહ આપ્યો છે, જેમાંનાં ચિત્રો એ કીસમની વારતાઓની ચોપડીમાં પેહલાંજ છે. એ વારતાઓ જાણીતી અરેબ્યન નાઇટ્સના જેવીજ રસીલી અને મધુર છે, અને તેની છપાઇ, બંધાઇ અને તેમાં આપેલાં લખાણનાં દળ તરફ જોતા તેની રૂપીયા દોઢની કીમત ઘણીજ નજીવી છે. એમાંની વારતાઓ તમામ નિષ્કલંક અને નિતીમાન છે. તેમાનું લખાણ મી૦ માણેકજી એદલજી વછા અને આ માસિકના અદના અધીપતીના ભેગા પરિશ્રમનુ પરિણામ છે, એટલે તે વીશે વધુ બોલવું અમને પોતાને ન બોજું લાગે છે, માટે તેની સિફારસમાં લાંબું લચ ન કરતાં એટલુંજ કહીશુ કે અમારાં શોખીન વાચનારાઓએ તે પોતે વાંચી તે વિષેની પોતાની ખાતરી કરી લેવી.

રાસ્ત ગોફતાર (તા૦ ૪ થી નવેમ્બર ૧૯૦૦)

જાણીતી સાઇકલ વેચનારી મેસર્સ વાછા બ્રધર્સની કંપનીવાળા મી૦ માણેકજી એદલજી વાછા તથા મી૦ ડોસાભાઇ ફરામજી લગડાનાએ સાથે મળીને **નવી અરેબિયન વાર્તાઓનું** જે સુંદર પુસ્તક લખીને મોહક ચિત્રો સહિત પ્રગટ કીધું છે, તેને લગતી આજના અંકમાં પ્રગટ થયલી જાહેર ખબર ઉપર વાંચનારનું ધ્યાન ખેંચવાની અમોને

---

☞ **નવી અરેબ્યન વાર્તાઓ** નું પુસ્તક રૂપયા દોઢની કીમ્મતે મી૦ **પીરોજશાહ દીનશાહ મુકાદમ** (ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.) તથા સર્વે જાણીતા બુકસેલરોને ત્યાથી મળશે. પોસ્ટેજ ત્રણ આના વધુ.

ફરમાશ થઇ છે. એ પુસ્તકની સફાઇ તથા બાંધણી સુંદર છે અને તે લાઇબ્રેરીના સંગ્રહને દિપાવે એવું છે. એ વાર્તાઓની સાથે આપેલાં ચિત્રોથી એ પુસ્તકની શોભામાં બેશક વધારો થયો છે અને તેની રાખેલી ૨ાા ની કીમત કાંઇ ઘણી નથી.

કયસરે હિન્દ (તા૦ ૧૧ મી નવેમ્બર ૧૯૦૦.)

"તદન નવી સંપુર્ણ ૩૯ વાર્તાઓનો" આ સંગ્રહ મેશર્સ માણેકજી એદલજી વાછા અને ડોસાભાઇ ફરામજી લંગરાના તરફથી બહાર પડયો છે. મી૦ વાછાનો ગુજરાતી સાહિત્ય તરફનો શોખ જાણીતો છે. "ગુલ અફશાન" ચોપાન્યાંની આગલી ફાઇલો એ ગ્રહસ્થનાં લખાણોનો પુરતો ખ્યાલ આપે છે. તેઓ એક સાહાસીક ધંધાદારી છે, પણ તે ઉપરાંત પોતાની પુરસદનો વખત કલમકશીનાં લેહેઝતદાર હુન્નરમાં રોકતા જણાય છે, જેની ગવાહી તેમનાં "ગોલ્ડન ગુલ," "શીવાજી," એદલકાકા," "પાંડુરંગ હરી" વગેરે પુસ્તકો પુરી પાડે છે. તેમના જોડયા લખનાર મી૦ લંગરાના પણ ગુજરાતી વાંચક વર્ગથી અજાણ્યા નથી. "રશીક" ના નમ્ર તખલ્લુસ હેઠળ અનેક વાંચવાલાયક વાર્તાઓના લેખક તરીકે આ જવાન ગ્રહસ્થે સારી લોકપ્રીયતા મેળવી છે. "ગમગીન ગુલાં" ની સાદી સસારી વાર્તા જેઓએ આ કટારોમાં વાંચી હશે, તેમને મી૦ લંગરાનાની લખાણ શકતીનો પુરતો ખ્યાલ આવેલો હોવો જોઇયે. હાલ "કોહિનૂર" ચોપાન્યાના અધિપતિ તરીકે તેઓ એ ચોપાન્યાને મચાવવાને ઠીક ઉળટ દેખાડતા માલમ પડે છે. ત્યારે એવા બે ઘડાયલા લખનારાઓની ભેગી કોશેશથી જે પુસ્તક બહાર પડે તેમાં "માલ" હોવોજ જોઇયે અને અમો વગર આંચકીએ કહીશું કે નીર્દોસ બોધકારક વાંચણ તરીકે આ **નવી અરેબિયન વાર્તાઓ** વાંચવા લાયકછે. "અરેબ્યન નાઇટસ" ની કયાઓએ આપણા દેશી વાંચક વર્ગ ઉપર કાંઇ જબરી અસર કરેલી જણાય છે. એ "અરેબ્યન નાઇટસ" ની વાર્તાઓનાં ગુજરાતી પુસ્તકો અનેક બહાર પડયાં છે, પણ ૧૦૦૧ રાતમાથી ૩૦૦ ઉપર રાતવાલી વાર્તાઓની ધન નસલ જણાયલી ન હોવાથી તે "ખાડો પુરવા સારૂ" ઉપલા લેખકોએ જે ત્રણ પુસ્તકો બહાર પાડવાનો ઠરાવ કર્યો છે, તેમાંનું એક આ "**નવી અરેબિયન વાર્તાઓ**નું પુસ્તકછે.-એમાં સમાયલી વાતો સારી ઢબે વાંચવા લાયક સરળ ભાષામાં લખાયલી છે. પણ આ નવાં પુસ્તકનું એક ખાસ ખેંચાણ તે માહેલાં ચિત્રોનું છે. એ ચિત્રો પાછળ મોટો ખર્ચ થયો જોઇયે, જે જોતાં જો તે વેલાતથી ખાસ બનાવી મંગાવ્યાં હતે તો વધુ દીપાયમાન થઇ પડતે એમાં શક નથી. ચિત્રો સાથની વાર્તાની

ગુજરાતી ચોપડીઓ ઉપર કવચીતજ આપણી નજર પડે છે, જેથી એ નવો સુધારો જેટલો આવકારદાયક તેટલોજ જરૂરનો છે, અને એવાં સારાં પુસ્તકોના બાબમાં તેની નકલ થયલી જોવાને અમો રાજી થઇશું. ચોપડીની છપાઇ તેમજ બાઇનડીંગ સારી છે અને સામતી રીતે એ જાતનાં વાચણોનાં કમનસીબે ઘણાંજ થોડાં મળી આવતાં મગીન પુસ્તકોમાં આ વાર્તાઓની નવી ચોપડી એક મનમાનનો વધારો કરે છે.

સુબઇ સમાચાર ( તા૦ મી નવેમ્બર ૧૯૦૦)

"નવી અરેબ્યન વાર્તાઓ" ની ચોપડી મેશર્સ માણેકજી એદલજી વાછા અને ડોશાભાઈ ફરામજી લગડાના તરફથી મળી છે, જેની પોંહોચ માન સહીત સ્વીકારીયે છીયે. મી૦ વાછા અત્રેની જાણીતી સાઇકલ વેચનારી પેહેડી મેશર્સ વાછા બ્રધર્સના એક ભાગીદાર છે અને તેઓએ ગુજરાતી સાહીતમાં આગળ સારી સેવા બજાવી છે. ધંધામાં પડયા છતાં અને ધધાની ભારે રોકાણ હોવા છતાં તેઓએ પોતાનો આગલો શોખ હજી મુકયો નથી એવું આ નવા પુસ્તકની હસ્તી ઊપરથી માલમ પડે છે જાણીતી જગ અશકારા અરેબ્યન નાઇટ્સના ધોરણે રચાયલી વારતાઓનો નાનો સગ્રહ ઊપલા પુસ્તકમાં કરવામા આવ્યો છે અને વારતાના શોખીનોને એક સારો ખોરાક પુરો પાડે તેવી તે વારતાઓ માલમ પડે છે વળી વારતાઓ માહેલા કેટલાક અસરકારક દેખાવોના નાના સુદર ચીત્રો પણ વચમા વચમા આપવમા આવ્યા છે, જેઓ ચોપડીની રોનક વધારવા સાથે વારતાઓને વધારે અસરકારક બનાવે છે.

ધુરે એલમ ( આગસટ ૧૯૦૦ )

મેસર્સ વાચ્છા બ્રધર્સ જેમતું નામ "બાઇસીકલોના શાહ વેપારી" તરીકે મશહુર થઇ ગયા "ઘરગતુ શબ્દ" જેવું થઇ પડયુ છે, જેમની ગીરગામ તેમજ કોટ મળી મુબઇમાજ ત્રણ દુકાનો છે, અને જે ધધાદારીઓએ રોકેલી જગ્યાના ઓહોળા વિસ્તાર ઉપરથીજ તેમના ઓહોળા રોજગારના વિસ્તારનો કાંઇક ખ્યાલ મળી શકે છે,—તે બીરાદરો માહેલા મી૦ માણેકજી એદલજી વાચ્છા જેવણે એક લેખક તરીકે અત્યાર સુધીમા સારી નામના મેળવી છે, તેવણે એક બીજા લેખક મી૦ ડોસાભાઇ ફરામજી લંગરાના સાથે મળીને "નવી અરેબ્યન

☞ નવી અરેબ્યન વાર્તાઓ નું પુસ્તક રૂપ્યા દોઢની કીમ્મતે મી૦ પીરોજશાહ દીનશાહ મુકાદમ ( ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુબઇ ) તથા સર્વે જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે, પોસ્ટેજ ત્રણ આના વધુ.

વાર્તાઓ "ને નામનું જે પુસ્તક પ્રગટ કીધું છે, તેને લગતી જાહેર ખબર ઉપર પણ વાંચનારનું ધ્યાન આપોઆપ ખેંચાયા વિના રહેશે નહિ. આ વાર્તાઓ ઘણીખરી "અરેબિયન નાઇટસ" જેવી છે, પરંતુ જાહેર ખબરમાં જણાવ્યા પ્રમાણે ફરક એ છે કે આ પુસ્તકમાં સમાયલી ૩૯ વાર્તાઓ તદન નવી છે—જે બીના ઉપર ખાસ કરી અમે અમારાં સુજ્ઞ વાંચનારાંઓનું ધ્યાન ખેંચ્યે છીયે, કારણ કે તે અત્યાર સુધીમાં છપાઇ ગયલાં "અરેબિયન નાઇટસ"નાં ગુજરાતી પુસ્તકોનો ખાસો પુરનાર ઉમેરો યા વધારો લેખાઇ શકાય. ખુદ પુસ્તક વિષે હવે પછી કોઇ બીજી જોગવાઇએ બોલવાનો અમારો વિચાર છે, તેટલાં માત્ર ખબરના સંબંધમાંજ અમે એટલી નોંધ લઇશું કે મ્હોટા કદનાં ૧૬૫) પાનાનાં આ પુસ્તકની કપડાંનાં પુઠાં સાથની ટકાઉ બાંધણી અને ભારે ખર્ચે તેમાં દાખલ કીધેલાં સુંદર ચિત્રો તેમજ તેની મફાઇદાર છપાઇ તરફ જોતાં એ પુસ્તકની રાખેલી રૂપીઆ દોઢની કિંમતે એ પુસ્તકનો ઓહોળો ખપ જાગે તો તેમાં આશ્ચર્ય થવા જેવું કાંઇ નથી.

જ્ઞાન વર્ધક ( નવેમ્બર ૧૯૦૦.)

**નવી અરેબ્યન વાર્તાઓ** નામનાં એક નવીન પુસ્તકની પેહોંચ અમે ઉપકાર સહિત સ્વિકારીએ છીએ. મેશર્સ **માણેકજી એદલજી વાછા અને ડોસાભાઇ ફરામજી લંગરાના** એ પુસ્તકના લખનારાઓ છે. મી૦ વાછાને લાંબે વખતે લખનાર તરીકે બહાર પડેલા જોઇ અમે વાંચક વર્ગને મુબારકબાદી આપીએ છાએ, કારણ એ કલમે લખાતાં પુસ્તકો સદા રસિક અને વાંચવા લાયક માલમ પડયાંછે. વળી તેમના જોડીયા લખનાર વાર્તા વાંચનાર શોખીનોને આ માસિકના એક આગળા અધીપતી તરીકે પુરતા જાણીતા છે, એટલે એ જોડે એક રસીક પુસ્તક રચ્યું હોય તેમાં નવાઇ જેવું કાંઇએ નથી.

આ નવી અરેબ્યન વાર્તાઓ "અરેબ્યન નાઇત્સ"નો એક નવો વધારો છે. પણ કોઇપણ ગુજરાતી 'અરેબ્યન નાઇત્સમાં" આવિ ગયલી વાર્તાઓ એમાં પાછી આપેલી લાગતી નથી. કદાચ એકાદ બે પુરાણા દોસ્તો સિવાય ( અને તે પણ જૂદાજ લેબાસમાં ) આ પુસ્તકમાંની સર્વે વાર્તાઓ તદન નવી અને ગુજરાતી ભાષામાં પહેલીજ વાર પ્રગટ થતી લાગેછે. "અરેબ્યન નાઇત્સ" એક હજાર અને એક રાતની વાર્તા કહેવાય છે, પણ કોઇએ ગુજરાતી પુસ્તકમાં એટલી બધી વાર્તા સમાવેલી નથી. ફ્રેન્ચ સરકારના આસરા હેઠળ, "અરેબ્યન નાઇત્સની" સર્વે પુરેપૂરી વાર્તાઓનો ફ્રેન્ચ ભાષાનો તરજુમો અંગ્રેજીમાં થયલો છે : જેમાંની કેટલીક વાર્તાઓ આગળ "અરેબ્યન ટેલ્સમાં" પ્રગટ થઇ ચુકી છે, અને બીજી કેટલીક વધુ હાલ આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવેછે.

ન્હાની મોટી ૩૯ વાર્તાઓ આ પુસ્તકમાં આપવામાં આવી છે. જેમાંની અર્ધી ઉપર મી૦ વાછા લખે છે. મી૦ વાછાની વાર્તાઓમાં પહેલીજ વાર્તા " બોલકણું બુલબુલ " આપણું ધ્યાન ખેંચે છે; એ વાંચતાંજ આપણો પૂરાણો મિત્ર અલાદીન અને તેનું ચીનાઇ ફાનુસ યાદ આવે છે. આ વાર્તામાં પણ જીન અને પરી દેખાવ દે છે, અને માણુસના પત્થર અને પત્થરનાં માણુસો થાય છે જીન પરીયાં મેહેલ બાંધે છે, ચાકર, નોકર, ઘોડા, તંબુ, બધું એક પળમાં હાજર કરે છે. ટુંકમાં આ એકજ વાર્તા વાંચતાં આપણી ખાત્રી થાય છે, કે આ સઘળી વારતાઓ અસલ " અરેબ્યન નાઇટ્સમાંની " છે : અને "અરેબ્યન નાઇટ્સ"ની વાર્તાઓ રસિક ન હોય તો કેવી ?

" ભાંગ પીનાર માંછીની વાર્તા," " ઓરત અને દોલત " વિગેરે વાર્તાઓ ઘણીજ રસિક લાગેછે. "ઢોલી અબુ કાસીમ, " " પખાલીનાં જુસાં," " કાસીમનો કીનો, " ઠગને ઘર ઠગ પરોણો " વિગેરે વારતા ચાનક આપ-નારી તથા રમુજી છે. તેમાં " કાસીમનો કીનો " અમારે મનથી આખાં પુસ્તકની સવ્રથી સરસ વાર્તા છે.

એ પુસ્તકમાં આપેલાં ચિત્રો, તેનો ખરો શણગાર છે. એ ચિત્રો પાછલ મોટો ખરચ થયલો હોવો જોઇએ. " મકાઇ બાડુ " જેવાં ચિત્રોના દહાડા હવે પૂરા થયા છે, અને તેથી ચિત્રોનાં નામને શોભાવે એવાંજ ચિત્રો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

મેસર્સ વાછા અને લગરાનાનાં આ ભેગાં પુસ્તકની ફતેહ થશે, એમાં તો શક નથી, પણ જો હવે પછી એની એકાદ નવી આવૃત્તી કાઢવાનો સમય આવી લાગે તો એમા વાપરેલા અરેબિક શબ્દોની સમજ વધુ વિગતવારે આપવી. કેટલેક ઠેકાણે થોડાક વાકયો જરૂર પડતા નાખવા, અને તવારીખ સાથ સંબંધ ધરાવનારા બનાવોને લગતી હકીકત ' ફુટ-નોટ 'માં વધુ વિગતવાર સમજાવવી. આ પુસ્તકની કિંમત રૂપિયો દોઢ માત્ર છે, અને તે ઘણી ન કહેવાય. " અરેબ્યન નાઇટ્સ "નાં શોખીન વાંચનારાઓને " નવી અરેબ્યન વાર્તાઓ" વાંચવા માટે તે ખરીદવાને લાલચ થયા વગર રહેશેજ નહી.

સત્યવકતા ( તા૦ ૧૯ મી ડીસેમ્બર ૧૯૦૦ )

" નવી અરેબ્યન વારતાઓ " એ નામનું ૩૯ વાર્તાઓના સંગ્રહના પુસ્તકની એક પ્રતિ મી૦ માણેકજી એદલજી વાછા તરફથી અમોને ભેટ મલી છે. આ વાર્તાઓના લખનારા તરીકે તેઓ અને મી૦ ડોસાભાઈ

---

ફરામજી લંગરાના છે. આજ કાલ વારતાઓનાં પુસ્તકો સંખ્યાબંધ જન્મ પામે છે, તેમાંનો થોડો ભાગ જનમંડળને ઉપયોગી થઇ પડવો જોઇએ. એવું ઉપયોગી આ પુસ્તક પણ એક છે. આ પુસ્તકમાં બોલકણું બુલબુલ, સોનેરી ટોલી, છોકરું જનાવનાર કાઝી, ભાંગ પીનાર માછી, અદેખાઇનો ભોગ, લખ્યા લેખ ન ફીટે, ચોરોને ઠગનાર ઓરત, તકદીરની તાસીર, કીસમતનો ચમતકાર અને ભાઇ કયાં જ્યાંના ત્યાં, વિગેરે વિષય પર જે ગુંથણી ગુંથી છે, તે વાંચકવૃંદને જ્ઞાન સાથે ગમત આપનારા છે. કોઇ કોઇ વિષયોને અંગે ચિત્રોની સામગ્રી પુરી પાડવામાં આવેલી છે, તે ઉપરથી તેની સહેલી સમજની ખોટ પુરી પડે છે. ચિત્રોની ખુબીનું કંઇક ઉત્તમ ભાન કરાવે છે. એ બન્ને લેખકો પારસી ગૃહસ્થો છે, છતાં ગુર્જર ભાષાની જ્ઞાનનું તેઓ કેટલેક દરજ્જે ઠીક જ્ઞાન ધરાવતા લાગે છે. પુસ્તકની છપાઇ, બંધાઇ અને ચિત્રો આદિ તરફ નજર કરતાં તેની કીંમત રૂ.–૧–૮–૦ રાખવામાં આવી છે, તે તેના પ્રમાણમાં ઠીક છે.

રાસ્ત ગોફ્તાર (તા૦ ૨૦ મી જાનેવારી ૧૯૦૧)

ઉપલાં નામનું એક સુન્દર બાંધણીનું પુસ્તક તે રચીને પ્રગટ કરનારા જાણીતા લેખકો મેસર્સ માણેકજી એદલજી વાછા તથા ડોસાભાઇ ફરામજી લંગડાનાએ બાહેર પાડયુ છે, જેની એક નકલ અમોને મળી છે. "અરેબ્યન વાર્તાઓ" ને નામે અત્યાર સુધીમાં ઘણાંક પુસ્તકો રચાઇને બાહાર પડી ચુકયાં છે, પણ ઉપલાં પુસ્તકની વાર્તાઓ વાંચ્યા પછી અમે કેહવાને શકિતવાન છીયે કે જાણીતા લેખક મી૦ પાહલનજી બરજોરજી દેસાઇએ બાહાર પાડેલી "અરેબ્યન ટેલ્સ" ની વાર્તાઓવાળાં પુસ્તક પછી આ પુસ્તક એવુ બીજુ જ છે કે જેમા નાની નાની વાર્તાઓ બનતાં સુધી સરલ અને સાદી એબારતમા રચાઇ છે. વાર્તાઓની ભાષા અશુદ્ધછે, પણ તેને લગતી ફરિયાદ તો થોડાક ગણત્રીના જાણીતા કલમકસો સિવાય બાકીના પારસી ગ્રંથકર્તાઓના બાબમા સાધારણ થઇ પડી છે. મી૦ માણેકજી વાછાએ અત્યાર સુધીમાં અનેક પુસ્તકો પ્રગટ કીધાં છે, પણ એ શરમાળ ગૃહસ્થ જેટલા એક ગ્રંથકાર તરીકે જાણીતા નથી, તેટલા સાઇકલનો વેપાર બોહળા પાયા ઉપર વધારી દઇને અસાર સુધીમા ઘણી સારી નામના મેળવનાર જાણીતી મેસર્સ વાછા બ્રધર્સની કંપનીના ભાગ્યા તરીકે જાણીતા થયલા છે, મી૦ વાછાના જોડીદાર ગ્રંથકર્તા મી૦ લંગડાના પણ "રફીક" ના તખલ્લુસ હેઠલ લેખક તરીકે ઠીક જાણીતા થયલા છે. અને એવા જોડયા લેખકોની કલમથી બાહેર પડેલાં પુસ્તકમાં જાજી ખામીઓ જણાય નહી, એ કુદરતી છે. ગ્રંથકર્તાઓ પ્રસ્તાવનામાં સમજાવે છે કે ગુજરાતી ભાષામાં અત્યારસુધી જે અરેબિયન નાઇટસનાં પુસ્તકો

છપાયલાં છે તે "સર્વ અધુરાં" છે, અને તેથીજ તે ખાડો પુરવા માટે આ "નવી અરેબ્યન વાર્તાઓ," તથા "ક્લીફ હારૂન અલ-રશીદ" અને "અરેબીક નવી કથાઓ" નાં નામો હેઠલ ત્રણ પુસ્તકો પ્રગટ કરવાનું તેઓએ માથે લીધું છે, જેમાંનું ઉપલું પુસ્તક હાલ હસ્તી જોવા પામ્યું છે. વાર્તા વાંચનારાઓનું પ્રમાણુ જ્ઞાન આપનારાં સંગીન અને ઉપયોગી વાંચનો વાંચવાનો શોખ ધરાવનારાઓ કરતાં ઘણું મોટું છે, અને તેમાં પણ એક ભાગ એવો છે કે જે પરિવાંઓ અને જાદુગરોનાં પરાક્રમો, પરસ્તાનની પરીઓ અને જીનોના ચમતકારો વીગેરેની વાર્તાઓ ઉપર મરી ફીટે છે. તેવો શોખ ધરાવનારાઓનો આલમ્રુ શોખ પુરો પાડવામાં કર્તાઓએ પોતાનાં આ પુસ્તકથી અચ્છી સ્નેહ મેળવી છે, એમ કેહવામાં અમે કોઇ પ્રકારે ખોટા ગણાઇશું નહી. પ્રાચિનકાળનું દુર્દશામાં આવી પડેલું જાદુ તે કદાચ આજના સુધરેલા જમાનાના સુધરેલાં નામ હેઠલ "હીપ્નોટીઝમ" અને "મેસમેરીઝમ" યાને પારકાંની શકતી પોતાના કાબુમા લેવાનો હુન્નર કહી શકાશે, અને તેના ચમતકારોની વારતાઓ તે વાચવાનો શોખ ધરાવનારાઓને માટે અહી ગણી છે. પોતાની આ વારતાઓને રસીલી બનાવવાને કર્તાઓએ કશી બાકી રાખી નથી, તેમજ તેને ચિત્રો વિગેરેથી શણુગારવામાં ખરચની કશી તાણ કીધી નથી. જે પુસ્તકોના આધાર ઉપરથી વારતાઓનું આ વણું ઉભું કરવામાં આવ્યું છે, તેમાંના વાંધા ભરેલાં લખાણુને સંભાળથી સુધારીને દાખલ કરવાની કર્તાઓએ ખાસ સંભાળ લીધેલી અમે જોઇએ છીએ.

અખબારે સોદાગર (તા૰ ૨૪ મી જાનેવારી ૧૯૦૧)

"અરેબ્યન નાઇટસ" ની વારતાઓ આપણા ગુજરાતી વાંચક વરગમાં બહુ સાધારણુ થઇ ગઇ છે પણુ આજ સુધી પ્રગટ થયલી કોઇપણુ "અરેબીયન નાઇટસ" માં સઘળી વારતાઓ આવી ગયલી હતી નહી. એક હજાર ને એક રાતમાં થયલી વારતાઓમાંથી આશરે ત્રણુમા ઉપર વારતાઓ છોડી દેવામાં આવી હતી. આ નહી જાહેર થયલી રસીલી તેમજ ટુંકી વારતાઓનો એક સારો જેવો સંગ્રહ "નવી અરેબીયન વારતાઓ" ના નામ હેઠળ મેસરસ માણેકજી એદલજી વાછા અને ડોસાભાઇ ફરામજી લંગરાનાની ભેગી કલમથી લખાઇ બાહર પડયો છે. આ સંગ્રહમાં આશરે ચાલીસ વારતાઓ સમાવવામાં આવી છે જેમાં કેટલીક નીતી, નસીહત, અકલથી ભરપુર છે તો

---

કોઇ ચતુરાઇ, લુચ્ચાઇ, ચપલાઇ, અને કીનો યા હસદ દુનીયામાં શું શુ સત્યાનાસ અને ઉઠલપાઠલ કરી શકે છે તેનો આપણને ખ્યાલ આપે છે. વળી કોઇ કોઇ વારતાઓ રમુજી પણ છે. આ સઘલી ટુંકી, મીઠી, રમુજી અને વાંચતાં એ ઘડી ગમત આપવા સાથે જ્ઞાન પણ આપે એવી વારતાઓ અસલ અરેબીયન નાઇટસની અદ્દભુત કથાઓ સાથે ઘણી રીતે મલતી આવે છે. આ વારતાઓ એવી સાદી સમજ પડે એવી એબારતમાં લખાયલી છે કે તે એકવાર હાથમાં ધરયા પછી પુરી કર્યા વીના પાછી મુકી નહી દેવાનો વીચાર થાય છે એટલુંજ નહી પણ તે બીજી વાર વાંચવાને આપણને લાલચ થાય છે. એ વારતાઓને વધુ વાંચવા લાયક અને વધુ ધ્યાન ખેંચનારી કરવાને તેના લખનારાઓએ સુંદર ચીત્રો આપવાને કોશેશ કરવામાં આવી છે. પણ આ " નવી અરેબીયન વારતાઓ "માં આપવામાં આવેલા ખુલ્લા અને આબેહુબ પીકચરો આપણા દેશી હુનરનો એક સારો નમુનો રજુ કરે છે; એ ચીત્રો ફોટોઝીનકોને નામે ઓળખાતા ઠસા પરથી છાપવામાં આવ્યા છે. સુંદર છપાઇ અને બાંધણી સાથે આવાં ચીત્રો સાથનું આ પુસ્તક દોઢ રૂપીયાની નજીવી કીમતમાં વેચવાને તેના પ્રગટ કરતાઓને પાલવતું પણ કેમ હશે? અમારી જાણ મુજબ આ ચોપડીમાં જે આઠ ચીત્રો આપેલાં છે તે એક એવા ઉતમ યુરોપીઅન કારીગરને હાથના છે કે જે કારીગરના હાથના એ આઠ ચીત્રો ઉપરાંત બીજાં અગણોતેર ચીત્રો ધરાવનારી ચોપડીની અકેકી નકલ છવીસ ગીની એટલે લગભગ ૪૧૦ રૂપીએ વેચાય છે.

ફુરસદ (જાનેવારી ૧૯૦૧)

**" નવી અરેબયન વાર્તાઓ "**—લખનારાઓઃ મેસર્સ માણેકજી એદલજી વાચ્છા અને ડોસાભાઇ ફરાંમજી લંગરાનાં. ( ૨ીક )

ઉપર મુજબની ધાર્મિક લાગણી પેદા કરવાવાલી નહી તોપણ નેટ-લીજ દીલપઝીર આ " નવી અરેબયન વાર્તાઓ " વાચનારાંને એ ઘડી દીલ બહેલાવવાને ખરેખર ઘણી ઉપયોગી છે. જેઓને પોતાનો વખત ગુજાર-વાને ઘણો ભારી પડતો હોય તેઓને તેમજ થાકેલાં કે કંટાલેલાં દીલ તથા મગજને રાહત આપવા આ કિતાબનો ઉપયોગ કરવાને ઘણા વિશ્વાસથી ભલાં-મણ કરી શકાશે.

સાઇકલના સાહસીક વેપારી મેસર્સ વાચ્છા બ્રધર્સના એક ભાગ્યા મી૦ માણેકજી એદલજી વાચ્છા પોતાના ધંધા ધાપાની રોકાણ ઉપરાંત પોતાની ફુરસદનો વખત જુદા જુદા ગ્રથો બનાવવાના ખરચાલુ ઉદયોગમાં ગુજારે એ આલસાઇમાં દીન હરાંમ ગુજારનાર અયાસીઓએ ખચ્ચીત કરીને ઢડો લેવાજોગ લેખાવું ઘટે. એવણે અને મી૦ ડોસાભાઇ ફરાંમજી લંગરાના*

( તે "રફીક"ના તખલ્લુસથી જાણીતા થયલા ગ્રહસ્થે ) અત્યાર સુધીમાં જુદાં જુદાં દીલબેહેલાવનાર રસીલાં પુસ્તકો બાહેર પાડી પ્રજાની ઘણી કીંમતી સેવા બજાવી છે એમાં સંદેહ નથી, ને તેજ બને બીરાદરોએ પોતાની એકી મેહેનતથી આ "નવી અરેબ્યન વારતાઓ બાહેર પાડી શોકીન ગુજરાતી આલમની નવી સેવા બજાવી છે.

એ વાર્તાઓમાંનાં સુંદર આઠ ચીત્રો ઘણાં અચાંબાકારક છે, ને અમો જાણીને સંતોષ પાંમ્યા છીએ કે એ "હાફ ટોન" ની ચીત્રકળાનું તમામ કામ મુંબઇમાંજ થયું છે, જે "ગેએટી થીએતર"વાળાં મકાંનમાં દુકાણ રાખનાર મી૦ બી. બી. મેહેતાના હુન્નરનું એક ઉતેજન આપવા જોગ પરીણામ છે. એવા સુંદર ચીત્રો સાથે સારી છપાઇ અને બંધાણવાળું આ પુસ્તક રૂ૦ ૧॥ ની કીમતમાં વાચનારી આલમ માટે જોઇએ તે કરતાં ઘણું વધારે સસતુ છે, અને અમોને ગંભીર ભય છે કે એના પરવરતાવનારાઓને નહીં તો શું પણ ગાડના ગોપીચંદ વકીલ એ પુસ્તક પાછલ કરવા પડ્યા હશે, કેમકે જેમ આ ચીત્રકલાનો હુન્નર હિંદુસ્થાનમાં નવો હોવાથી ઘણો મોંઘો પડે છે, તેમજ વળી ગુજરાતી વાચનારી આલમની નફકરી સુસ્તી અને બેકદરીને લીધે ગ્રંથ કરતાઓને તેમની પ્યારી મેહેનતનું દામ તો રહ્યું પણ ખરચેલું નાણું બી પુરેપુરૂં બાજે વખત પાછું મળતું નથી એ જાણીતી વાત છે, ને તે ઘણા અફસોસની વાત છે.

એ કિતાબના દીબાચામાં દર્શાવા મુજબ એ માહેલી કેટલીક વાર્તાઓ મી૦ રફીકના અધીપતીપણા હેઠલ પ્રગટ થતાં "કોહીનુર" ચોપાનીઆમાં પ્રગટ થવા પછી એટલી તો લોક પસંદ થઇ પડી કે તેમને આ જુદાં પુસતકમાં બાહેર પાડવાની ગ્રંથકરતાઓને લાલચ થઇ છે. વળી એ "નવી અરેબ્યન વાર્તાઓ" જુની 'અરેબ્યન નાઇટ્સનો' એવો એક ભાગ છે કે જે આજ સુધી કોઉબી ગુજરાતી "અરેબ્યન નાઇટ્સ"માં છપાયેલજ નથી. તેમાંની લગભગ "ત્રણસો રાતની વાર્તાઓનો એક જુમખો ત્રણ પુસતકોમાં બાહેર પાડવાની આ ગ્રંથકર્તાઓ કબુલાત આપે છે, કે જે માંહેલું પેહેલું આ "નવી અરેબ્યન વાર્તાઓનું" છપાઇ ચુક્યું છે, અને બીજું "ખલીફ હારૂન-અલ-રશીદ" તથા ત્રીજું "અરેબીક નવી કથાઓ"નાં નામ હેઠલ પ્રગટ થશે એમ જાહેર કરવામાં આવ્યું છે. એ સઘળું જોવાં અમો ઇચ્છીએ છીએ કે ગુજરાતી વાચનારી આલમ આ જુના ને જાણીતા લેખકોનાં તે

---

☞ નવી અરેબ્યન વાર્તાઓનું પુસ્તક રૂપીઆ દોઢની કીમ્મતે **મી૦ પીરોજશાહ દીનશાહ મુકાદમ** ( ચરચગેટ સ્ટ્રીટ. કોટ, મુંબઇ.) તથા સર્વે જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે. પોસટેજ ત્રણ આના વધુ.

તોરનાં આ પહેલાં પુસ્તકને પુરતો આસરો આપે, કે જેથી તેની પાછળનાં પ્રામીસ કરેલાં નવી નવી વાર્તાઓના બે નવાં પુસ્તકોને જન્મ આપવાને એ સાહસીક ગ્રંથકર્તાઓને ઉત્તેજન મલે.
માસિક મનહ (મારચ ૧૯૦૧).

**નવી અરેબ્યન વાર્તાઓ**—લાંબે વખતે સુંદર બાંધણીનું અને ખુશનુમા દેખાવનું, ૩૯ ન્હાની-મોટી વાર્તાઓનું એક પુસ્તક ગુજરાતી સાહીત્યમાં પંકાયલા બે જાણીતા પારસી લેખકો તરફથી બાહાર પડયું છે, જેની " પ્રગટ કરનારની સલામ સાથે રિવ્યુ માટે " માસિકના અધિપતિ તરીકે મને ભેટ કરવામાં આવેલી પ્રતની પોહોંચ માન સહિત સ્વિકારૂં છું. મેસર્સ માણેકજી એદલજી વાછા અને ડોસાભાઇ ફરામજી લગડાનાની ભેગી કલમથી બાહેર પડેલું આ " નવી અરેબ્યન વાર્તાઓ " નું પુસ્તક મેં ઘણા હર્ષ સાથે વાંચ્યું છે અને વાંચીને, કેટલાક અપવાદો બાદ જતાં, વખાણ્યું છે. બન્ને લેખકો અચ્છા કલમકસો તરીકે અત્યાર આગમચના કસાઇ ચૂકેલા હોવાથી ભાષાની સંગીનતા માટે બોલવું પડે એમ નથી. તેમાં સગીનતા જોડે ચિત્રો રંગીનતાએ બેવડો બહાર ઉમેરેલો હોવાથી (અને તે ચિત્રો Mr. B. B. Mehta જેવા એક જવાન ઉદ્યોગી પારસી આરટીસ્ટના સભાળભર્યા સાહાસ હેઠળ તૈયાર થયલાં હોવાથી) મેસર્સ વાછા અને લગડાનાની કુપનીએ મેળવેલી ફતેહ બેવડી મુબારકબાદી આપવા જોગ છે, આખાં પુસ્તકમાં એકેકથી સરસ એવાં ૮ ઉમદાં ચિત્રો આપ્યાં છે.

થયલો જોવાને હું અંત કરણથી ખુશી થઇશ. મી૦ વાછા " કલીફ હારૂન-અલ રશીદ " અને " અરેબીક નવી કથાઓ " પ્રગટ કરવાની જે ખાહેશ રાખે છે, તેમાં તેમની ફતેહ ઇચ્છી, હું ભલામણ કરવાની રજા લઇશ કે એ પુસ્તકોમાં વાર્તાઓ લગાર વધારે લંબાવવી, કે જેથી દરેક બનાવોનું રંગીન દાસ્તાન વાંચવાની લેહેઝત લેતા વાંચક-વર્ગને અસલ અરેબિયન નાઇટસના જેવી મઝાહ મળે. વાર્તાઓ જેમ અંદરથી લેહેઝતદાર અને મોજ આપનારી લખાઇ છે તેમ આ પુસ્તકનુ પુઠું બાહેરથી તેને અચ્છી શોભા આપનારૂં નીવડ્યું છે. એવા ખંતીલા, મેહેનતુ અને શાહસિક લેખકોને પ્રજાનો આસરો ખરેખર ઘરે છે.

---

# વાંચવા લાયક પુસ્તકો.

| | રૂ. | આ | પૈ. |
|---|---|---|---|
| અરેબ્યન તેલ્સ ... | ૩ | ૦ | ૦ |
| ઓનરેબલ શેઠ દાદાભાઇ નવરોજજીની જીંદગીનો છબી તથા જન્મ કુંડલી સાથનો હેવાલ ... ... | ૦ | ૪ | ૦ |
| કલીફ હારૂન-અલ રશીદ. સુંદર ચીત્રો અને સોનેરી પુઠાં સાથે | ૨ | ૪ | ૦ |
| કોરદેવા શેહેરનું મોતી ... | ૦ | ૪ | ૦ |
| ગરીબાઇમાં તવંગરી ... | ૧ | ૦ | ૦ |
| ગુમાનસીંહ યાને સત્યનો જય | ૧ | ૮ | ૦ |
| ગુલબાનુ (એક અતી રસીલી વાર્તા) | ૦ | ૧૨ | ૦ |
| ગુલામી બાઝાર... ... | ૧ | ૮ | ૦ |
| ચંચલ ગ્રંથ (પુશકળ ટાહુકા-ટુચકા) ... ... | ૦ | ૧૨ | ૦ |
| જીયોતીષ વિધ્યા યાને સુષ્ટી રચના ... ... | ૩ | ૦ | ૦ |
| તડકામાં એક વાદળી ... | ૨ | ૮ | ૦ |
| તાપી માતાનો કોપ ... | ૧ | ૦ | ૦ |
| દીલખુશ અથવા રમુજે ફુરસત | ૧ | ૪ | ૦ |
| નવી અરેબ્યન વાર્તાઓ (સુંદર ચીત્રો સાથની ૩૯ નવી વાર્તાઓ) ... ... | ૧ | ૮ | ૦ |
| પવીત્ર પ્યાર ... ... | ૦ | ૮ | ૦ |
| પહેલ્લા સર જમશેદજી જીજીભાઇનું ચીત્રો સાથે જન્મ ચરીત્ર ... ... | ૩ | ૦ | ૦ |
| પારસી યોગ અભ્યાસ ... | ૫ | ૦ | ૦ |
| પીરોજા અતી રસીલી વાર્તા | ૧ | ૪ | ૦ |
| પેટ બોલુ પંચી. બે ભાગમાં. | ૧ | ૦ | ૦ |
| બાનુ યાને સજીવન થયલો આશક ... ... | ૨ | ૮ | ૦ |
| બે પરહેતર-પહેલી ખરી બીજી ખોટી. ... ... | ૧ | ૮ | ૦ |
| ભણેલો ભીખો યાને ચીનાઇ ચંપાન. ... ... | ૦ | ૩ | ૦ |
| ભાઇ બેહનની માયાનો ચમત્કાર ... ... | ૧ | ૮ | ૦ |
| મહાજન મંડળ ... | ૧૦ | ૦ | ૦ |
| રમુજ સંગ્રહ ... ... | ૧ | ૦ | ૦ |
| રેડહાઉસ અથવા સોરાબશાહ શેઠનો વારેસ ... | ૧ | ૮ | ૦ |
| વિપારી વનિતા અથવા દગાખોર દોસ્ત .. ... | ૨ | ૮ | ૦ |
| શાશાની શાહનામુ ... | ૪ | ૦ | ૦ |
| શાહજાદી ઝીના ... | ૧ | ૦ | ૦ |
| સહેનશીલ સુંદરી ... | ૩ | ૦ | ૦ |
| સિપાહ બચ્ચાની સજની... | ૧ | ૮ | ૦ |
| સેતાનનો સાથી ... | ૧ | ૦ | ૦ |
| સોમનાથની પવીત્ર સુરતી તથા અમીર બચ્ચો (બન્ને સાથે બાંધેલાં) ... | ૧ | ૦ | ૦ |
| હી ક્ષ નાઇટસ અથવા ઝેમોરાની ગુફા ... ... ... | ૧ | ૮ | ૦ |
| જ્ઞાન વર્ધક (માસીક ચોપાનીયુ) વરસે ... ... | ૩ | ૦ | ૦ |

☞ એ ઉપરાંત સેકડો જાતનાં અંગ્રેજી તેમજ ગુજરાતી વાર્તાના પુસ્તકો તથા દરેક સ્કુલો તથા કાલેજોમાં ચાલતી દરેક પ્રકારની ચોપડીઓ બહુજ કીફાયત ભાવે મળશે.

**પીરોજશાહ દીનશાહ મુકાદમ.**

ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનાર. ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.